પ્રકાશક
જયંતીલાલ રતનચંદ શાહ
બાલચંદ ગાંડાલાલ દોશી
રતિલાલ ચીમનલાલ કોઠારી
માનદ મંત્રીઓ
**શ્રી મહાવીર જૈન વિદ્યાલય**
ઑગસ્ટ ક્રાંતિ માર્ગ, મુંબઈ–૪૦૦૦૩૬

卐

વી. નિ. સ. ૨૫૦૦ . જુલાઈ, ઈ. સ. ૧૯૭૪ : વિ. સં. ૨૦૩૦

કિંમત ચાર રૂપિયા

ત્રીજી આવૃત્તિ

卐

મુદ્રક
પ્રાણુલાલ બી સોની
હરીશ પ્રિન્ટરી
કીડીપાડાની પોળ, શાહપુર
અમદાવાદ



**શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા**

જન્મ ભાવનગર
તા. ૬-૧૨-૧૮૭૯

સ્વર્ગવાસ મુંબઈ
તા ૨૭-૩-૧૯૫૧

# પ્રકાશકનું નિવેદન

સ્વ૰ મોતીચંદભાઈ ગિરધરલાલ કાપડિયા શ્રી મહાવીર જૈન વિદ્યાલયના આદ્ય સંસ્થાપકોમાંના એક હતા અને સંસ્થાની સ્થાપના ઈ. સ. ૧૯૧૫મા થઈ ત્યારથી તે જીવનના લગભગ અન્ત ભાગ સુધી તેમણે મંત્રી તરીકે એ સંસ્થાની અનેકવિધ સેવાઓ બજાવી હતી. આ તેમની વર્ષોની અવિરત સેવાના સન્માન તરીકે, શ્રી મહાવીર જૈન વિદ્યાલયના તેમના સહકાર્યકર્તાઓએ મળીને, તા. ૨૦-૩-૪૯ના રોજ, મુંબઈમા એક ભવ્ય સન્માન સમારોહ યોજીને, શ્રી મોતીચંદભાઈને રૂ. ૭૦૦૦૧) ની થેલી અર્પણ કરી હતી. આ રકમમા પોતા તરફથી રૂ. ૫૦૦૦) ઉમેરીને તેમણે, સાહિત્ય-પ્રવૃત્તિમાં એ રકમનું વ્યાજ તેમ જ મુદ્દલ ખરચવું એવી ભલામણ-પૂર્વક, કુલ રૂ. ૭૫૦૦૧) ની રકમ શ્રી મહાવીર જૈન વિદ્યાલયને સુપરત કરી હતી. આ રકમના ઉપયોગ સંબંધમાં તા. ૪-૨-૫૧ ના રોજ મળેલી વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિએ જે યોજના કરી હતી, તેમાં એક કલમ નીચે મુજબ હતી—

"સન્માન થેલી દ્વારા વિદ્યાલયને પ્રાપ્ત થયેલી રકમમાથી રૂ. ૨૦૦૦૦) સુધીની રકમ શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયાનાં પ્રગટ તેમ જ અપ્રગટ લેખો તેમ જ પુસ્તકોમાથી પસંદ કરીને યોગ્ય લાગે તે લેખો તેમ જ પુસ્તકો પ્રગટ કરવા પાછળ રોકવી."

આ કલમ અનુસાર વિદ્યાલયે, "શ્રી મોતીચંદ કાપડિયા ગ્રંથમાળા" શરૂ કરીને, શ્રી મોતીચંદભાઈના પહેલાં છપાયેલ અને પાછળથી અપ્રાપ્ય થયેલ ગ્રંથોનું પુનર્મુદ્રણ કર્યું છે, તેમ જ "શ્રી આનંદઘનજીનાં પદો" ભાગ બીજાનું તથા "શ્રી આનંદઘન-ચોવીશી"નું શ્રી મોતીચંદભાઈએ લખેલ વિવેચન પહેલી જ વાર પ્રકાશિત કર્યું છે.

શ્રી મોતીચંદભાઈએ, આજથી ૬૦ વર્ષ પહેલાં એટલે વિ. સં. ૧૯૭૧માં લખેલ "જૈન દૃષ્ટિએ યોગ"ની પહેલી આવૃત્તિ ભાવનગરની

શ્રી જૈનધર્મ પ્રસારક સભાએ પ્રગટ કરી હતી. અને એની બીજી આવૃત્તિ વિદ્યાલયે, વીસ વર્ષ પહેલાં, સને ૧૯૫૪માં છપાવી હતી. તે ઘણાં વર્ષથી અપ્રાપ્ય થઈ ગઈ હતી; અને એની માગણી અવારનવાર આવતી જ રહેતી હતી! તેથી એની ત્રીજી આવૃત્તિ પ્રગટ કરતાં અમને આનંદ થાય છે. આ પુસ્તકને પુનઃ પ્રગટ કરવાની અનુમતિ આપવા માટે અમો શ્રી જૈનધર્મ પ્રસારક સભાનો આભાર માનીએ છીએ.

આજે જ્યાર યોગ શું ?–તે જાણવા તરફ લોકરુચિ વધારે ને વધારે સતેજ થતી દેખાય છે ત્યારે, આ પુસ્તકનું પુનઃ પ્રકાશન માત્ર જૈન સમાજના જ નહિ પણ યોગના વિષયમાં અભિરુચિ ધરાવનાર બધા જિજ્ઞાસુઓના પણ હાર્દિક આવકારને પાત્ર બનશે, એવી અમો આશા રાખીએ છીએ. લેખક આ પુસ્તકના 'આમુખ'માં જણાવે છે તેમ, મૂળ તો તેઓ જૈન યોગી આનંદઘનજીનાં પદોનું વિવેચન લખતા હતા ત્યારે, એ પદોમાં જ્યાં ત્યા યોગના પારિભાષિક શબ્દો આવતા હોવાથી, એ વિવેચનના ઉપોદ્‌ઘાતરૂપે યોગ ઉપર એક નાનો સરખો નિબંધ તૈયાર કરવાની એમને જરૂર ભાસી હતી. પરિણામે પ્રસિદ્ધ જૈન આચાર્યોએ લખેલા અનેક યોગગ્રંથોની તારવણીરૂપ એક નિબંધ તેઓએ તૈયાર કર્યો. એ નિબંધ એટલો મોટો થઈ ગયો કે છેવટે એને "જૈન દૃષ્ટિએ યોગ" નામે એક સ્વતંત્ર પુસ્તકરૂપે જ પ્રગટ કરવાનું તેઓને યોગ્ય લાગ્યું. અને એ રીતે આ પુસ્તકનો જન્મ થયો.

આ પુસ્તકનું સ્વચ્છ અને સુઘડ મુદ્રણ કરી આપવા માટે અમે અમદાવાદની હરીશ પ્રિન્ટરીનો આભાર માનીએ છીએ.

ઓગસ્ટ ક્રાંતિમાર્ગ,
મુંબઈ-૩૬
અષાઢી પૂનમ, વિ સં ૨૦૩૦
તા. ૪-૭-૭૪

જયંતીલાલ રતનચંદ શાહ
બાલચંદ ગાંડાલાલ દોશી
રતિલાલ ચીમનલાલ કોઠારી
માનદ મંત્રીઓ

# આમુખ

યોગના સંબંધમાં લોકોમાં સામાન્ય રીતે બહુ ગેરસમજૂતી ચાલે છે. યોગ શબ્દની આજુબાજુ એટલી અજ્ઞતા આચ્છાદિત થઈ ગઈ છે કે જાણે યોગ સામાન્ય પ્રાણીથી તદ્દન અગમ્ય વિષય હોય એવી લોકમાન્યતા થઈ ગઈ છે. યોગી, જોગી, સંન્યાસી, વેરાગી એ નામથી જાણીતા થયેલાઓમાં જાણે કાંઈ જડીબુટ્ટીનો ચમત્કાર હોય, તેઓ ભભૂતિ નાખી દેનારા હોય, કુદરતની અજ્ઞેય સત્તાને વશ કરનાર હોય, એવો ખ્યાલ લોકોમાં બેસી ગયો છે. સ્વાર્થ સાધવાની ઇચ્છાવાળા, સાંસારિક વસ્તુઓ કે વિખ્યાતિની એષણાવાળા અને લોકોના વહેમ અને વ્યુદ્ગ્રાહ પર આજીવિકા ચલાવનારાઓએ લોકોના આ ખોટા વિચારને ઉત્તેજન આપવા ઘણું કર્યું છે એમ પણ જણાય છે. આ ખ્યાલ તદ્દન ખોટો છે. યોગ, જે મોક્ષપ્રાપ્તિનો પરમ સિદ્ધ ઉપાય છે, તેને જડીબુટ્ટી કે ચમત્કાર સાથે ખાસ સંબંધ નથી અને બરાબર વિચાર કરતાં લબ્ધિ તથા સિદ્ધિઓ પરભાવમાં રમણુતા બતાવનાર છે અને આત્માનો અધઃપાત કરાવનાર છે તેમ જ વિશિષ્ટ પુરુષો તેનો ખાસ કારણુ વગર ઉપયોગ કરતા નથી, એમ શાસ્ત્રદૃષ્ટિએ બતાવવાની ઘણી જરૂર લાગી.

સાથે એમ પણુ જણાયુ કે સમ્યક્ત્વ–સમકિત જેવા યોગમાં અતિ ઉત્ક્રાન્તિ બતાવનારા વિષયના સબંધમાં ઘણુા-ખરા અલ્પાભ્યાસી પ્રાણીઓ એટલી અજ્ઞતા બતાવે છે કે, તેઓ જાણે પોતાનો આત્મા ઉન્નતિક્રમમાં વિશેષ આગળ વધી ગયો

છે એમ માનીને જ ચાલે છે. આ બાબતમાં વિગતથી ખુલાસો આધારપૂર્વક કરવાની બહુ જરૂર જોવામાં આવી. યોગનો વિષય સામાન્ય રીતે ધારવામાં આવે છે તેવો અગમ્ય નથી તેમ જ સમકિત જેવો અતિ મહત્ત્વનો આત્મગુણ પ્રાપ્ત કરવો તે બાળકનો ખેલ પણ નથી : એ બન્ને બાબત ખુલાસો કરવાની જરૂર હતી. આ ખુલાસો કરવાની યોગ્ય તક હાથ ધરવા પહેલાં સારી રીતે તે વિષય સમજવા માટે એ દૃષ્ટિપૂર્વક અભ્યાસ કરવાની જરૂર હતી. ચાલુ વિષય ઉક્ત વિચાર અને અભ્યાસનું પરિણામ છે.

આનંદઘનજીનાં પદોમાં યોગજ્ઞાન ભરેલું છે. તેનું વિવેચન લખતાં તેની પ્રસ્તાવના સાથે ઉપોદ્‌ઘાતરૂપે યોગ સંબંધી કાંઇક વિસ્તારપૂર્વક લેખ લખવાની આવશ્યકતા ખાસ જણાઈ. જ્યાં સુધી આવા વિષય પર વિચાર કરી તેનું આંતર રહસ્ય સમજવામાં ન આવે ત્યાં સુધી પદોમાં રહેલ રહસ્ય પ્રાપ્ત થવામાં ઘણી અગવડ આવશે એમ ધારી યોગના વિષયને સાદા આકારમાં મૂકી પદો પરનાં વિવેચનને ઉપોદ્‌ઘાત તરીકે દાખલ કરવા નિર્ણય થયો. જઘડીયા યાત્રાનું સ્થળ છે. ત્યાં એક માસ સુધી, સંવત ૧૯૭૦ની શરૂઆતમાં, રહેવાનું થતાં આ વિષયની રૂપરેખા ચીતરવામાં આવી અને કેટલોક ભાગ લખ્યો. ત્યાર પછી તે પૂરો કરતાં જણાયુ કે વિષય કાંઇક વધારે મોટો થયો અને ઉક્ત વિવેચનનું કદ અસલ યોજના કરતાં વધારે મોટું થયું. બન્નેને એક જ પુસ્તકમાં છપાવવાથી ગ્રંથ મોટો થઈ જાય તો કેટલીક સગવડ ઓછી થાય એમ ધારવામાં આવ્યું અને તેથી આ યોગનો વિષય, જે સદરહુ ગ્રંથના ઉપોદ્‌ઘાત

તરીકે મૂકવાનો હતો, તે જુદો બહાર પાડવાનો નિર્ણય થયો. ઉપોદ્ઘાત પર લંબાણુ પ્રસ્તાવના હોય જ નહિ, તેથી અત્ર મુદ્દાની વાત કરી વિષયની શરૂઆત કરી દઈએ.

યોગનો વિષય અગમ્ય નથી એ આ લેખ વાંચવાથી જરૂર જણાશે. એ લખતી વખતે સાદી ભાષામાં પારિભાષિક વિષય બતાવતાં બહુ મુશ્કેલી જણાઈ છે તોપણ, બની શકે ત્યાં સુધી, પારિભાષિક શબ્દ વિવેચન વગર અથવા ખુલાસા વગર દાખલ થવા દીધો નથી અને ભાષા જેમ બને તેમ ઘરગથ્થુ રાખવા પ્રયત્ન કર્યો છે. એમાં કદાચ સ્ખલના થઈ હોય તો તે વિષયની મહત્તાને અંગે બનવાજોગ છે. વળી, અતિ ઉત્ક્રાન્તિ બતાવનાર વિચારો સાદી ભાષામાં બતાવવા જતાં કોઈ વાર ક્લિષ્ટતા થઈ જવા પણ સંભવ છે. એ બન્ને બાબતમાં પૂરતી સંભાળ રાખવા છતાં પણ સ્ખલના થઈ હોય તો તે ક્ષંતવ્ય ગણી તે પર ધ્યાન ખેંચવા ખાસ વિજ્ઞપ્તિ છે.

આપણે ઘણી વખત અમુક પ્રાણીના જીવનપ્રદેશના એક વિભાગ પર વિચાર કરી શકીએ છીએ, કારણ કે આપણું જ્ઞાન હદવાળું હોવાને લીધે આપણે બહુ લંબાણ જોઈ–વિચારી શકયા નથી. આવા અંકિત જ્ઞાનને પરિણામે ઘણી વખત અમુક બનાવોનો આપણને ખુલાસો થતો નથી અને તેને પરિણામે ધર્મિષ્ઠ માણસોને દુઃખી થતાં જોઈને અથવા અધમ પંક્તિના માણસોને સુખ ભોગવતા જોઈને, મોટા વિગ્રહોમાં તેને માટે જવાબદાર વ્યક્તિને આરામ ભોગવતાં જોઈને અને નિર્દોષ હજારોને મરી જતાં જોઈને અને એવી એવી અનેક વિરોધદર્શક સ્થિતિ જોઈને મનમાં મૂંઝાઈએ છીએ અને આ બધા ગોટાળામાં કાંઈ વ્યવસ્થા હશે કે નહિ

તેને માટે અનેક વિચાર આવે છે. જ્યારે દૃષ્ટિ વિશાળ થાય છે ત્યારે અવલોકનનો પંથ મોટો થતો જાય છે અને તે વખત ઘણા ખુલાસા સ્વતઃ થતા જાય છે. અવલોકનપંથ મોટો કેમ કરવો તે યોગ બહુ સારી રીતે બતાવે છે અને એની કેટલીક ચાવીઓ પર વિવેચન આ વિષયમાં વાંચવામાં આવશે. જ્યાં સુધી એક ભવના આગળ પાછળના બનાવો પર જ વિચાર કે દૃષ્ટિ રહે ત્યાં સુધી અનેક પ્રકારની ગેરસમજૂતી થાય છે, પરંતુ વિશેષ વિશાળ દૃષ્ટિ થતાં તે સર્વ દૂર થાય છે.

સર્વથી અગત્યની બાબત સદ્ગુણ પ્રાપ્ત કરવાની છે. **ચેતનની** ઉત્ક્રાન્તિ કરાવવા માટે અનેક ગુણો અગત્યના છે અને તે ગુણો પર વિચારણા કર્યા પછી તેને અંગે તદ્દન નીચી સ્થિતિથી પ્રાણી કેટલો આગળ વધે છે, કેવી રીતે વધે છે, વધવામાં તેને કેવાં સાધનો મળે છે, તે સર્વ પર વિચાર કરવાની ખાસ જરૂર છે. ખાસ કરીને જ્યાં સુધી ચેતનની ઉત્ક્રાન્તિ કેવી રીતે થાય છે તેનો વિચાર બરાબર થતો નથી ત્યાં સુધી વ્યવહારની ઘણી બાબતોમાં ગૂંચવાડો થયા કરે છે અને અનેક વિશુદ્ધ ગુણો વ્યવહારુ રીતે અમલમાં મૂકવાનું કે આદરવાનું રહસ્ય શું છે અને તેનો આંતર હેતુ કયો છે તે સમજવાની આવશ્યકતા લાગતી નથી તેમ જ તે ભાવ ન સમજાય ત્યાં સુધી ધડા વગરનું વર્તન થાય છે. આ બાબતનો યોગ્ય ખુલાસો આ વિષયમાં થઈ જશે.

ચેતનની ઉત્ક્રાન્તિ કેવી રીતે થાય છે, તેને વાસ્તવિક સુખ ક્યાં અને કેમ મળે છે, તેનો હાલનો સુખનો ખ્યાલ કેવો ખોટો છે, તેની ઉત્ક્રાન્તિ વખતે તેનામાં આત્મીય ગુણો કેવા

ક્રમસર વધતા જાય છે અને તેનાં પૂર્વ કારણો અને પશ્ચાત્ સાધનો કેવી ઉત્તમ રીતે ગોઠવાયલાં છે, તે પર પ્રાથમિક વિવેચન આ વિષયમાં કરવામાં આવ્યું છે. આખો વિષય બહુ ઊંડા હેતુથી લખવામાં આવ્યો છે અને તેનો દરેક વિભાગ રહસ્યથી ભરપૂર કરવા ખાસ પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ વિષયમાં આઠ દૃષ્ટિ પર વધતા ચેતનની પ્રગતિ કેમ અને ક્યારે થાય છે, તે પહેલાં ઓઘદૃષ્ટિમાં તેની કેવી સ્થિતિ હોય છે અને પરમદશામાં તેની કેવી વર્તના રહે છે, એની પૂર્વ-સેવામાં ક્યાં સાધનો એકઠાં કરવાં જોઈએ અને યોગપ્રાપ્તિનાં કેટલાં અંગો છે તે પર ખાસ વિવેચન કર્યું છે. યોગના જુદા જુદા ભેદો, યોગીઓના ભેદો અને ઉત્ક્રાન્તિમાં પ્રત્યેકની સ્થિતિ બતાવતાં અવાંતર બાબતો પર સહજ વિવેચન કર્યું છે. આટલો વિષય વાંચતાં 'યોગ'ની બાબત પર પ્રેમ થશે તો આગળ ગુણસ્થાનમાં ચેતનની ઉત્ક્રાન્તિ, પ્રવચનમાતા, જ્ઞાનના અને ચારિત્રના વિષયને અંગે જૈનોનું વક્તવ્ય અને ખાસ કરીને પાતંજલ યોગ અને જૈન યોગની સરખામણી કરવામાં આવશે. જૈન માનસશાસ્ત્ર (*Psychology*) અતિ વિશાળ અને ખાસ અભ્યાસ કરવા લાયક છે. આખો વિષય ન્યાયના નિયમો પર લખાયલો છે, અને ચારિત્રધર્મો Ethics નો વિષય પણ એટલો જ ઉત્તમ છે. આ જ્ઞાન અને ચારિત્રના વિષયને અંગે અનેક સવાલો ઉપસ્થિત થાય છે તે ખાસ સમજવા યોગ્ય છે અને તેને માટે જૈન ગ્રંથોમાં એટલું બધું લખાયેલું છે કે તે વાંચવા માટે એક જિંદગી પણ પૂરતી ન ગણાય. યોગના રહસ્યભૂત વિષયો માટે બીજાં પાંચસો-સાતસો પાનાં લખી

શકાય તેટલાં સાધનો હાલ એકઠાં કર્યાં છે. આ પ્રાથમિક વિષય પર જિજ્ઞાસુઓને પ્રેમ થશે તો આયંદે આ વિષયના બીજા ભાગમાં યોગનું રહસ્ય ચીતરવા વિચાર છે. મનને અને યોગને કેવો સંબંધ છે, ચિત્તનો નિરોધ ક્યારે કરવો, કરવો કે નહિ, વિશિષ્ટ દશામાં મનને કેમ પ્રવર્તાવવું, વિશિષ્ટ જ્ઞાનમાં મન કેમ પ્રવર્તે છે, વગેરે અનેક અગત્યના પ્રશ્નો પર વિચાર કરવા અને મનોગુપ્તિના વિષયને અંગે જે ગેરસમજૂતી ચાલે છે તે દૂર કરવા માટે આયંદે પ્રયત્ન કરવા ઇચ્છા છે. આ વિષયમાં આઠ દૃષ્ટિની વિચારણાને અંગે કુતર્ક વિષમ ગ્રહ પર વિચાર બહુ સંક્ષેપમાં કર્યો છે, તે પણ સવિસ્તર સમજવા યોગ્ય છે. આ વિષય અગત્યનો છે એમ જિજ્ઞાસુઓ ધારે છે એમ જણાતાં તે પર વિશેષ લખવા ઇચ્છા છે.

ધ્યાનના વિષય પર અહીં ખાસ વિવેચન કર્યું છે. એ વિષય યોગના મધ્યબિન્દુ જેવો છે. એ પર હજુ પણ ઘણી વિચારણા થઈ શકે તેમ છે. મારો કહેવાનો આશય એ છે કે, જરા વિચારણાથી વાંચવામાં આવે અને યોગ શબ્દનો અર્થ કે તેનો ભાવ સમજવા પ્રયત્ન કરવામાં આવે તો જૈન ગ્રંથોમાં યોગ ભર્યો છે. એના પર પૃથક્કરણ કરી યોગ્ય વિવેચન કરવાની જરૂર છે. એક ઘણા વિદ્વાન્ મહાત્મા સાથે વાત કરતાં યોગની બાબતમાં તેઓએ પોતાની તદ્દન અજ્ઞતા જણાવી, પરંતુ તેઓનાં વ્યાખ્યાન—જાહેર ભાષણ—સાંભળતાં તેઓ બોલતા હતા તે સર્વ યોગની જ વાત હતી એમ જણાતાં માલૂમ પડ્યું કે હજુ લોકો યોગ શબ્દથી જ ડરે છે. યોગમાં આવું કાંઈ ડરવા જેવું નથી તેમ એ વિષય તદ્દન બેદરકારીથી હાથ ધરવા યોગ્ય પણ નથી.

વિષયને સાદી ભાષામાં મૂકવા જતાં અનેક સ્ખલના થવી સંભવિત છે. અતિ પ્રવૃત્તિવાળો ધંધો, અભ્યાસની ઓછાશ અને ખુલાસો મળી શકે તેવા સત્સંગનો અલ્પ ભાવ અથવા અભાવ અને તેવા પ્રસંગ હાથ ધરવાની ઓછી કાળજીને લઈને આ નવીન પ્રકારના વિષયમાં દોષ થવા સંભવિત છે. જે લખવામાં આવ્યું છે તે જૈનના યોગગ્રંથો પૈકી હરિભદ્રસૂરિનો યોગદૃષ્ટિસમુચ્ચય, ઉપાધ્યાયજી શ્રીમદ્યશોવિજયજીની દ્વાત્રિંશદ્-દ્વાત્રિંશિકા, શ્રી હેમચંદ્રાચાર્યનું યોગશાસ્ત્ર, શ્રી શુભચંદ્રગણિનો જ્ઞાનાર્ણવ વગેરે પરથી તારવી, વિચારી, સમજીને લખ્યું છે. શાસ્ત્ર-અનુકરણ કરવાની દૃષ્ટિ છોડી નથી, છતાં પ્રમાદ, છદ્મસ્થ સ્થિતિ અને વિષયનો અલ્પ પરિચય ધ્યાનમાં રાખી દોષ માટે ક્ષમા કરી વિષયવાંચનમાં પ્રવૃત્તિ કરવા અને દોષ સુધરી શકે તેવી રીતે મારી સાથે રૂબરૂ અથવા પત્ર દ્વારા ચર્ચા કરવા વિજ્ઞપ્તિ કરી આ લઘુ લેખની પ્રસ્તાવના પૂર્ણ કરું છું. છેવટે આ લેખ બહુ વિગતથી તપાસી આપવા માટે પંન્યાસ શ્રી આનંદસાગર ગણિ તથા મારા કાકા શ્રી કુંવરજી આણંદજીનો આભાર માની લેવાની આ તક હાથ ધરું છું.

મુંબઈ, મનહર બિલ્ડિંગ
મૌન એકાદશી. સં. ૧૯૭૧ } **મોતીચંદ ગિરધરલાલ કાપડિયા**

# વિષયાનુક્રમણિકા

卐

# જૈન દૃષ્ટિએ યોગ

—*—

## સુખનો ખ્યાલ : આરોહક્રમ

વ્યક્ત રીતે અથવા અવ્યક્ત રીતે સર્વ જીવોની ઇચ્છા સુખ મેળવવાની રહે છે. એના અંતર ભાગમાં સુસ્પષ્ટ રીતે જિંદગીનાં સુખો ઉત્કૃષ્ટ પ્રકારે ભોગવવાની અને પોતાની ભવિષ્યની સ્થિતિ સુધારવાની ઉત્કંઠા દેખાઈ આવે છે. પ્રત્યેક પ્રાણીમાં જેટલે દરજ્જે વિકસ્વરતા થયેલી હોય છે, તેના પ્રમાણમાં તેનો સુખનો ખ્યાલ ફરતો રહે છે. તદ્દન તિર્યંચાવસ્થામાં રહેલા જીવોને આ ખ્યાલ સ્થૂળ હોય છે. મનુષ્યત્વ પ્રાપ્ત કરેલ પ્રાણીઓમાં પણ સુખનો ખ્યાલ અમરંગ જેવો હોય છે. કેટલાક પ્રાણીઓ ઇંદ્રિયના ભોગોમાં સર્વસ્વ માની લે છે. કેટલાક ધનપ્રાપ્તિમાં સર્વસ્વ માની લે છે. કેટલાક કીર્તિ વધારવાના ખ્યાલમાં રહ્યા કરે છે. આવા જીવો બાહ્યરંગી કહી શકાય. તેથી જરા આગળ વધેલા જીવો વાંચન ને મનનમાં આનંદ માની સ્થૂળ જીવોથી ઊંચી પંક્તિ પર આવે છે; તેઓને માનસિક રંગી કહી શકાય. એથી સહજ આગળ વધેલા પ્રાણીઓ બાહ્ય વસ્તુઓના ત્યાગમાં આનંદ માને છે અને આ લોકનાં દેખાતાં ધન, યૌવન, સંયોગને અસ્થિર જાણે છે. આ સર્વ બાહ્ય આત્માઓ છે. પૌદ્ગલિક અને આત્મીય વસ્તુઓ વચ્ચેનો તફાવત સમજીને પૌદ્ગલિકનો ત્યાગ કરનાર

અને આત્મીય ગુણોનો સત્ય અવબોધ કરી રુચિ કરનાર પ્રાણીઓ તેથી પણ અલ્પ હોય છે. એ વર્ગને અંતરાત્મદશામાં વર્તનાર કહેવામાં આવે છે. તેઓને કોઈ પણ કાર્ય કરતી વખતે અંતરાત્મામાંથી જવાબ વિશુદ્ધ મળે છે, અને તદનુસાર તેઓ વર્તન કરે છે. આ બન્ને પ્રકારના બાહ્યાત્મા અને અંતરાત્માનાં સ્વરૂપો હવે પછી વિચારવામાં આવશે.

અત્ર કહેવાની મતલબ એ છે કે સુખનો ખ્યાલ જુદા જુદા વિકાસક્રમમાં જુદા જુદા પ્રકારનો હોય છે અને આરોહક્રમમાં જેટલે અંશે ફેરફાર હોય છે તેટલે દરજ્જે તેમાં ન્યૂનાધિકય સ્પષ્ટ રીતે પ્રગટ થઈ આવે છે. કીડી ધાન્યસંચયમાં જ સંતોષ માને છે; અશ્વ કે શ્વાન પેટપૂરતું ખાઈને કે ધણીના હેતથી સુખ અનુભવે છે; તેઓને એથી વધારે પોતાની ભવિષ્યની સ્થિતિ સુધારવાનો વિચાર બહુ અલ્પ હોય છે—લગભગ નહિ જેવો હોય છે. મનુષ્યજાતિમાં એથી ઊલટી રીતે અનેક પ્રકારના વિકાસક્રમ પર સ્થિત થયેલા પ્રાણીઓ જોવામાં આવે છે. કોઈ તદ્દન સ્થૂળ વૃત્તિ પર આરોહ કરી તેમાં જ જીવન પૂર્ણ કરનાર અને કેટલાક માનસિક અને આત્મીય, વિકાસક્રમમાં ઘણા આગળ વધી જઈ સ્થૂળ પદાર્થોને અવગણનાર જોવામાં આવે છે. આ બીજા પ્રકારના જીવોનાં સુખનો ખ્યાલ અને તેને પ્રાપ્ત કરવાના માર્ગો તદ્દન નવીન પ્રકારના અને બહુ અંશે વિચાર ખેંચનારા માલૂમ પડી આવે છે. આથી એક વાત તો સર્વ પ્રાણીઓના સંબંધમાં નીકળી આવે છે અને તે એ છે કે—**સર્વ પ્રાણીઓનું સાધ્ય પોતાની વર્તમાન સ્થિતિના કરતાં વિશેષ**

**સારી સ્થિતિ પ્રાપ્ત કરવાનું રહે છે અને તેને માટે પોતાની યોગ્યતા અને પ્રકાશ અનુસાર સાધનો તે એકઠાં કરવા મથે છે.**

## વિકાસક્રમમાં ન્યૂનાધિક્ય

વિકાસક્રમમાં* પ્રત્યેક પ્રાણીઓમાં ન્યૂનાધિક્ય સ્પષ્ટ જોવામાં આવે છે, અને તેનું કારણ પણ તેવું જ વિચિત્ર છે. સાધ્યનું અજ્ઞાન, તેનું અચોક્કસપણું, તેને પ્રાપ્ત કરવામાં અસ્થિરતા, પ્રયત્નની ખામી, અવાંતર, આંતર અને બાહ્ય પ્રત્યવાયો આવે તેની સામે થવાની અશક્તિ અને દૃઢ ભાવના તેમ જ વિનિયોગની ગેરહાજરી—આવાં કારણોને લીધે પ્રત્યેક પ્રાણીનો વિકાસક્રમ ઓછો-વધતો સ્પષ્ટ જણાય છે, છતાં એવી સ્થિતિ દરમ્યાન પણ પ્રત્યેક પ્રાણી પોતાના વિકાસ પ્રમાણે સુખનો ખ્યાલ કર્યા કરે છે અને તેને પ્રાપ્ત કરવા સાધનો એકત્ર કરે છે. વર્તમાન જીવનથી વિશિષ્ટ જીવન ભોગવવાની પ્રબળ ઇચ્છા તેના સ્થૂળ અથવા વિપુળ આકારમાં પ્રત્યેક પ્રાણીમા હોય છે એટલી વાત આટલા ઉપરથી

---

* વિકાસક્રમ એટલે Stages of Evolution. અહીં પ્રત્યેક પ્રાણી વિકાસમા કેટલી હદે વધેલ છે તે પર વિચારણા છે. ઊલટી ક્રિયા કરવાથી વિકાસમા હાનિ થવા ઉપરાંત અધઃપાત પણ થાય છે, તે વાત ધ્યાનમાં રાખવાની છે. એકદર વિકાસ આગળ જ વધ્યા કરે છે એમ સમજવાનુ નથી. Theory of Evolution ઉત્ક્રાન્તિવાદ અને જૈન ઉત્ક્રાન્તિવાદમા આ મોટો તફાવત છે. જૈન પ્રગતિમાર્ગમાં વચ્ચે ઊલટી ક્રિયા થાય તો પાત પણ થાય છે અને ચઢેલ સોપાન પાછા ઊતરી જવાય છે, એ ધ્યાનમાં રાખવાનું છે.

સ્પષ્ટપણે સમજાય છે. સુખ શું છે અને ક્યાં છે? તેનો જવાબ કેટલાકને લિપ્ત આત્મપ્રદેશમાંથી સ્થૂળ આકારમાં મળે છે, કેટલાકને કંઈક શુદ્ધ આત્મપ્રદેશમાંથી મધ્યમ આકારમાં મળે છે અને કેટલાકને શુદ્ધ આત્મા તરફથી સુસ્પષ્ટ મેળ વગરનો મળે છે. આવા સુખના ખ્યાલ તરફ દોરાઈને તે અનેક પ્રકારનાં સાધનો આડંબર સહિત કે તે વગર મેળવતો ચાલે છે અને પોતાની માન્યતા પ્રમાણે તેમાંથી સુખ મેળવવા માટે પ્રયાસ કરે છે અને સાધ્યની સ્પષ્ટતા, ઉદ્યમ અને બીજા સંયોગો અનુકૂળ થાય તે પ્રમાણમાં તે સુખ પ્રાપ્ત કરે છે.

## બહિરાત્મા, અંતરાત્મા

આવા અતિ મહત્ત્વના વિષયનો વિચાર કરતાં આપણે સર્વ પ્રાણીઓને બાદ કરી માત્ર મનુષ્યનો જ વિચાર કરીએ, કારણ કે મનુષ્ય સિવાયની જાતિમાં વિકાસ બહુ અલ્પ થાય છે. અતિ સુખમાં આસક્ત દેવો અથવા અતિ દુઃખમાં રક્ત નારકીના જીવો વિકાસ કરવાનો ખ્યાલ બહુ ઓછો કરે છે, અને તિર્યંચનો વિકાસક્રમ બહુ અલ્પ હોવાથી આપણે હવે પછીનો વિષય મનુષ્યજીવનને અંગે જ વિચારીએ તો વિષય વધારે સ્પષ્ટ થઈ જશે અને વારવાર વિકાસક્રમમાં તદ્દન નીચી પાયરીએ રહેલા જીવો સંબંધી વાત કરવાની જરૂર નહિ રહે. સાધ્યદશા પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મનુષ્યના આત્માના બે મોટા વિભાગ પાડી શકાય: એક **બહિરાત્મા** અને બીજા **અંતરાત્માઓ.** સાધ્યસ્થાન પ્રાપ્ત કરેલા આત્માને **પરમાત્મા** કહેવામાં આવે છે, જે અંતરાત્માઓનું લક્ષ્યસ્થાન છે.

**બહિરાત્મદશાનાં લક્ષણ**

બહિરાત્મદશામાં વર્તતા જીવો શરીરને આત્મા સમજે છે, આત્મવિભ્રમથી સ્વસ્વરૂપ બરાબર સમજતા નથી અને મોહમાં એટલા બધા આસક્ત રહે છે કે લગભગ તેની ચેતના જાણે ઊંઘી ગઈ હોય એમ સાધ્યસાધન કરનારાઓને સ્પષ્ટ જણાય છે. દેહાત્મબુદ્ધિ એનામાં એટલી બધી હોય છે કે તે પોતાના શરીરને જ આત્મા સમજે છે; શરીરને સુખ-દુઃખ થાય તો તે પોતાને થયું એમ સમજે છે; શરીરથી અન્ય પ્રાણીઓના આત્માને પર સમજે છે, પુત્ર તથા અંગનાને પોતાનાં સમજે છે, ધન વગેરે પોતાના તાબામાં રહેલા પદાર્થ ઉપર સ્વબુદ્ધિ ઉત્પન્ન કરે છે અને તેવી બુદ્ધિને પરિણામે સંસારસ્થિતિનાં બીજ તે નિરંતર વાવ્યા કરે છે અને પછી તેનાં જે ફળો બેસે છે તે સર્વ તે સહન કરે છે.

**અંતરાત્મદશાનાં લક્ષણ**

આવો બહિરાત્મભાવ ત્યાગ કરી આત્મામાં આત્મબુદ્ધિ રાખી જેઓ વિકાસક્રમમાં આગળ વધેલા હોય છે તેવા આત્માઓને અંતરાત્મા કહેવામાં આવે છે. એ દશામાં વર્તતા તેનામાં 'आत्मनि आत्मबुद्धि' એવી હોય છે કે પછી તેને બાહ્ય રૂપ, રંગ, વૈભવવિલાસમાં આનંદ લાગતો નથી; તે સ્વસંવેદ્ય સ્થિતિ પ્રાપ્ત કરે છે. તેને પોતાની અગાઉની બાહ્ય ક્રિયાઓમાં કેટલો ભ્રમ હતો તે જણાઈ આવે છે. આત્મસ્વરૂપ બરાબર જાણવામાં આવે છે, આત્માની અચિંત્ય શક્તિ અને તેના અનંત ગુણોનો ખ્યાલ આવે છે અને તેનામાં એક એવા પ્રકારની શાંતિ આવી જાય છે કે જેનું વર્ણન કરવું પણ મુશ્કેલ થઈ પડે. એ

અંતરાત્મદશામાં વર્તતા જીવો વિકાસક્રમમાં ઘણા વધતા જાય છે અને તેઓમાં તેટલા માટે જુદા જુદા વિકાસક્રમના સોપાન પર સ્થિતિ જોવામાં આવે છે. આ અંતરાત્મદશામાં વર્તતા ચેતનોનું સાધ્યસ્થાન પરમાત્મદશા છે. એ દશામાં વર્તતા ચેતનો નિર્લેપ, નિષ્કલ (શરીર શહિત), શુદ્ધ, નિષ્પન્ન, નિવૃત્ત અને નિર્વિકલ્પ હોય છે. એ દશામાં વર્તતા સર્વ સદ્ગુણોનો એકીવખતે આવિર્ભાવ હોય છે. એ સર્વોત્કૃષ્ટ મહાઉત્તમ દશા પ્રાપ્ત કરવાનુ સાધ્ય સર્વ વિશુદ્ધ માર્ગગામી ચેતનોમાં હોય છે અને તે મહાઉત્તમ આદર્શ હોવાથી સાધ્યમાર્ગ પર પ્રવાસ કરનાર સર્વ જીવોના શુદ્ધ લક્ષ્યસ્થાન પર તે સ્થિત રહે છે. આવી રીતે સાધ્યમાર્ગ પર પ્રવાસ કરનારા જીવોના જે બે મોટા વિભાગ પાડ્યા, તેઓ પણ પ્રગતિમાં અથવા વિકાસક્રમમાં ઓછા વધારે આગળ વધેલા હોય છે. કોઈ હજુ તદ્દન પ્રથમ પગથિયે હોય છે અને કોઈ તેથી આગળ વધેલા હોય છે. પ્રાણીઓના વર્તનનું બરાબર અવલોકન કરવાથી વિકાસક્રમના કયા પગથિયા ઉપર તે છે તે સમજાય તેવું છે. બાહ્ય દશા અને આંતર દશામાં પણ કેટલીક વખત મોટો તફાવત માલૂમ પડે છે અને તે સર્વનું બારીક અવલોકન કરવાની અતિ આવશ્યક્તા છે; નહિ તો કેટલીક વાર તદ્દન સ્થૂળ દૃષ્ટિથી અવલોકન કરવા જતાં વિકાસક્રમનું હોય તેથી તદ્દન ઊલટું ભાન થાય છે.

## સુખપ્રાપ્તિનો પ્રયાસ

સુખ પ્રાપ્ત કરવાની સર્વ જીવની ઇચ્છા સાથે તેના વિકાસક્રમમાં—ઉત્ક્રાન્તિમાં આવી રીતે જે મોટો તફાવત રહે છે તે ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. સુખસાધનો પ્રાપ્ત્ય

છે એ તો હવે સ્પષ્ટ જણાય તેવી હકીકત છે, અને ઉત્કૃષ્ટ સુખ સર્વ પ્રાણીઓનું સાધ્ય છે.

**સ્થૂળ સુખના સાધ્યવાળાઓના પ્રયત્નો**

સ્થૂળ સુખમાં આનંદ માનનારા પ્રાણીઓ પોતાનું સાધ્ય-સુખ પ્રાપ્ત કરવા માટે વ્યવહાર કરે છે; પૈસા કમાવા માટે અનેક પ્રકારની ધમાધમ કરે છે; રાત્રિદિવસ ઉજાગરા કરે છે; સાધારણ શક્તિવાળા પણ ફાંટાદાર મગજવાળા શેઠોની ગુલામગીરી કરે છે; ધનના વિચારમાં નિરાંતે ઊંઘ પણ લેતા નથી અને તેવી રીતે શરીરચક્રને એક યંત્ર માફક ચલાવે છે. એવી જ રીતે વિષયસુખો પ્રાપ્ત કરવા માટે પુત્ર, સંતતિ કે સ્ત્રી આદિ મેળવવા માટે અનેક પ્રકારના વલખાં મારે છે.

**એષણા**

વિત્તૈષણા, ધનૈષણા અને દારૈષણા આવા જીવોનું એટલું ધ્યાન રોકે છે કે વિત્ત, ધન અને દારાને જ તે સાધ્ય અથવા પ્રાપ્ય તેમ જ પુરુષાર્થનાં પરમ ફળ તરીકે માને છે અને તેની ખાતર તે યોજના કરતો ચાલ્યો જાય છે. તેઓનો અને પોતાનો સંબંધ વિચાર્યા વગર અને તેની સ્થિતિનો ખ્યાલ કર્યા વગર તે મળે તો તેમાં આનંદ માનીને અને ન મળે તો તેને માટે અનેક પ્રકારના ક્લેશ, ખેદ અને દુર્ધ્યાન કરીને જીવન પૂર્ણ કરે છે અને અંતે જે સ્થિતિમાં આવ્યો હોય છે તેના જેવી અથવા બહુધા તેથી ખરાબ સ્થિતિ પ્રાપ્ત કરવા યોગ્ય કર્મનો સંચય કરી ભવાટવીમાં રખડ્યા કરે છે. એનું સાધ્યસ્થાન કાલ્પનિક હોવાથી અને તેમાં તેણે જે સુખ માન્યું છે તે વાસ્તવિક સુખ ન હોવાથી કાલ્પનિક સાધ્ય પ્રાપ્ત

કરવાના પ્રયાસમાં તે અનેક વાર પાછો પડે છે અને છેવટે જે સુખ હસ્તી ધરાવતું નથી અને વાસ્તવિક સુખ નથી તે પ્રાપ્ત કરી શકતો નથી અને કરે છે તો તેમાં તેને આનંદ આવતો નથી અને પછી સહજ મળે તોપણ તેની એષણા વિશેષ મેળવવાની થતી જાય છે તેથી તે કદી પણ સ્થિર થઈને–સુખી થઈને–બેસતો નથી.

**સુજ્ઞ પુરુષોના સુખ માટે પ્રયત્નો**

સુખનું આવું સ્વરૂપ જેઓ સમજી ગયા છે તેવા વિકાસક્રમમાં આગળ વધેલા સુજ્ઞ પુરુષો તેથી વાસ્તવિક સુખ શું છે અને કયાં છે તેની વિચારણા કરી શોધ કરે છે ત્યારે તેઓને સમજાય છે કે સંસારમાં વાસ્તવિક સુખ છે જ નહિ અને અત્યાર સુધી પોતાનો સુખનો ખ્યાલ હતો તે તદ્દન સ્થૂળ હતો, અસત્ય હતો, અસ્થિર હતો. તેટલા ઉપરથી તેઓ પોતાની વિશેષ વિવેચનશક્તિનો ઉપયોગ કરી નિર્ણય કરે છે કે સુખ બહારથી લેવા જવાનું નથી, અન્ય પાસેથી લાવવાનું નથી, તે પોતામાં જ છે, પોતામાંથી પ્રગટ કરવાનું છે અને તે પ્રગટ કરતી વખતે, કરવાના પ્રયાસમાં અને પ્રગટ થયા પછી જે આનંદ–જે સુખ–પ્રાપ્ત થાય છે તે નિરવધિ છે, નિરુપમ છે, આભોગપૂર્વ છે. આવા સુખનો ખ્યાલ થયા પછી તેઓ તેને પ્રાપ્ત કરવાનાં અને પોતાની ઉત્ક્રાંતિમાં વધારો કરવાનાં માર્ગોની અને સાધનોની શોધ કરે છે અને પોતાની અનુકૂળતા પ્રમાણે તે માર્ગોને અને સાધનોને આદરી વિકાસક્રમમાં વધારો કરતા રહે છે. કોઈ ક્રિયામાં, કોઈ બાહ્ય-અભ્યંતર તપમાં, કોઈ જનહિતના વિશિષ્ટ કર્મયોગમાં, કોઈ જ્ઞાનપ્રાપ્તિમાં

અને કોઈ ભક્તિમાર્ગમાં આત્મકલ્યાણનું સાધન છે એવી દૃષ્ટિથી આનંદ માની તે સર્વને સાધન બનાવી અને તેમાંથી પોતાને અનુકૂળ પડતા માર્ગો ગ્રહણ કરી સાધ્યપ્રાપ્તિના રસ્તે વધારો કરતો જાય છે અને જેટલું બને તેટલું સાધ્યનું સામીપ્ય થાય તેને માટે ગોઠવણ કરે છે. સાધનો અનેક પ્રકારનાં છે અને સાધ્યને પ્રાપ્ત કરવાના પ્રયાસમાં સાધકના અધિકાર અને વિકાસ પ્રમાણે તે વધતો-ઓછો ભાગ ભજવે છે.

**સુખપ્રાપ્તિનું એક અગત્યનું સાધન : યોગ**

સાધ્ય–કલ્યાણપ્રાપ્તિનાં આવાં અનેક સાધનોમાં વ્યાપક તરીકે રહેલું યોગ એક અતિ અગત્યનું સાધન છે. વિકાસ-ક્રમમાં તેના અધિકારીઓ કેવી રીતે પ્રગતિ કરે છે અને તેનાં જુદાં જુદાં અંગો કેવા પ્રકારનાં છે, તે અંગ પર રહેલા જીવોનું વર્તન કેવા પ્રકારનું હોય છે અને તે વિકાસના માર્ગ ઉપર રહેલા જીવોની દૃષ્ટિ કેવી હોય છે તે અત્રે પ્રસ્તુત છે, તેથી સાધ્યપ્રાપ્તિનાં અન્ય સાધનોને બાજુ પર મૂકી આપણા પ્રસ્તુત યોગના વિષય પર આવી તેનો જુદી જુદી રીતે વિચાર કરીએ. અહીં સ્પષ્ટ રીતે સમજવાની જરૂર છે કે સાધ્યપ્રાપ્તિ માટે યોગ એ એકલું જ સાધન નથી, પણ ઘણાં સાધનો પૈકી એક અતિ અગત્યનું સાધન છે. આટલો ઉપોદ્ઘાત કરી આપણે યોગનો સહજ વિચાર કરીએ.

## 'યોગ' શબ્દનો અર્થ

પ્રથમ યોગના વિષયમાં પ્રવેશ કરતાં 'યોગ' શબ્દનો અર્થ વિચારવા યોગ્ય છે. યુજ્ ધાતુ ઉપરથી આ શબ્દ નીકળ્યો છે. એ ધાતુનો અર્થ 'જોડવું' એમ થાય છે. જે

જોડે એટલે જે સાધ્યની સાથે ચેતનને જોડે તેનું નામ યોગ કહેવાય છે. સમાધિ અર્થમાં વપરાતો એક બીજો યુજ્ ધાતુ છે, તેમાંથી પણ યોગ શબ્દ બને છે. સમાધિ એ યોગનું જ એક અંગ હોવાથી અને તેનો સમાવેશ યોગ શબ્દમાં થતો હોવાથી એ અર્થ અત્ર લીધો નથી. ચેતનની સ્વસ્થતા પ્રાપ્ત કરવારૂપ સમાધિ શબ્દનો અર્થ લઈને યુજ્ ધાતુમાંથી તે શબ્દ નીકળ્યો છે એમ લેવામા હરકત નથી. એ પ્રમાણે શબ્દવિચારણા કરીએ તો યોગ એટલે 'આત્માની સ્વરૂપજા સ્થિતિ કરાવી આપે તે' એવો અર્થ નીકળે છે. આ બન્ને યુજ્ ધાતુ જુદા છે.

## યોગમાં ગુરુજ્ઞાન

એ યોગની બાબતમાં વિચાર કરતાં એક ઘણી અગત્યની બાબત અત્ર શરૂઆતમાં જ કહી દેવી જરૂરની છે. યોગનાં અંગો, તેના ધ્યાનના પ્રકાર અને તેની લગભગ સર્વ ક્રિયાઓ અને ખાસ કરીને યોગના આગળનાં અંગોનો વ્યવહાર કરવામાં ગુરુની બહુ આવશ્યકતા છે. માર્ગદર્શક ગુરુમહારાજ હોય છે તો તેઓ દ્વારા સંપ્રદાયજ્ઞાન બહુ સારી રીતે પ્રાપ્ત થાય છે અને પોતે યોગના વિકાસમાર્ગમાં ક્યા અધિકાર–સોપાન ઉપર છે તે બરાબર જણાઈ આવે છે. ગુરુમહારાજની અનુજ્ઞા વગર અને પોતાનો અધિકાર સમજ્યા વગર બહુ ઊંચી હદની પોતાની વ્યવહૃતિ કરવા જતાં સખ્ત આંચકો લાગી જઈ પાછા પડવાનું થાય છે અથવા યોગપ્રક્રિયા ઉપર અભાવ કે અશ્રદ્ધા આવી જાય છે. વળી, યોગની કેટલીક મુદ્રાઓ અને આસનો

ગુરુશિક્ષણની ખાસ અપેક્ષા રાખે છે અને તેટલા માટે મુમુક્ષુ પ્રાણીએ, યોગમાર્ગ પર પ્રગતિ કરવાની ઈચ્છા હોય તો, તે વિષયમાં નિષ્ણાત થયેલા ગુરુની સન્મુખ તે વિષયનાં પ્રત્યેક અંગ-પ્રત્યંગનો સારી રીતે અભ્યાસ કરવો અને અભ્યાસ કરીને પછી પણ ગુરુમહારાજની આજ્ઞા પ્રમાણે યોગમાં પ્રગતિ કરવી. આ બાબતમાં ઉપેક્ષા રાખનાર યોગને બદલે યોગાભાસમાં પ્રવૃત્તિ કરી પોતાને આગળ વધેલ સમજવાની ભૂલ કરે છે, જ્યારે વસ્તુતઃ તે જરા પણ આગળ વધેલ હોતો નથી.

**યોગને બદલે યોગાભાસ**

શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય શ્રી યોગશાસ્ત્ર ગ્રંથની શરૂઆત કરતાં ઉપોદ્ઘાતમાં જ કહે છે કે યોગશાસ્ત્રની રચના તેઓ, શાસ્ત્રસમુદ્રનો અભ્યાસ કરીને, સદ્ગુરુથી પ્રાપ્ત થયેલ સંપ્રદાયજ્ઞાનથી અને આત્મસંવેદન પ્રમાણે કરે છે. આ સામાન્ય લાગતી હકીકત બહુ અગત્યની છે. એકલા શાસ્ત્રવાંચનથી યોગ જેવા વિષયમાં પ્રવેશ થઈ શકતો નથી એ ખાસ સમજવા લાયક હકીકત છે. આ અગત્યના વિષયમાં અન્યને છેતરનારને માટે અત્ર વિચાર કરતા નથી, કારણ કે તેઓ તો તદ્દન નકામા છે; પરંતુ ઘણી વાર આત્મવંચના પણ બહુ થાય છે અને યોગાભાસના એક પગલાને યોગની ઉચ્ચ ક્રિયા માની લેવાની ભૂલ કરતાં ઘણા સાત્વિક પણ વિમાર્ગે દોરવાઈ ગયેલા ભદ્ર લોક જોવામા આવે છે. આથી આ બાબત ઉપર શરૂઆતમાં જ ભાર મૂકવામાં આવ્યો છે. શ્રી આનંદઘનજી મહારાજ એકવીશમા શ્રી નમિનાથજીના સ્તવનમાં સમય-પુરુષનાં અંગો ગણાવે છે ત્યાં સૂત્ર, નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ અને વૃત્તિ સાથે

પરંપરાનો અનુભવ એટલે સાંપ્રદાયિક જ્ઞાનને તેઓ ગણાવે છે અને એમાંના એક પણ અંગને છેદનારને દુર્ભવ્ય ગણવાનું તેઓ જણાવે છે. આ ઉપરાંત યોગનો કોઈ પણ ગ્રંથ વાંચતી વખત અથવા યોગના વિષયમાં સ્થિત થયેલા મહાત્માનો સંગ કરતી વખત એકદમ જણાવવામાં આવે છે કે સદ્ગુરુનો યોગ કરીને તેઓની પાસે યોગનો અભ્યાસ કરવો. આ સંબંધમાં ઘણી વખત ગફલતી થતી જોવામાં આવે છે, તેથી આ બાબતમાં અહીં ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. કેટલાક યોગની નિષ્ઠામાં સ્થિતિ માનનારનાં મંતવ્યો આવી રીતે આત્મ-વચના કરતાં જોવામાં આવ્યાં છે તેનું કારણ પરંપરાજ્ઞાનની ઉપેક્ષા અને યોગાભાસમાં આસક્તિ જણાય છે. આ અગત્યના વિષયમાં શ્રી આનંદઘનજી મહારાજ પદોમાં પણ વારંવાર સૂચના કરે છે. સાડત્રીશમા પદની ત્રીજી ગાથામાં આ જ વિચાર તેઓશ્રી બતાવે છે અને અન્યત્ર પણ જ્યાં જ્યાં તેવો વિચાર તેઓશ્રી બતાવે છે ત્યાં વિવેચનમાં તે પર ધ્યાન ખેંચવામાં આવ્યું છે.

## 'યોગ'ની વ્યાખ્યા

યોગ શબ્દનો અર્થ વિચારતાં ગુરુજ્ઞાનની બાબત આપણે વિચારી લીધી. હવે મૂળ વિષય ઉપર આવતાં યોગ શબ્દની વ્યાખ્યા વિચારીએ. ત્યાં પાતંજલ યોગદર્શનકાર યોગની વ્યાખ્યા કરતાં કહે છે કે–योगः चित्तवृत्तिनिरोधः । એટલે ચિત્તવૃત્તિના નિરોધને અથવા ચિત્તવૃત્તિની સંસ્કારશેષ અવસ્થાને એ વ્યાખ્યા પ્રમાણે યોગ કહેવામાં આવે છે. આ વિષયમાં પતંજલિની યોગ

શબ્દની વ્યાખ્યા સાથે જૈનની યોગ શબ્દની વ્યાખ્યા મળતી થતી નથી. ચિત્તવૃત્તિના નિરોધને યોગ કહેવાને બદલે તેના મૂળ અર્થમાં युज्यते इति योग। સાધ્ય સાથે ચેતનજીને જે જોડી દે છે તેને અહીં યોગ કહેવામાં આવે છે. આ અર્થમાં જૈન પરિભાષામાં યોગ શબ્દ વપરાયો હોય એમ લાગે છે. યોગ શબ્દની સીધી સ્પષ્ટ વ્યાખ્યા મારા જોવામાં આવી નથી. યોગદૃષ્ટિસમુચ્ચય ગ્રંથમાં યોગ શબ્દનું વર્ણન કરતાં (ગાથા ૧૧ મી)* શ્રી હરિભદ્રસૂરિ મહારાજ કહે છે કે–"અયોગને યોગોમાં ઉત્કૃષ્ટ યોગ કહેવામાં આવે છે અને તે મોક્ષની સાથે જોડનાર છે. 'સર્વસંન્યાસ' એ તેનુ સ્વરૂપ છે." અહી એક રીતે જોતાં યોગ શબ્દનુ સ્પષ્ટ વર્ણન પ્રાપ્ત થાય છે. સર્વ ત્યાગનો અર્થ યોગ છે અને તે મોક્ષ સાથે પ્રાણીને જોડે છે તેથી તેને જોડનાર તરીકે યોગ કહેવામાં આવે છે. આથી પતંજલિની વ્યાખ્યા, જે ઉપર જણાવવામાં આવી છે તે, અત્ર ઘટતી નથી એમ સ્પષ્ટ થયું હશે. ચિત્તની તદ્દન નિરોધાવસ્થા અથવા શૂન્ય-સમાધિસ્વરૂપ જૈન દૃષ્ટિએ કોઈ પણ પ્રકારે ઉપયોગી નથી એ આગળ ઉપર સ્પષ્ટ કરવામાં આવશે. સમિતિ-ગુપ્તિનું સ્વરૂપ વિચારતાં આ સંબંધી વિશેષ નિર્ણય થશે. અત્ર યોગ શબ્દ ઉપર જણાવેલા બન્ને અર્થમાં કોઈ કોઈ જગ્યા પર વપરાયો છે એટલું વિચારી પ્રસ્તુત વિષયને અંગે આપણે ચેતનની ઉત્ક્રાન્તિ બહુ સંક્ષેપમાં વિચારી જઈએ.

---

* अतस्त्वयोगो योगाना, योगः पर उदाहृतः।
मोक्षयोजनभावेन, सर्वसन्यासलक्षण.॥ યોગદષ્ટિસમુચ્ચય (૧૧)

## ચેતનની ઉત્ક્રાન્તિ

કર્માવૃત્ત સ્થિતિમાં નિગોદની અંદર આ જીવ અનંત કાળ રહે છે. ત્યાં નદીપાષાણઘોળ ન્યાયથી અકામ નિર્જરા થતાં કોઈ વખત વ્યવહાર–નિગોદમાં આવી સૂક્ષ્મ સ્વરૂપ છોડી બાદર સ્થિતિ પ્રાપ્ત કરે છે. એવી રીતે વધતાં વધતાં આ જીવ પૃથ્વી આદિ એકેન્દ્રિય દશામાં, ત્યારપછી બે, ત્રણ, ચાર ઇંદ્રિયવાળી સ્થિતિમાં અને ક્રમે કરીને તિર્યંચ પંચેન્દ્રિય સ્થિતિમાં આવે છે. કાંઈક શુભ પરિણામ થતાં કર્મનિર્જરા વ્યક્ત-અવ્યક્ત રીતે કરી ઊંચો આવે છે અને વળી કોઈ કોઈ વાર પાછો નીચો ઊતરી જાય છે. આવી રીતે અથડાતાં-પછડાતાં તે જ્યારે પંચેંદ્રિયગતિમાં આવે છે ત્યારે તે આત્મસ્વરૂપ-વિચારણાની અવસ્થામાં આવે છે. પંચેન્દ્રિયગતિમાં પણ મનુષ્ય જાતિમાં ઉન્નતિક્રમ બહુ સારો પ્રાપ્ત થાય છે તે આપણે ઉપર જોઈ ગયા છીએ. મનુષ્યજાતિમાં આવીને પણ આર્ય દેશની પ્રાપ્તિ, આયુષ્યની સ્થિતિ, શરીરનું સ્વાસ્થ્ય, ગુરુ-મહારાજનો યોગ, ઉત્ક્રાન્તિ કરવાની ઇચ્છા, જ્ઞાન ગ્રહણ કરવાની શક્તિ, પૃથક્કરણ કરી વિવેચન કરવાની શક્તિ—એ પ્રમાણે અનેક પ્રકારની અનુકૂળતા પ્રાપ્ત થાય તો જ ઉત્ક્રાન્તિક્રમમાં ચેતન આગળ વધે છે; નહિ તો મનુષ્યનો ભવ પૂર્ણ કરી વળી પાછો સંસારમાં રખડી જાય છે અને ભવાંતરમાં ભટકે છે. આવી સ્થિતિ હોવાથી મનુષ્યભવની દુર્લભતા વિચારી પ્રાપ્ત થયેલ સામગ્રીઓનો પૂરેપૂરો સારી રીતે લાભ લેવાની આવશ્યકતા સમજવા સાથે જીવો મનુષ્યજાતિમાં પણ ઉત્ક્રાન્તિ-

ક્રમમાં પૃથક્ પૃથક્ સોપાન પર રહેલા હોય છે એ ધ્યાનમાં રાખવાનું છે.

**ઉન્નતિમાં તરતમતા**

જુદા જુદા ઉન્નતિક્રમનાં સોપાનો પર દૃષ્ટિ દ્વારા આગળ વિવેચન થશે ત્યારે જણાશે કે ઉન્નતિક્રમમા પણ કેટલી તરતમતા હોય છે. મનુષ્યગતિમાં રહેલા જીવોનું વર્તન જોતાં ઘણી વખત મોટો ખેદ થશે. ઘણાખરા મનુષ્યો અનેક પ્રકારનાં આર્ત્ત, રૌદ્ર ધ્યાન કરી, અધમ વૃત્તિ આદરી, અનેક પ્રકારની ધમાધમ કરી, આવ્યા હોય તેવા ચાલ્યા જાય છે. વ્યવહારનાં કાર્યોમાં આનંદ માની, લગ્ન, વિવાહાદિ પ્રસંગોમાં સુખ માની, મરણ-વિયોગાદિ પ્રસંગોમાં શોક કરી, કાં તો તદ્દન આળસુ અથવા તો તદ્દન પ્રવૃત્તિમય જીવન વહન કરી, સાધ્ય અને હેતુના નિર્ણય વગર જીવન પૂર્ણ કરે છે.

**સામગ્રીનો દુરુપયોગ**

ધનની એષણામાં, પુત્ર-પરિવારની વૃદ્ધિ કરવામાં, તેઓના ખોટા વેધ જાળવવામાં, માન–કીર્તિના અચળપણાની અસ્થિરતા જાણવા છતાં તેની પ્રાપ્તિના પ્રયાસમા અનેક પ્રકારની ધામધૂમ કરી વ્યવહાર ચલાવે છે અને પ્રાપ્ત થયેલ જોગવાઈનો કોઈ પણ પ્રકારનો ઉપયોગ કર્યા વગર અથવા બહુધા દુરુપયોગ કરીને જીવનયાત્રા પૂર્ણ કરે છે અને ઘણુ ખરું અનેક પ્રકારનાં તીવ્ર કર્મો વિષય-કષાય દ્વારા એકઠાં કરી વિશેષ ભારે થઈ ભવાંતરમાં ચાલ્યો જાય છે અને પોતાના ચેતનને અથવા સ્વને એવી કફોડી સ્થિતિમાં મૂકે છે કે પાછો મનુષ્યભવ અથવા તેમાં પ્રાપ્ત થયેલ સમાગ્રી ફરીવાર પ્રાપ્ત કરતાં અનેક-ભવો

કરવા પડે. આ અતિ વિપરિત સ્થિતિમાં આવી રહેલા ચેતનજીના વ્યવહારનો ખ્યાલ કરતાં બહુ વિચારવા લાયક સ્થિતિ પ્રાપ્ત થાય તેમ છે. એને પુત્ર નહિ હોય તોપણ ધનની પાછળ ગાંડો થઈ જશે; પુત્ર-સંતતિ હશે તો પુત્ર ધન મેલી જનાર પિતાનો કેટલો આભાર માને છે તેનો ખ્યાલ કર્યા વગર ધન પાછળ લાગી રહેશે; માન-કીર્તિ માટે અનેક પ્રયાસો કરશે અને આવા અનેક રીતે વિચિત્ર જીવનમાંથી તેને બહાર નીકળવાનો કાંઈ પ્રસંગ આવશે તો તેના સગાંસંબંધીઓ તેને સંસારમાં ખેંચી રાખશે અને તેવા સંયોગોમાં કોઈ બીજો જોડાયલો હશે તો તેને પણ સંસારમાં ખેંચીને લઈ જશે. આવી રીતે અનેક પ્રકારે વિચિત્ર જીવન પૂર્ણ કરી જીવ સંસારને વળગતો જાય છે, ચાટતો જાય છે, તેની વિશેષ નજીક જતો જાય છે અને મનુષ્યજીવન, એક શબ્દમાં કહીએ તો, હારી જાય છે. જીવન અષ્ટરંગી છે તે આટલા ઉપરથી જણાયું હશે.

**ઉચ્ચગ્રાહી મહાત્માઓ**

હવે આવા પ્રકારની મનુષ્યજીવનની મુખ્યત્વે કરીને સ્થિતિ છે એટલું જાણ્યા પછી સાથે એટલું પણ જણાવી દેવું જોઈએ કે આવા માની લીધેલા વ્યવહારથી વિરક્ત થઈ કેટલાક શ્રેષ્ઠ જીવો સંસારથી ઊંચા આવતા જાય છે, મનુષ્યભવની દુર્લભતા વિચારે છે, ચેતન અને પુદ્ગળનો સંયોગ ક્ષણિક છે એમ જાણે છે, તે સંબંધના કારણો અને તે કારણોને પ્રેરનાર શક્તિનો સંબંધ મનમાં લાવે છે, શુદ્ધ ચેતનજીનુ સ્વરૂપ સમજવા યત્ન કરે છે અને તે સમજી તેને પ્રાપ્ત કરવા-તે પ્રકટ કરવા-નિર્ણય કરે છે, વિચાર કરે છે અને તેને

યોગ્ય સામગ્રી અથવા સાધનો બનતા પ્રયાસે એકઠાં કરવા નિર્ણય કરે છે. આસન્નસિદ્ધ જીવની આવી દશા હોય છે. ભવસ્થિતિ પરિપક્વ થઈ હોય અને ચેતનજી ઊંચા આવવાની સામગ્રીની જ અપેક્ષા રાખતો હોય, તે પ્રસંગે આવી મહાસુંદર સ્થિતિ પ્રાપ્ત થાય છે અને તેવી સુંદર સ્થિતિનો લાભ લઈ આવા મહાત્માઓ પોતાની ઉન્નતિના ક્રમમાં ઘણો વધારો કરે છે. આવા જીવોની જે અતિ ઉદાત્ત સ્થિતિ ધીમે ધીમે ક્રમ પ્રમાણે થતી જાય છે તેનો વિચાર હવે કરવાનો છે. તેનાં સાધનો સંબંધી વિચાર કરશું ત્યારે જણાશે કે આવા જીવોનું સાધન બહુધા યોગમાર્ગ પર હોય છે. અને તેને અંગે તેઓ બહુ આત્મોન્નતિ ક્રમસર કરતાં ચાલ્યા જાય છે. આ પ્રમાણે હકીકત હોવાથી આપણે આવા જીવો ઉન્નતિક્રમમાં આગળ વધે ત્યારે તેઓની સ્થિતિ–માનસિક અને આત્મીય–કેવી રીતે પ્રગતિ કરતી જાય છે, તે પ્રથમ આઠ દૃષ્ટિ દ્વારા વિચારશું અને ત્યારપછી પ્રગતિ કરવાનાં સાધનો પૈકી યોગનાં અંગો અને ખાસ કરીને ધ્યાન વિષય પર વિચાર કરશું.

## 'યોગ' સંબંધી ખોટો ખ્યાલ

અહીં એક વાત આ પ્રસંગે કહી દેવી પ્રાસંગિક છે. સામાન્ય રીતે લોકોમાં 'યોગ' શબ્દની સાથે કંઈ અતિ વિચિત્ર ખ્યાલ પ્રસરી રહેલો જણાય છે. તેઓ યોગી એટલે જોગી અને તે ઉપરથી જડીબુટ્ટી જાણનાર, મંત્રતંત્રના સમજનાર, સિદ્ધિ દ્વારા લોહનું સુવર્ણ કરનાર, વ્યાધિઓ મટાડનાર અને એવી

અસાધારણ ચમત્કાર દેખાડનાર વૃત્તિનો ખ્યાલ કર્યા કરે છે. આથી યોગ શબ્દનો અને તેના મૂળ હેતુનો નાશ થતો હોય એમ મારું માનવું છે. જીવની અચિંત્ય શક્તિ છે અને આત્મીય શક્તિ દ્વારા કુદરતની કેટલીક સામાન્ય રીતે ન જણાયલી સત્તાઓ વિશુદ્ધ આત્મજીવન વહન કરનારને પ્રાપ્ત થઈ શકે છે અને પ્રાપ્ત થયેલી હોય છે એમ માનવામાં આંચકો આવતો નથી; અને એવી અનેક ચમત્કારની વાતો સાંભળવામાં આવે છે; પરંતુ એ યોગ નથી.

સિદ્ધિ અને પ્રગતિનો સંબંધ

યોગને અંગે થતી સિદ્ધિમાં જો આ ચેતન ફસાઈ જાય તો વિષયવૈરાગ્ય છતાં ગુણવૈરાગ્ય ન હોવાથી તેની પ્રગતિ થતી અટકી પડે છે, તેનું આત્મદ્રવ્ય પૌદ્ગલિક દશામાં ફસાઈ જવાથી વધારે ઉન્નત થઈ શકતું નથી અને તેથી આવી સિદ્ધિઓ પ્રાપ્ત થાય તોપણ તેનો ઉપયોગ વાસ્તવિક રીતે તેઓ કરી શકતા નથી. એક સળી ખેંચીને સાડાબાર કરોડ સુવર્ણની વૃષ્ટિ કરનાર **નંદિષેણનો** યોગ ઘણો ઉત્કૃષ્ટ હોવો જોઈએ, પરંતુ યોગની પ્રક્રિયા કરવા જતાં પૌદ્ગલિક સિદ્ધિનો લાભ લેવા ગયા એટલે તે વખતે તદ્દન યોગભ્રષ્ટ થયા. **ગૌતમસ્વામીએ** અક્ષીણમહાનસ લબ્ધિથી તાપસોને ક્ષીરાન્ન જમાડ્યું તેનો આશય પરને પ્રતિબોધની તીવ્રતા કરવાનો હતો, નહિ તો તેઓ પણ યોગભ્રષ્ટ જ થાત. અને આપણે **સનત્કુમાર** ચક્રવર્તીના કથાનકમાં, તેઓના દીક્ષા પછીના પ્રબંધમાં. વાંચીએ છીએ કે તેઓને કુષ્ઠાદિ વ્યાધિ હતા, શરીરે મહાવ્યથા થતી હતી અને પોતાની પાસે એવી લબ્ધિ હતી કે પોતાના થૂંકથી શરીરને સુવર્ણથી પણ વધારે

તેજસ્વી બનાવી શકે, પરંતુ એવી લબ્ધિનો ઉપયોગ તેઓએ પોતાને માટે કદી કર્યો ન હતો.

સ્થૂળ પૌદ્ગલિક બાબતમાં રાચી જનાર, મંત્ર-યંત્રમાં રચ્યાપચ્યા રહેનારને તેટલા માટે યોગી કહેવાય નહિ; તેવા ખ્યાલથી યોગના અભ્યાસમાં અથવા તેની પ્રક્રિયામાં પ્રવેશ કરવો નહિ અને તેવી ઇચ્છાને માન આપવાનો જેનો વિચાર થાય તેમણે સનત્કુમારની પશ્ચાત્ અવસ્થાનો સારી રીતે વિચાર કરવો. યોગશાસ્ત્રના પ્રથમ પ્રસ્તાવની આઠમી ગાથાની ટીકા કરતાં આ વિષય પર સારો ઉલ્લેખ થયો છે. હકીકત એમ છે કે યોગની પ્રક્રિયાથી આવી અનેક પ્રકારની લબ્ધિ-સિદ્ધિઓ સહજ પ્રાપ્ત થઈ જાય છે, પણ તે પ્રાપ્ત કરવા માટે અથવા પ્રાપ્ત થયેલ હોય તેના ઉપયોગ માટે યોગસાધન પ્રાપ્ત કરવાની ભૂલ કદી કોઈએ કરવી નહિ. પૌદ્ગલિક દશામાં આ જીવની આસક્તિ એટલી બધી છે કે જો આ સંબંધમાં પ્રથમથી યોગ્ય ચેતવણી ન મળે તો બહુ આગળ વધી ગયા પછી પણ સ્ખલના થવાનો બહુ સંભવ રહે છે. આટલા ઉપરથી લોકોમાં યોગીના સંબંધમાં જે ખોટો ખ્યાલ બેસી ગયો છે તે કાઢી નાખવાની ખાસ જરૂર છે. શુદ્ધ આત્મદશાને પ્રાપ્ત કરવાની સ્થિતિમાં જોડનાર સ્થિતિને યોગ કહેવામાં આવે છે અને તે સ્થિતિમાં વધારે આગળ પ્રગતિ પામેલા પ્રાણીઓને યોગી કહેવામાં આવે છે. એમાં જેટલે અંશે પૌદ્ગલિક વાંછા હોય છે તેટલે અંશે યોગભ્રષ્ટતા સમજવી.

સિદ્ધિ અને યોગાચાર્યો

આ સંબંધી સંસારી જીવોના વિચારથી દોરવાઈ ન

જતાં શુદ્ધ તાત્ત્વિક દૃષ્ટિથી ખ્યાલ કરી સત્ય હકીકત સમજવાની ખાસ જરૂર છે. આવી અનેક પ્રકારની અણિમા, લઘિમાદિ સિદ્ધિઓનું વર્ણન યોગશાસ્ત્રમાં પૂ. શ્રી હેમચંદ્રાચાર્યે કર્યું છે અને પાતંજલ આચાર્યે યોગદર્શનના તૃતીય પાદમાં કર્યું છે; પરંતુ છેવટે કહે છે કે, એ સર્વ સિદ્ધિઓ પુરુષસાક્ષાત્કાર કરાવનાર સંપ્રજ્ઞાત યોગની પ્રતિબંધક છે, કારણ કે તેઓ કહે છે કે મન જ્યાં સુધી વિષયથી અત્યંત વિરામને પામ્યું નથી ત્યાં સુધી તે એકાગ્ર થઈ સાધ્ય પ્રતિ સ્થિર થતું નથી અને એ સિદ્ધિનો ઉપયોગ કરવા વિષયભોગ દ્વારા અંતઃકરણ વિહ્વળ થાય છે, અંતઃકરણમાં પ્રાપ્ત થયેલું હૃદયબલ ક્ષીણ થઈ જાય છે અને અંતઃકરણની શુદ્ધ સાત્ત્વિક અવસ્થા ક્રમે ક્રમે જતી રહે છે. સ્થિરતા જતી રહી ચંચળતાને સ્થાન આપે છે અને અંતે તે સાધક યોગના પરિણામી ફળને અનુભવ્યા વિના મરણ પામી યોગભ્રષ્ટ થાય છે.* છેવટે ત્યાં કહેવામાં આવ્યું છે કે, વ્યુત્થાનદશામાં આગળ ન વધવાની ઇચ્છા રાખનારને આવી સિદ્ધિઓ કામની છે, પરંતુ જેને વિવેકખ્યાતિના ઉદ્દેશથી યોગસાધના કરવી હોય તેમણે આ સિદ્ધિઓ ઉપેક્ષા કરવા યોગ્ય છે. જૈન પરિભાષામાં આવો જ વિચાર બતાવીએ તો પૌદ્ગલિક દશાના લોલુપી ભવાભિનંદી જીવો જ સિદ્ધિમાં પરિપૂર્ણતા માની તેનો લાભ લેવા વિચાર કરે છે. બાકી જેમની ઇચ્છા સિદ્ધિસ્થાન પ્રાપ્ત કરી કર્મમળથી રહિત થઈ સાધ્યદશામાં સ્થિત થવાની હોય છે તેઓ આ સિદ્ધિઓના ઉપયોગને સંસાર વધારનાર સમજી પરભવમાં રમણતા કરાવનાર તરીકે તેની, અન્ય પૌદ્ગલિક વસ્તુઓની પેઠે, ઉપેક્ષા કરી પોતે આગળ વધે છે.

* પાતંજલયોગદર્શન, પાદ ત્રીજાનું સૂત્ર ૩૬મું અને તે પર વાર્તિક.

## સાધક જીવોનો ઉન્નતિક્રમ

હવે આપણે સાધક જીવોનો ઉન્નતિક્રમ વિચારીએ. અહીં જણાવી દેવાની જરૂર છે કે આ ઉન્નતિક્રમ **શ્રી હરિભદ્રસૂરિ** મહારાજના બનાવેલા શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય ગ્રંથ ઉપરથી તેમ જ તેના લગભગ ગુજરાતી પદ્યમય ભાષાંતરરૂપ આઠ દૃષ્ટિની સજ્ઝાય, જેના બનાવનાર પ્રસિદ્ધ મહાત્મા શ્રીમાન્ યશોવિજય ઉપાધ્યાય છે, તેમના કથનાનુસાર સરળ રીતે સંક્ષેપમાં સૂચવ્યો છે. એ ક્રમ બહુ વિચાર કરી સમજવા યત્ન કરવો અને જેમણે બની શકે તેમણે ઉપરોક્ત મૂળ ગ્રંથો જોવા.

## ગુણસ્થાન : ઉન્નતિનાં સોપાન

જીવનો ઉન્નતિક્રમ સમજાવવા માટે ચૌદ ગુણસ્થાનરૂપ વિભાગ કરવામાં આવ્યા છે. જેમ જેમ ચેતન–આત્મા ગુણ-સ્થાનમાં આગળ વધતો જાય છે, તેમ તેમ તેના આત્મીય ગુણો સવિશેષપણે પ્રકટ થતા જાય છે. અને છેવટે જ્યારે ચૌદમા ગુણસ્થાનના છેડે તે પહોંચે છે ત્યારે તેને તદનંતર ક્ષણે જ સાધ્યની પૂર્ણ પ્રાપ્તિ થાય છે. એ ચૌદ ગુણસ્થાનમાં ઉન્નતિક્રમ કેવા પ્રકારનો થાય છે, તે પણ બહુ સારી રીતે સમજવા યોગ્ય છે અને જૈન ગ્રંથો એ વિષયમાં બહુ સારી રીતે પ્રકાશ નાખે છે. કર્મગ્રંથ, કમ્મપયડી, પંચસંગ્રહ વગેરે આ વિષયના ખાસ ગ્રંથો હોવા ઉપરાંત મૂળ સૂત્રોમાં પણ તે વિષયનું વર્ણન બહુ બારીક રીતે અનેક સ્થાનો પર આપવામાં આવ્યું છે. આવા યોગના વિષયમાં પ્રવેશ કરનારે કર્મગ્રંથાદિક તો સારી રીતે વાંચીને સમજવા જ જોઈએ. તેથી આપણે

ગુણસ્થાનનો ઉન્નતિક્રમ બતાવવા માટે અહીં રોકાશું નહિ; એટલુ જ જણાવશું કે, મિથ્યાત્વ ગુણસ્થાનથી આગળ ચાલતાં ચતુર્થ ગુણસ્થાને અવિરતિ સમ્યગ્દૃષ્ટિની દશા પ્રાપ્ત થાય છે, તે વખતે, હવે પછી વિવેચન કરવામાં આવનારી, ચતુર્થ દૃષ્ટિથી આગળ વધવામાં આવે છે. પાંચમા ગુણસ્થાને દેશ-વિરતિ થાય છે અને ત્યારપછી આગળ વધતાં ઉચ્ચ ગુણસ્થાનની પ્રાપ્તિ થતાં અનેક આત્મીય ગુણો પ્રકટ થાય છે, કર્મનો નાશ થતો જાય છે અને છેવટે સર્વ કર્મથી રહિત સ્થિતિ પ્રાપ્ત થાય છે.

યોગના અભ્યાસીઓ આ સ્થિતિ–ગુણસ્થાનનો ક્રમ, તેમાં થતો આરોહ અને અવરોહ સમજી શકે તેવાં સાધનો સારી રીતે પ્રાપ્ય છે. અભ્યાસ કરવાની રુચિથી દૃઢ પ્રયત્ન સાથે ખંત રાખવામાં આવે તો કર્મની વિચિત્રતા, તેનાં બંધસ્થાનો, તેનો ઉદયકાળ, તેની સત્તામાં રહેવાની સ્થિતિ વગેરે બહુ અગત્યની બાબતોનુ સૂક્ષ્મ જ્ઞાન મળી શકે તેમ છે. અત્ર વાચ્યાર્થ એટલો છે કે ઉન્નતિક્રમ બતાવવા માટે ગુણસ્થાનની રચના અને તેનું સ્પષ્ટ જ્ઞાન બહુ ઉપયોગી છે, તેને માટે કર્મગ્રંથાદિ ઉપરોક્ત ગ્રંથોનો બોધ કરવા ભલામણ કરી આપણે એ વિષયમાં એટલું જાણી લેશું કે કર્મના અગત્યના વિષયને અંગે જૈન ગ્રંથોમાં બહુ સારો ઉલ્લેખ થયેલો છે અને એ વિષયનું સ્પષ્ટીકરણ બહુ સારી રીતે કરેલુ છે. પાંચમા ગુણસ્થાનની આગળ પ્રગતિ કરતી વખતે બહુ સ્પષ્ટતાથી અને સપાટાબંધ ઉન્નતિ થાય છે. એ ગુણસ્થાનનો અગત્યનો વિષય દૃષ્ટિના વિષયની વિચારણામાં પ્રસંગે પ્રસંગે હવે પછી વિચારવામાં આવશે.

## આઠ દૃષ્ટિ : ઉન્નતિની સીડી

આત્માનો ઉન્નતિક્રમ બતાવવા માટે આઠ દૃષ્ટિનો ઉપયોગ બહુ સુંદર રીતે કરવામાં આવ્યો છે. એ ઘણી વિચારણાપૂર્વક લખાયલા વિષયનો વિચાર કરતાં દરેક સાધક પુરુષે પોતે ઉન્નતિક્રમની કઈ હદ સુધી પહોંચ્યો છે તેનો વિચાર કરવો. શુદ્ધ, શાંત અવસ્થામાં સ્થિતિ થયેલા ચેતનજીને પૂછશો તો તે પણ જવાબ આપશે કે ઉન્નતિક્રમમાં પોતે ક્યાં સુધી વધેલા છે. હવે આપણે દૃષ્ટિ શબ્દનો અર્થ વિચારીએ.

## દૃષ્ટિ શબ્દની અર્થવિચારણા

સત્શ્રદ્ધાસંગી બોધને દૃષ્ટિ કહેવામાં આવે છે (યોગદૃષ્ટિસમુચ્ચય ગાથા ૧૭મી). પોતાના અભિપ્રાય ઉપર આત્મતત્ત્વનો નિર્ણય કરવો તે જેમ પ્રતિકૂળ છે તેમ જ અંધશ્રદ્ધા રાખવી તે પણ ઉપયોગ વગરનું છે. વિચારપૂર્વક શ્રદ્ધા રાખવી, નિર્ણય કરવો અને સત્ય સ્વરૂપનુ જ્ઞાન કરવું એનું નામ ‘ દૃષ્ટિ ’ કહેવાય છે. એવા પ્રકારની દૃષ્ટિથી હલકી પ્રવૃત્તિ અટકી પડે છે અને શુભ પ્રવૃત્તિ તરફ ગમન થાય છે. જેમ જેમ દૃષ્ટિ ઉચ્ચ થતી જાય છે તેમ તેમ ઉન્નતિક્રમમાં ઉક્ત પ્રકારના બોધની પ્રાપ્તિ થતી જાય છે. આવા પ્રકારના દર્શનને દૃષ્ટિ કહેવામાં આવે છે. જેટલી જેટલી આત્માની વિકસ્વરતા થઈ હોય એટલે કે જેટલે જેટલે અંશે તેના ઉપર લાગેલાં કર્મો કાંઈક ઉદય આવીને ખરી ગયાં હોય અને કાંઈક દબાઈ ગયાં હોય તેટલે અંશે તેને સાંધ્ય દર્શન સ્પષ્ટ રીતે થતું જાય છે અને તેના પ્રમાણમાં તે ઉન્નતિક્રમમાં આગળ વધતો જાય છે.

આવી રીતે વિચારતાં જેટલા ભેદો ઉન્નતિસ્થાનના થઈ શકે તેટલા દૃષ્ટિના ભેદ થાય; કારણ કે દરેક ચેતન ઉન્નતિક્રમમાં જુદી જુદી અવસ્થા પર સ્થિત થયેલ હોય છે. એ દરેકનું વર્ણન કરવું તદ્દન અશક્ય છે. તેથી તેના મુખ્ય આઠ વિભાગ પાડી આઠ દૃષ્ટિ દ્વારા ચેતનનો ઉન્નતિક્રમ અત્ર બતાવ્યો છે. **મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા** અને **પરા** એ આઠ દૃષ્ટિનાં આઠ નામ છે. એ પ્રત્યેક દૃષ્ટિ પર સ્થિત થયેલ ચેતનજી કેટલો વિકાસ પામેલા હોય છે તે આપણે નીચે વિચારશું.

## ઓઘદૃષ્ટિ

**પ્રથમની ચાર મિથ્યાદૃષ્ટિ**

ઉપરની આઠ દૃષ્ટિમાં પ્રથમ મિત્રા અને તે પછીની ત્રણ દૃષ્ટિઓ (તારા, બલા અને દીપ્રા) મિથ્યાદૃષ્ટિને પણ સંભવે છે. મિથ્યાદૃષ્ટિ જીવો ઉન્નતિક્રમમાં બહુ પછાત પડેલા હોય છે. તેમાં કેટલાક અનંતસંસારી અને કેટલાક તો દુર્ભવી અને અભવી પણ હોય છે. આવા જીવોમાં પણ મહાવિશુદ્ધ ચાર દૃષ્ટિવંત જીવો કેમ હોઈ શકે એ સહજ પ્રશ્ન થાય છે; કારણ કે આપણે હવે પછી જ્યારે એ પ્રથમની ચાર દૃષ્ટિનું સ્વરૂપ વિચારશું ત્યારે જણાશે કે એમાં તો ચેતનનો ઉન્નતિક્રમ ઘણો વધી ગયેલો હોય છે. એ હકીકત સ્પષ્ટ કરવા માટે પ્રથમ આપણે **ઓઘદૃષ્ટિનું** સ્વરૂપ વિચારવું પડશે. ઓઘદૃષ્ટિ એટલે જનસમૂહની સામાન્ય દૃષ્ટિ. વિચાર કર્યા વગર ગતાનુગતિક ન્યાયે વડીલના ધર્મને અનુસરવું, બહુજનસંમત કે પૂજ્ય

ધર્મના અનુયાયી થવું, પોતાની અક્કલનો ઉપયોગ ન કરવો એનું નામ 'ઓઘદૃષ્ટિ' કહેવામાં આવે છે.

**ઓઘદષ્ટિમાં સાધ્યદર્શન**

સખ્ત વાદળાં આકાશમાં ચઢી આવ્યાં હોય ત્યારે જેમ ચાંદનીનું દર્શન અતિ અલ્પ થાય અને વાદળાં વગરની રાત હોય ત્યારે વિશેષ દર્શન થાય, વળી બાળ જીવની, ઇંદ્રિય-વિકળની અને વૃદ્ધ પુરુષની દૃષ્ટિમાં જેમ ફેર હોય છે, તેમાં પણ વિવેકી અને અવિવેકી પ્રાણીઓના દર્શનમાં ફેરફાર હોય છે, એવી રીતે મેઘવાળી અથવા બાળજીવની કે અવિવેકી પ્રાણીની દૃષ્ટિથી જે સાધ્યનુ દર્શન થાય તે ઓઘદષ્ટિનું દર્શન સમજવું. બહુધા એવી સ્થિતિમાં રહેલા જીવો સાધ્યનુ દર્શન કરતા જ નથી, કરવાનો વિચાર પણ કરતા નથી અને કરવાની સન્મુખ પણ થતા નથી અને કોઈ સહજ વિચાર કરે છે તો તેનુ દર્શન કર્મવિચિત્રતાને લીધે આવરણવાળું હોવાથી અતિ અસ્પષ્ટ અથવા લગભગ નહિ જેવું થાય છે. અનેક દર્શનો આ સંસારમાં નીકળ્યાં છે તે આ ઓઘદૃષ્ટિને લઈને થયેલાં છે એમ સમજવુ. તેઓ એક લક્ષ્ય ધ્યાનમાં રાખી એક દૃષ્ટિ-બિન્દુથી અમુક પદાર્થ તરફ જોઈ રહે છે અને તેથી તેઓનું દર્શન કદાપિ આવરણ રહિત–સ્પષ્ટ થઈ શકતુ નથી. એકાંત દૃષ્ટિએ અમુક વસ્તુ તરફ જોવામાં આવે ત્યાં મનમાં પ્રથમથી ધારી રાખેલું પરિણામ જ આવે અને તેવે પ્રસંગે પોતાનાં મનમાં ધારી રાખેલા પરિણામથી ઊલટી કોઈ બાબત જોવામાં આવે તો તે પસાર કરી દેવામાં આવે એમ સ્વાભાવિક રીતે જ બને છે. જ્યાં એકાન્ત બુદ્ધિ હોય ત્યાં આવુ પરિણામ અનિવાર્ય

છે અને આવી સ્ખલનાઓ આ જીવે અનેક પ્રસંગે કરેલી વિવેકદૃષ્ટિવંતના જોવામાં આવે છે.

આ પ્રમાણે હોવાથી આવી ઓઘદૃષ્ટિથી ઉપર કહેલી આઠ દૃષ્ટિઓને જુદી પાડવા માટે આઠ દૃષ્ટિનું સમુચ્ચય નામ **યોગદૃષ્ટિ** પાડવામાં આવ્યું છે. અનાદિ કાળથી મિથ્યાત્વભાવમાં તણાતો આ ચેતન જ્યારે ઓઘદૃષ્ટિ તજી દે છે ત્યારે તે ઉન્નતિક્રમમાં આગળ વધે છે. અનંત સંસારચક્રમાં ભ્રમણ કરતાં જ્યારે તેની સાધ્યસામીપ્ય દશા થાય છે અને તેની ભવસ્થિતિ પરિપક્વ થાય છે ત્યારે તે અત્ર કહેવામાં આવતી યોગદૃષ્ટિ પૈકીની પ્રથમ દૃષ્ટિ પ્રાપ્ત કરે છે. સંસાર અનંત છે અને ચેતને તેમાં અનંત ભવો કર્યા છે, પરંતુ ઉન્નતિક્રમમાં જ્યારે તેની સ્થિતિ આગળ વધવાની હોય છે ત્યારે તે ઓઘદૃષ્ટિ મૂકી યોગદૃષ્ટિમાં આવે છે. જૈન પરિભાષામાં કહીએ તો છેલ્લા પુદ્ગલપરાવર્તમાં તેની આ સ્થિતિ થાય છે.

**પ્રથમ યોગદૃષ્ટિપ્રાપ્તિનો કાળ**

અનંતાં વરસોનું એક પુદ્ગલપરાવર્ત થાય છે. અનંતાં પુદ્ગલપરાવર્ત* કરી આ ચેતન ચોરાશી લક્ષ જીવાયોનિમાં

---

* પુદ્ગલપરાવર્તનું સ્વરૂપ જાણવા માટે પ્રવચનસારોદ્ધાર ગ્રંથ જોવો. તેનું સ્વરૂપ અહીં લખવાથી ગ્રંથનો વિસ્તાર વધી જાય. સાધારણ રીતે અનંતાં વરસે એક પુદ્ગલપરાવર્ત થાય છે. એના સૂક્ષ્મ બાદર અને પ્રત્યેકના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી ભેદ થાય છે. એવા અનેક પુદ્ગલપરાવર્ત સુધી આ પ્રાણી સંસારમા રખડ્યો છે. મોક્ષની સન્મુખ થાય એવા છેલ્લા પરાવર્ત સંબંધી અહીં વાત ચાલે છે. આ પરાવર્ત સંબંધી કાંઈક હકીકત અધ્યાત્મકલ્પદ્રુમના દસમા પ્રસ્તાવની સાતમી ગાથાના વિવેચનમાં પણ લખી છે તે જુઓ.

રખડયા કરે છે. એ પ્રમાણે રખડતાં રખડતાં જ્યારે તેને છેલ્લું પુદ્ગલપરાવર્ત પ્રાપ્ત થાય છે ત્યારે તે આ યોગદષ્ટિની પ્રાપ્તિ કરે છે. આ પ્રમાણે હકીકત હોવાથી, જોકે પ્રથમની ચાર દષ્ટિમાં મિથ્યાત્વભાવ વર્તતો હોય છે છતાં ઓઘદષ્ટિની અપેક્ષાએ, આ દષ્ટિવંત જીવોનો ઉન્નતિક્રમ ઘણો આગળ વધી ગયેલો હોય છે અને દષ્ટિ શબ્દની વ્યાખ્યામાં આપણે જોયું છે કે સત્શ્રદ્ધાસંગી બોધને દષ્ટિ કહેવામાં આવે છે– એવા સત્સંગનો યોગ અહીં પ્રથમની ચારે દષ્ટિમાં સારી રીતે થઈ શકે છે તેથી મિથ્યાભાવમાં વર્તતા જીવોને પણ યોગદષ્ટિવાળા કહેવામાં આવ્યા છે અને તેથી તે ચાર દષ્ટિનો સમાવેશ યોગદષ્ટિમાં કર્યો છે. એ ચાર દષ્ટિમાં વર્તતા જીવોની પ્રગતિ ઓઘદષ્ટિમાં વર્તતા જીવો કરતાં ઘણી વધારે હોય છે અને ક્રમે ક્રમે વિશેષ વધતી જાય છે એટલું ધ્યાનમાં રાખવાનું છે. જ્યારે પછવાડેની સ્થિરાદિક ચાર દષ્ટિમાં મોક્ષ પ્રતિ જવા માટે જે પ્રયાણ શરૂ કર્યું હોય તે અટકતું નથી, આગળ આગળ પ્રગતિ થયા જ કરે છે, ત્યારે પ્રથમની ચાર દષ્ટિમાં વખતે પતન પણ થઈ જાય છે, આગળ વધેલો જીવ પાછો પણ પડી જાય છે અને એમ એમ કરતાં આગળ વધે છે. જેવી રીતે પ્રયાણ કરનાર માણસ રાત્રિએ ઊંઘ લે છે, તેવી રીતે સ્થિરાદિક આગળની ચાર દષ્ટિવાળો જીવ દેવગતિ વગેરેમાં જઈ સુખ ભોગવી આવે છે અને વળી પાછો મનુષ્યગતિ પ્રાપ્ત કરી મોક્ષ તરફનું પ્રયાણ આગળ ચલાવે છે. આટલી હકીકત ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. હવે આપણે એ આઠે દષ્ટિમાં વર્તતા જીવોની સ્થિતિ અને એનો ઉન્નતિક્રમ સંક્ષેપમાં વિચારી જઈએ.

## ૧. મિત્રાદૃષ્ટિ

પ્રથમ મિત્રાદૃષ્ટિમાં યોગનું પ્રથમ અંગ '**યમ**' પ્રાપ્ત થાય છે. અહિંસા, સત્ય, અસ્તેય, મૈથુનવિરમણ અને અપરિગ્રહતા આ સુપ્રસિદ્ધ પાંચ યમ છે. એ પાંચ યમો સામાન્ય પ્રકારે અહીં પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિમાં **બોધ તૃણની અગ્નિ** જેવો સમજવો. જેમ ખડનો તાપ એકદમ થઈ ભડભડ બળી જાય તેવો એટલે કે તદ્દન સૂક્ષ્મ–સામાન્ય પ્રકારનો–વિજળીના ઝબકારા જેવો બોધ અહીં થાય છે. એ દૃષ્ટિનું લક્ષણ '**અખેદ**' છે. એટલે આ પ્રથમ દૃષ્ટિમાન જીવને શુભ કાર્ય કરતાં જરા પણ કંટાળો આવતો નથી, સારાં કામો કરતાં તે કદી થાકી જતો નથી અને શુભ પ્રવૃત્તિ કરતાં તેને થાક ચઢી જતો નથી.

અદ્વેષગુણની વિચારણા

એ ઉન્નતિક્રમમાં '**અદ્વેષ**'ની હદ સુધી આગળ વધે છે, એટલે એને જેવી રીતે શુભ પ્રવૃત્તિ તરફ અખેદ ઉત્પન્ન થાય છે તેવી જ રીતે અન્ય અશુભ કાર્યો કરનાર તરફ 'અદ્વેષ' ઉત્પન્ન થાય છે. અહીં પ્રાણીને તત્ત્વ અને મુક્તિ તરફ અદ્વેષ ઉત્પન્ન થાય છે. અત્યાર સુધી પુદ્દગલદશામાં રાચતો પ્રાણી પુદ્દગલને તત્ત્વ ગણતો હતો અને તેના વિયોગને અતત્ત્વ ગણતો હતો અને અર્થાપત્તિથી પ્રાણીને તત્ત્વ અને મુક્તિ તરફ દ્વેષ હતો; આ તેનો દ્વેષ હવે મંદ થતો જાય છે અને તેથી જ આગળ પ્રગતિ કરતા હવે પછી તેને તત્ત્વજિજ્ઞાસા ઉત્પન્ન થશે આ હકીકત બહુ સૂક્ષ્મ વિચારથી સમજવા યોગ્ય છે. એમાં તત્ત્વરુચિ કેમ પ્રગટે છે અને વધે છે તે દરેક

દૃષ્ટિમાં ખાસ લક્ષ્યમાં રાખવા યોગ્ય છે. આ ઉપરાંત એને અહીં કરુણાનો અંશ ઉત્પન્ન થાય છે તેથી તે સમજે છે કે અન્ય જીવો જે કુદેવ અને કુગુરુ પર દેવગુરુબુદ્ધિ રાખે છે અથવા અશુભ કાર્યોમાં પ્રવૃત્તિ કરે છે, તેઓ બાપડા દયાને પાત્ર છે, તેઓ ઉપર દ્વેષ કરવો અનુચિત છે. કર્મને પરવશ રહી જેઓ એવી અધમ દશા ભોગવે તેઓ ઉપર દ્વેષ કરવો એ મરેલાને મારવા તુલ્ય છે. આવા પ્રકારની કરુણાભાવનાનું બીજ તેનામાં પ્રગટ થાય છે. કરુણાને અંગે આવા પ્રકારનો 'અદ્વેષ' ગુણ અહીં પ્રાણીને પ્રાપ્ત થાય છે. ઘણુંખરું તે દૃષ્ટિમાં વર્તતા જીવો અન્યનાં કાર્યની ચિંતા રાખતા જ નથી, પણ કદાચ રાખે છે તો તેનામાં કરુણાનો અંશ ઉત્પન્ન થવાથી જ રાખે છે, પણ તેઓ નકામી વાતો અથવા નિરર્થક હઠ–કદાગ્રહમાં પડી જતા નથી.

પ્રાણી સાધ્યની સમીપ આવતો હોવાથી તેને કાંઈક સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત થાય છે અને તેથી તે ઓઘદૃષ્ટિ મૂકી દઈ ઉન્નતિક્રમમાં આગળ વધે છે એટલે તેનામાં ઉપરોક્ત અદ્વેષ ગુણસ્થાન આવે છે. એ ભાવને બતાવનારો શબ્દ Toleration (પરમતસહિષ્ણુતા*) છે. આવી સ્થિતિમાં રહેલા પ્રાણીઓ

---

*'પરમતસહિષ્ણુતા' શબ્દનો અર્થ ખાસ વિચારવા યોગ્ય છે. કોઈ પણ પ્રાણીને ખોટે માર્ગે દોરાતો અથવા અન્યને દોરવતો જોઈને તેના ઉપર દયા લાવવી અને બોધ દ્વારા તેના ઉદ્ધારની વિચારણા કરવી અને તેવો માર્ગ લેવો એ સહિષ્ણુતા છે અને તેનું નામ અદ્વેષ છે. જોરજુલમ કરી–મારીને મુસલમાન કરવાનો માર્ગ અયોગ્ય છે, પરંતુ બોધ આપીને

પરમત આદરતા નથી, પણ પરમતમાં આસક્ત પ્રાણીઓનું 'ભવાભિનંદીપણું' તેમને ખેદ કરાવે છે, છતાં તેને તેના ઉપર દ્વેષ આવતો નથી. અહીં દર્શન તદ્દન મંદ હોય છે એ તો તૃણાગ્નિના સાદૃશ્યથી સમજાયું હશે. આ દૃષ્ટિમાં વર્તતો પ્રાણી યોગબીજની વાવણી કરે છે. વીતરાગ સર્વજ્ઞ ભગવાન તરફ અદ્વેષયુક્ત કુશળ ચિત્ત રાખી તેઓને નમસ્કાર–પ્રણામ કરી તેઓની ભાવના હૃદયમાં રાખી તેમના જેવા થવાના સાધ્યને 'યોગબીજ' કહેવામા આવે છે. એવા પ્રકારના યોગબીજની આ દૃષ્ટિમાં વાવણી થાય છે અને તેનું ફળ ઉત્તરોત્તર દૃષ્ટિમાં પ્રગતિ કરતાં પ્રાપ્ત થતું જાય છે.

**મોક્ષપ્રયાણની શરૂઆત**

અહીં સ્થિત થયેલો આત્મા જે શુભ કાર્ય કરે છે તે 'ઉપાદેય બુદ્ધિથી કરે છે, સંજ્ઞાની પેઠે ક્ષયોપશમની વિચિત્રતાથી ઉત્પન્ન થયેલા ભાવયુક્ત કરે છે અને ફળની અપેક્ષા રાખ્યા

---

સમજાવવાનો માર્ગ પ્રશસ્ય છે. એવો યોગ્ય માર્ગ લઈ બોધ આપવા છતાં પણ પ્રાણી માર્ગ ઉપર ન આવે તો પછી પ્રયત્ન કરનાર વિચારે છે કે બિચારા પ્રાણીની કર્મપરિણતિ હજુ પરિપકવ થઈ નથી. આવા વિચારથી તેના ઉપર કરુણા લાવે, પણ તેના ઉપર દ્વેષ કરે નહિ, એનું નામ 'સહિષ્ણુતા' કહેવાય છે. કોઈ પણ પ્રાણી અન્યની હિંસા કરતો હોય તેને હિંસા કરતો અટકાવવો અને તેની પોતાની હિંસા પણ થવા ન દેવી એ માર્ગ જેમ આદરણીય ગણાય છે તેમ કોઈ પ્રાણીને સુધારવાનો પ્રયત્ન કરતાં કોઈને નુકસાન થાય તેવો માર્ગ લેવો તે અયોગ્ય છે; કોઈને નુકસાન ન થાય તેવો માર્ગ લેવો તે આદરણીય છે. આવી ધારણા રાખીને યોગ્ય પ્રવૃત્તિ કરવી સહિષ્ણુતા રાખવામા આવે તો ઇતિહાસમાં જે અનેક સંહારો થયા છે તે કદી બને નહિ.

વગર કાર્યના શુદ્ધત્વની ખાતર જ તે કામ કરે છે. આવી રીતે અર્પણબુદ્ધિ માફક કરાયેલા કામમાં નિષ્કામ વૃત્તિ હોવાથી તેની પ્રગતિ આગળ વધતી જાય છે, તોપણ હજુ તે બાહ્ય દશામાં વર્તતો હોય છે, છતાં તેનાં કાર્યનું ફળ આગળ જતાં મોક્ષપ્રાપ્તિરૂપ થાય છે, તેથી **મોક્ષનું પ્રયાણ** તેનું વાસ્તવિક રીતે અહીંથી શરૂ થઈ જાય છે. ધર્મનો ઉપદેશ કરનાર અને સન્માર્ગ બતાવનાર વિશુદ્ધ યોગીનું વૈયાવૃત્ય આ પ્રાણી ઉપકારબુદ્ધિથી સારી રીતે કરે છે અને તેમાં પણ તે દ્રવ્ય આચાર્ય અથવા દ્રવ્ય યોગી તરફ ખેંચાઈ જતો નથી.

**પ્રથમ દૃષ્ટિમાં પ્રાણીનું વર્તન**

આ દૃષ્ટિમાં રહેલા પ્રાણીને ભવ તરફ–સંસાર તરફ–સ્વાભાવિક રીતે જ ઉદ્વેગ આવે છે. એને આ સંસારના ભોગો તથા ધમાધમ, પ્રવૃત્તિ તથા ધનોપાર્જન, કીર્તિપાલન અને વ્યવહારકાર્યકરણ સર્વમાં એક પ્રકારની લૂખાશ લાગે છે, એમાં તે અસ્થિરતા, અચોક્કસપણું અને નીરસપણું જોઈ શકે છે અને તેથી જેમ ઘણું કામ કરીને થાકી ગયેલા માણસને કામ તરફ અપ્રીતિ થાય અથવા વૃદ્ધાવસ્થા થયા પછી સ્ત્રી ઉપર ઉદ્વેગ થાય તેવો ઉદ્વેગ સાંસારિક સર્વ કાર્યો તરફ સાધારણ રીતે તેને થાય છે. એ ઉદ્વેગ એવા પ્રકારનો થઈ જતો નથી કે જેથી તે સર્વસ્વનો ત્યાગ કરી દે, પરંતુ તેને હવે સંસાર ઉપર કંટાળો આવવા માંડે છે. મતલબ, તેને અહીં સંસારથી આગળ વધી જવાના માર્ગ પર ચઢવાની દિશાનું દર્શન થાય છે. અહીં તે દ્રવ્યથી કેટલાંક વ્રત નિયમો પણ લે છે. હજુ તેનું મન તે વ્રતાદિકમાં બહુ પ્રવેશ કરતું નથી,

પણ સામાન્ય રીતે ઉપર ઉપરથી દ્રવ્યવ્રત પાલન કરી સામાન્ય પ્રકારે આ દશામાં વર્તતો પ્રાણી ત્યાગ–વૈરાગ્ય તરફ રુચિભાવ બતાવે છે.

સારાં સારાં શુદ્ધ ધર્મનાં પુસ્તકો લખાવવાં, પુષ્પ વસ્ત્રાદિથી તેની પૂજા કરવી, પુસ્તક વગેરેનું પાત્રને દાન દેવું, પોતે સારાં સારાં પુસ્તકોનું વાંચન કરવું, પુસ્તકો સારાં મેળવવા માટે પ્રયત્ન કરવો, પુસ્તકમાં બતાવેલી સારી સારી રહસ્યની વાતો યોગ્ય પુરુષ પાસે સમજીને પ્રકાશવી, પુસ્તકોનાં સ્વાધ્યાય, મનન, નિદિધ્યાસનાદિ કરવાં—એવી રીતે જુદે જુદે પ્રકારે જ્ઞાનપ્રાપ્તિ તરફ તેને સ્વાભાવિક રીતે આકર્ષણ થાય છે અને તેને માટે જુદી જુદી દિશામાં તે પ્રયત્ન કરે છે, વ્યવસાય આદરે છે અને તે તરફ અનેક રીતે રુચિ દર્શાવે છે. તે અનેક મોટાં કાર્યો કોમના, દેશના અથવા જગતના હિતનાં કરે છે. પણ તે મન વગરનાં કરતો નથી. સારી રીતે પોતાની ચેતનાને વ્યક્ત રાખી આત્મિક ગુણવૃદ્ધિ માટે મહાન્ કાર્યો કરે છે, તે પણ સ્વોત્કર્ષ દર્શાવવા અભિમાનવૃત્તિથી બહુધા કરતો નથી. વળી તેને દુઃખી જીવ ઉપર દયા આવે છે, ગુણવાન ઉપર અદ્વેષ થાય છે, મત્સરનો ત્યાગ થાય છે અને સર્વ ઉચિત રીતે વર્તન કરવાની ટેવ પડતી જાય છે અને તે વૃત્તિમાં ધીમે ધીમે પણ મક્કમપણે સુધારો થતો જાય છે. અનેક પ્રકારના અવંચક યોગો અહીં તેને પ્રાપ્ત થાય છે.

**અવંચકત્રય**

અવંચકપણું ત્રણ પ્રકારનું છે : **યોગાવંચક, ક્રિયાવંચક,** અને **ફળાવંચક.** મનને શુદ્ધ રીતે પ્રવર્તાવવું તે

યોગાવંચક. વચન અને કાયાને યોગ્ય રીતે, શાસ્ત્રવિહિત રીત્યા, પ્રવર્તાવવાં તે ક્રિયાવંચક. અને આ બે અવંચકપણાને યોગે મિથ્યાત્વ કષાયાદિના ત્યાગથી શુભ ગતિ પ્રાપ્ત કરે તે ફળાવંચક. અથવા સત્પુરુષોનો યોગ તે યોગાવંચક. સત્પુરુષોને નમસ્કારાદિ કરવા તે ક્રિયાવંચક. અને સત્પુરુષોથી ધર્મસિદ્ધિ કરવી તે ફળાવંચક. આ ત્રણે અવંચકભાવ ભદ્રમૂર્તિ મહાત્માને આ દૃષ્ટિમાં વર્તતા પ્રાપ્ત થાય છે અને તેને લઈને સર્વ શુભ સંયોગો મળતા જાય છે. આવી સ્થિતિ આ પ્રથમ દૃષ્ટિમાં થાય છે તેનું કારણ એ છે કે આ દશામાં વર્તતા પ્રાણીના ભાવમળ અલ્પ થયા હોય છે અને આવા પ્રાણીનો આશય અતિ ઉત્કૃષ્ટ—સાધ્યપ્રાપ્તિનો હોય છે. જેવી રીતે રત્નાદિ શુભ દ્રવ્ય ઉપર મળ હોય તે દૂર કરવાથી તેમાંથી જ્યોત્સ્ના બહાર આવે છે, તેવી રીતે આવા પ્રાણીના ભાવમળની અલ્પતા થવાથી તે જરૂર પોતાનું સત્યસ્વરૂપ સવિશેષપણે પ્રગટ કરતો આગળ વધતો જાય છે. જોકે આવા પ્રાણીને હજુ મળ રહ્યો હોય છે પણ તે અલ્પ હોય છે. તેથી જેમ સાધારણ વ્યાધિવાળા પ્રાણીઓને વિશેષ હેરાનગતિ વ્યવહારમાં પણ થતી નથી, તેવી રીતે આવા અલ્પ ભાવમળવાળા પ્રાણીઓ ઇષ્ટસિદ્ધિ માટે આગળ વધ્યા જાય છે.

### દૃષ્ટિવાન પ્રાણી પર વિચારણા

અહીં સાધારણ રીતે એવો પ્રશ્ન ઉપસ્થિત થશે કે આવા અવંચકત્રય જેવા મહાવિમળ ગુણોને પ્રાપ્ત કરનાર પ્રાણી પણ જો પ્રથમ દૃષ્ટિમાં હોય તો પછી ઘણાખરા પ્રાણીઓને ઉપરનાં

ગુણસ્થાનકો કેમ પ્રાપ્ત થાય ? ધર્મનાં બીજ વાવનાર, સંસારથી ઉદ્વેગ પામનાર અને ઉત્તમ સંયોગો પ્રાપ્ત કરનાર પ્રાણી પણ હજુ પ્રથમ દૃષ્ટિમાં હોય અથવા પ્રથમ મિથ્યાત્વ ગુણસ્થાનકે જ વર્તતો હોય. (અહીં જણાવી દેવાની જરૂર છે કે આ પ્રથમ દૃષ્ટિમાં વર્તતા જીવો મિથ્યાત્વ ગુણસ્થાનકે વર્તતા હોય છે.) તો પછી ઘણાખરા પ્રાણીઓને તો ઊભા રહેવાનું સ્થાન આ દૃષ્ટિમાં જ મળે નહિ. પછી સમ્યક્ત્વપ્રાપ્તિ અને ચતુર્થ કે પંચમ ગુણસ્થાનકની વાત તો શી કરવી ? આ પ્રશ્ન સાધારણ છે અને ખરેખર વિચારમાં નાખે તેવો છે, પરંતુ એનો જવાબ એ જ છે કે આ વસ્તુસ્થિતિ છે. સાધારણ બાહ્ય ક્રિયા માત્ર કરવાથી પોતાની જાતને ઉન્નત થયેલી માનનાર ઘણુંખરું આત્મવંચના કરે છે. અતિ વિશાળ વિચાર કરીને જ્ઞાની મહારાજે અહીં દૃષ્ટિરચના અને તેની સંકલના બતાવી છે તે, ઉપરથી પોતાની જાતે વિચાર કરવાનો છે કે આપણે ઉન્નતિક્રમમાં કઈ દશામાં વર્તીએ છીએ ? પોતે ઉન્નત થયેલા હોય એમ માનનાર કદાચ આ દીર્ઘ વિચારથી લખાયલા દૃષ્ટિભેદના સૂત્રજ્ઞાનથી પોતાને તેટલી હદે વધેલા ન જોઈ શકે તો તેમાં અન્યનો દોષ નથી.

ભૂલભરેલી ભ્રમણામાં રહેવું અથવા દાંભિક અવસ્થા ધારણ કરવા કરતાં મૂળ સ્થિતિ સમજી તે હદ સુધી ચેતનજીને ઉન્નત કરવા વિચાર કરવો એ જ સાધ્ય છે અને એને અંગે કદાચ ખોટી ભ્રમણા ચાલતી હોય તો તે ખાસ દૂર કરવા યોગ્ય છે. ઘણાખરા ઓઘદૃષ્ટિવાળા જીવો પોતાને 'સમકિતી' માની લેવાની ભૂલ કરે છે તે હવે પછીની ત્રણ દૃષ્ટિનું અને આ દૃષ્ટિમાં રહેલા જીવો સંબંધી વિવેચન વાંચવાથી પોતાની

સ્ખલના સમજી જશે અને વિચારશે કે મહાવિમલા સમ્યક્ત્વ જેવી શુદ્ધ દશાએ પહોંચવા માટે બહુ કરવાની–ઘણાં સાધનો એકઠાં કરવાની–જરૂર છે. જ્યાં પોતાને પગ મૂકવાનો પણ અધિકાર ન હોય ત્યાં એકદમ પ્રથમને બદલે પાંચમી દૃષ્ટિની વાતો કરવી એ એક રીતે ઉદ્ધતપણું છે. પ્રસંગવશાત્ આપણે અન્ય વાત ઉપર ઊતરી ગયા, પરંતુ યોગને અંગે આવી અનેક પ્રકારની ભ્રમણા થતી જોવામાં આવે છે તે દૂર કરવાની ખાસ જરૂર હોવાથી આટલો વિષયાંતર પ્રાસંગિક ગણવામાં આવેલ છે.

આ પ્રથમ મિત્રાદૃષ્ટિમાં વર્તતા જીવોને બીજકથા સાંભળીને મનમાં બહુ આનંદ આવી જાય છે, એ તો સંવેગ ભાવની, અનુકંપાની, સામ્યતાની, ઔદાર્ય-ધૈર્ય-ગાંભીર્યની કથા સાંભળી રાજીરાજી થઈ જાય છે; એને એવી વાતો ઉપર એટલો આનંદ ઊપજે છે કે તેનું વર્ણન કરી શકાય નહિ.

બહોળતાએ જીવોની દૃષ્ટિ

બીજી દૃષ્ટિ પર વિવેચન કરતા પહેલાં અહીં જણાવવું ઠીક થઈ પડશે કે ઘણાખરા જીવો ઓઘદૃષ્ટિ પર જ હોય છે, તેઓ યોગદૃષ્ટિ પર આવ્યા જ હોતા નથી. ઉન્નતિક્રમમાં અથવા ઉત્ક્રાન્તિમાં જ્યારે ઘણો વધારો થાય, ભવસ્થિતિ બહુ અલ્પ રહે અને સંસારનો છેડો નજીક આવે ત્યારે જ આ યોગદૃષ્ટિમાં અવાય છે. યોગના ઉપર મોટી મોટી વાતો કરનારા, હઠયોગાદિના પ્રયોગ કરનારા અને સમાધિ સુધીનો દેખાવ કરનારા પ્રાણીઓ ઘણીખરી વખત ઓઘદૃષ્ટિમાં જ હોય છે, કારણ કે જ્યાં સુધી વસ્તુતત્ત્વનો શુદ્ધ શ્રદ્ધાયુક્ત બોધ થતો નથી ત્યાં સુધી શરીરકષ્ટ

કે માનસિક બુદ્ધિવૈભવથી કાંઈ ખાસ લાભ થતો નથી. સાધારણ રીતે શરીરસ્વાસ્થ્ય અથવા કીર્તિપ્રસારનો લાભ થાય તેને અત્ર કાંઈ ગણતરીમાં ગણવામાં આવતો નથી; વસ્તુતઃ તે સ્થિતિમાં કોઈ પણ પ્રકારનો આત્મિક લાભ થતો નથી. આ પ્રમાણે હકીકત હોવાથી દ્રવ્યયોગી અને ભાવયોગીની વચ્ચેનો તફાવત બરાબર ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે. કેવળ બાહ્ય ક્રિયા કરનાર યોગીઓ અથવા સાધુઓ અથવા જતિ ગમે તે હોય તેને દ્રવ્યયોગી કહેવામાં આવે છે. ઉન્નતિક્રમમાં તેઓ પ્રથમ દૃષ્ટિમાં પણ આવેલા નથી એમ સમજવું. જ્યારે તત્ત્વબોધપૂર્વક ચર્ચા કરવામાં આવે અને સાથે ઉપર જણાવેલા અવંચક યોગ, ભવઉદ્વેગ વિગેરે ગુણો પ્રગટ થાય ત્યારે ભાવયોગીપણાની માત્ર શરૂઆત થાય છે.

## ૨. તારાદૃષ્ટિ

**પાંચ નિયમ**

બીજી **તારાદૃષ્ટિ**માં યોગનું દ્વિતીય અંગ '**નિયમ**' પ્રાપ્ત થાય છે. નિયમ પાંચ છેઃ—शौचसंतोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः। શરીરની અને મનની શુદ્ધિ તે શૌચ, પ્રાણયાત્રાને નિભાવનાર પદાર્થો સિવાય અન્યની અસ્પૃહા તે સંતોષ, અનેક પ્રકારના તપ તેમ જ સાથે ક્ષુધા, પિપાસાદિ પરિષહ, સૂત્ર ગ્રંથ વગેરેનું અધ્યયન તે સ્વાધ્યાય અને દેવગુરુને નમસ્કાર કરવા અને આત્મતત્ત્વનું ચિંતવન કરવું તે ઈશ્વરપ્રણિધાન. આ પાંચ નિયમો અહીં પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિમાં બોધ ગોમયના અગ્નિના કણ જેવો હોય છે એટલે છાણાના

અગ્નિનો કણુ જેમ ગરમીમાં વધતો જાય છે અને થોડો વખત ટકે છે તેવા પ્રકારનો બોધ અહીં થાય છે. પ્રથમ દૃષ્ટિમાં તૃણુના ભડકા જેવો બોધ કહ્યો તેનાથી અહી વધારે બોધ થાય છે, પરંતુ તે લાંબા કાળ સુધી ટકી રહે તેવો થતો નથી. પ્રથમ દૃષ્ટિમાં જેમ અદ્વેષ ગુણુ પ્રાપ્ત થાય છે, તેમ અહીં '**જિજ્ઞાસા**' ગુણુ પ્રાપ્ત થાય છે, એટલે તત્ત્વજ્ઞાન મેળવવાને માટે લાલસા અર્થાત્ મનમાં અભિલાષા ઉત્પન્ન થાય છે. જેવી રીતે બાળકને સારાં સારાં રમકડાં, ઘડિયાળ વગેરે લેવાની બહુ હોંશ થાય છે અને નવું નવું જાણુવાની પ્રબળ ઇચ્છા થાય છે, તેવી રીતે અહીં પ્રાણીને તત્ત્વબોધ પ્રાપ્ત કરવાની પ્રબળ જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે.

પ્રથમ દૃષ્ટિમાં જે શુભ કાર્યો કરવામાં અનુદ્વેગ થતો હતો તે અહીં વિશેષ સ્પષ્ટ રીતે થાય છે અને તે તે કાર્ય સિદ્ધ કરવા માટે અનેક પ્રકારના નિયમો આદરે છે. મનની એકસરખી સ્થિતિ સર્વ અવસ્થામાં ટકી શકતી નથી. શુભ ઉપદેશના શ્રવણુ વખતે જે શુભ વિચારો ઉત્પન્ન થાય છે તેવા સર્વદા બની રહેતા નથી; તેટલા માટે એવા શુભ પ્રસંગે થયેલા વિચારોને કાયમ ટકાવી રાખવા માટે ખાસ જરૂરનું છે કે એવા વખતે થયેલા વિચારોને અંગે કરેલા નિર્ણુયોને નિયમના આકારમાં ફેરવી નાખવા. જેને નવીન લોકો અમુક 'પ્રીન્સીપલ' કર્યા કહે છે તે આ નિયમ છે; માત્ર તે કરેલા નિયમોથી અવિચ્યુતિ થાય–ચ્યવન ન થાય, તે માટે તેના ઉપર દેવગુરુનું સીલ મારવામાં આવે છે. પ્રથમ દૃષ્ટિવાળા જીવને પણુ નિયમો હોઈ શકે છે, પણુ તેના કરતાં અહીં સુસ્પષ્ટ

રીતે નિયમો હોય છે. વળી પાંચમી દૃષ્ટિએ જે ત્યાગપૂર્વક વિરતિભાવના સમ્યગ્જ્ઞાનપૂર્વક નિયમો કરવામાં આવે છે તેવા અહીં હોતા નથી, પરંતુ દ્રવ્ય નિયમો બહુ સારી રીતે અહીં પણ કરવામાં આવે છે અને તેથી યોગનું એક અતિ સુંદર અંગ અહીં પ્રાપ્ત થાય છે.

### યોગકથા-પ્રેમ

આ દૃષ્ટિમાં વર્તતા પ્રાણીને યોગકથા ઉપર બહુ પ્રેમ આવે છે. એને રાજ્યદ્વારી કે સંસારી વાતો ઉપર આનંદ આવતો નથી, પણ કોઈ મનવચનકાયાના યોગોને કેવી રીતે વશ કરવા, કોણે વશ કર્યા, શા ઉપાયથી વશ કર્યા એવી એવી વાતો કરે છે ત્યારે તે સાંભળવાની આ પ્રાણીને બહુ રુચિ થાય છે. જેવી રીતે પ્રાકૃત જીવોને સંકીર્ણ કથામાં અથવા બહુધા તો તદ્દન વિષયાનંદની કથામાં આનંદ આવે છે તેવી જ રીતે એવી કથાઓ ઉપર વિરાગ આવવા સાથે સમતાની, વૈરાગ્યની, રાગદ્વેષના જયની, મોહના નાશની અને એવી એવી યોગકથાઓ ઉપર આ પ્રાણીને બહુ આનંદ આવે છે અને એવી કથા કરનાર જે ખરેખરા યોગીઓ હોય છે તેના તરફ તેને બહુમાન પેદા થાય છે. પ્રથમ જેને તે લંગોટા કે સાધુડા કહીને તિરસ્કાર કરતો હતો, તેના તરફ હવે બહુ જ માનની લાગણીથી તે જુએ છે. વળી એવા યોગીઓનો યથાશક્તિ અન્નદાનાદિ વડે ઉપચાર કરે છે, તેઓનો પોતાની ઉપર પરમ ઉપકાર છે એ વાત મનમાં બહુ સારી રીતે સમજે છે અને તેઓનો ઉપચાર કરવો તે પોતાની ફરજ સમજે છે. આવી રીતે ઉપચાર કરવાની ટેવથી તેને પોતાને અનેક પ્રકારનાં

લાભાન્તરાય કર્મો પૂર્વબદ્ધ હોય છે તે ખસી જાય છે અને તેના હિતનો ઉદય થાય છે તેમ જ તેના વ્યાધિ વગેરેનો નાશ સ્વભાવતઃ જ થઈ જાય છે અને તે પ્રાણી શિષ્ટ પુરુષોમાં યોગ્ય સન્માનને પાત્ર થાય છે.

આ દૃષ્ટિમાં વર્તતા પ્રાણીને સંસાર ઉપર સવિશેષ ખેદ પ્રાપ્ત થાય છે, ઉચિત કાર્ય કરવામાં તે કદી પાછું વાળીને જોતો નથી અને અજાણપણે પણ કદી અનુચિત ક્રિયા તે કરતો નથી. તેને મનમાં એમ થાય છે કે આ સંસારની વિચિત્રતા ભારે જબરી છે અને જ્યાં જઈએ ત્યાં એવા અનુભવ થાય છે કે તેનો વિચાર કરતાં કાંઈ નિરાકરણ થતું નથી, શાસ્ત્રો અનેક છે, તેનો પાર પામવો મુશ્કેલ છે અને આપણું આયુષ્ય અને બુદ્ધિવૈભવ થોડાં છે તેથી શિષ્ટ પુરુષો કહે તે પ્રમાણભૂત છે.

### શિષ્ટપ્રામાણ્ય

શિષ્ટ એનું નામ કહેવાય કે જેમણે સંપૂર્ણ વિચાર કરીને પરસ્પર વિરોધ ન આવે તેવી વાતો કરી હોય અથવા તેવી વાત કરતા હોય. એ લક્ષણ પ્રમાણેના શિષ્ટ પુરુષોને શોધી કાઢી તેઓ જે વચન કહે તે પ્રમાણ કરે છે. એનામાં સરળપણું એટલું બધું આવી જાય છે કે જેવી રીતે શુદ્ધ સોનું હોય તો તેને જેમ વાળીએ તેમ વળે છે તેવી રીતે આની પાસે કોઈ પણ હિતશિખામણ કહે તો તે બહુ સરળપણે આદરે છે અને તે વાત જો શિષ્ટસમ્મત હોય તો તે પોતાને લાભ કરનાર જાણી આદરે છે. આ દૃષ્ટિમાં વર્તતો પ્રાણી

હઠ–કદાગ્રહ છોડી દે છે, તેનામાં પરમતસહિષ્ણુતા આવી જાય છે, પોતે શિષ્ટસમ્મત માર્ગે ચાલે છે, પણ પોતાથી વિપરીત માર્ગે ચાલનાર ઉપર દ્વેષ ન રાખતાં તેઓને બનતી રીતે સુમાર્ગ પર લાવવા પ્રયત્ન કરે છે અને તેમ કરતાં જો તે વળી ન શકે તો તેના કર્મ ગાઢ છે એમ વિચાર કરી પોતે વિરમી જાય છે, પણ તેને સાંસારિક કે શારીરિક નુકસાન કરવાનો વિચાર કરતો નથી.

વળી, પોતે સત્ય માર્ગની શોધ માટે પોતાના જાતને ઉઘાડી રાખે છે અને પોતાનું તે સારું એ વાતને બાજુ ઉપર રાખી કોઈ પણ પ્રકારના હઠ–કદાગ્રહને ત્યાગી સારાની–સત્યની–કલ્યાણમાર્ગની શોધમાં આગળ વધતો જાય છે. વળી એ ઉપરાંત, આ દૃષ્ટિમાં વર્તતા પ્રાણીનો ઉન્નતિક્રમ એટલો વધી જાય છે કે એ પ્રાણી પોતામાં ન હોય તેવા ગુણ હોવાનો દેખાવ કદી પણ કરતો નથી. અછતા ગુણ માટે માન લેવાની દાંભિક વૃત્તિ આ કાળમાં કેટલી વધી ગયેલી છે તેનો ખ્યાલ કરનાર આ ઉન્નતિમાર્ગ પર પોતાની કેટલી પ્રગતિ થાય છે તેનો વિચાર કરી શકશે. પ્રથમ દૃષ્ટિ કરતાં આ બીજી દૃષ્ટિમાં ઉન્નત દશા કેટલી આગળ વધે છે તે જોવામાં આવ્યું હશે. અહીં તત્ત્વજિજ્ઞાસા થવા ઉપરાંત સપાટી ઉપરનો ખ્યાલ કરતાં સહજ ઊંડાણમાં ઊતરાય છે અને તેટલા પૂરતી આત્મજાગ્રતિ વિશેષ થાય છે. જેટલે દરજ્જે આત્મજાગૃતિ વિશેષ થાય તેટલે અંશે ઉન્નતિક્રમમાં વધારો થયો સમજવો.

## ૩. બલાદૃષ્ટિ

ત્રીજી બલાદૃષ્ટિમાં સાધ્યનું દર્શન કાંઈક વિશેષ દૃઢ થાય

છે. અહીં સુધીમાં ગ્રંથીભેદની નજીક ચેતન આવી જાય છે તેથી હવે તેની ઉત્ક્રાન્તિ બહુ સારી રીતે થાય છે. સંસાર-ચક્રનાં અનેક પરાવર્તનોમાં તેને જે ખ્યાલ થયો ન હોય, જે વિચારો આવ્યા ન હોય, જેવું આત્મિક બળ પ્રગટ થયેલું અનુભવ્યું ન હોય, તેવા પ્રગટ ભાવો તે સ્વમાં અહીં સ્પષ્ટ રીતે જુએ છે. આ દૃષ્ટિમાં પ્રાણી જ્યારે વર્તતો હોય છે ત્યારે તેનામાં એક એવા પ્રકારની સ્થિરતા આવી જાય છે કે તેથી તેને અસત્ વસ્તુ ઉપર તૃષ્ણા થતી અટકી જાય છે. સામાન્ય રીતે પૌદ્ગલિક પદાર્થો પ્રાપ્ત કરવા માટે આ જીવને બહુ તૃષ્ણા હોય છે અને તે તૃષ્ણાને લઈને તે અનેક પ્રકારનાં દુઃખો સહન કરીને પણ વસ્તુપ્રાપ્તિ માટે પ્રયત્ન કર્યા કરે છે. પ્રાપ્તિ તો કર્માધીન છે, પણ તૃષ્ણાને લીધે તે અનેક રીતે વલખાં મારે છે. આવા પ્રકારની તૃષ્ણા, જેનું સ્વરૂપ અન્યત્ર બહુ વિસ્તારથી વિચાર્યું છે તે, અહીં નિવૃત્તિ પામી જાય છે અને તેથી તેનામાં પ્રકૃતિસૌમ્યતા એવી સારી આવી જાય છે કે તેને **'આસન'** નામના ત્રીજા યોગાંગની પ્રાપ્તિ થાય છે. એ સર્વ યોગાંગનું સ્વરૂપ હવે પછી વિચારવાનું છે.

**શુશ્રૂષા ગુણ**

પ્રથમની બે દૃષ્ટિમાં જેમ અદ્વેષ અને જિજ્ઞાસાગુણ પ્રાપ્ત થાય છે તે પ્રમાણે અહીં 'શુશ્રૂષા'–શ્રવણની ઇચ્છા–તત્ત્વશ્રવણેચ્છા અતિ સુંદર ઉત્પન્ન થાય છે. એની તત્ત્વશ્રવણેચ્છા કેવી પ્રબળ હોય છે તેનું વ્યાવહારિક દૃષ્ટાંત આપતાં શ્રી હરિભદ્રસૂરિ કહે છે કે બહુ સુંદર યુવાન પત્નીની સાથે પરિપૂર્ણ સામગ્રીવાળો સુખી પ્રાણી જેમ દિવ્ય ગાયન સાંભળવાની ઇચ્છા

રાખે અને તેના શ્રવણુમાં તેને જેમ મજા પડે તેમ આ દૃષ્ટિમાં વર્તતા જીવને તત્ત્વશ્રવણુની ઇચ્છા પ્રબળ થાય છે અને તેમાં તેને મજા પડે છે. બીજી દૃષ્ટિમાં જે તત્ત્વની જિજ્ઞાસા થઈ હતી તે આગળ વધીને અહીં શ્રવણેચ્છા બહુ સારી રીતે થાય છે. વિલાસભોગ સ્વાધીન રાજ્યસંપત્તિવાળો રાજા નવપરિણીત રાણી સાથે જ્યારે સુંદર વાતાયનમાં બેસી ગીત શ્રવણુ કરે, ઉસ્તાદ ગાયકો હાવભાવ યુક્ત નાટક કરે અને સાથે અભિનય —મુજરા કરતા જાય—આવા પ્રકારનું ગાન સાંભળવાની અને નૃત્ય જોવાની જેમ સર્વ પ્રાણીને તીવ્ર ઇચ્છા થાય છે તેમ આ દૃષ્ટિને પ્રાપ્ત થયેલા જીવને તત્ત્વશ્રવણુની અતિ પ્રબળ ઇચ્છા થાય છે. એને તત્ત્વશ્રવણુમાં એવો આનંદ આવે છે કે તેનું વર્ણુન થઈ શકે નહિ. ઉપરનું દૃષ્ટાન્ત તો માત્ર એ હકીકત સમજાવવા માટે આપવામાં આવ્યુ છે. બાકી એના મનમાં જે ઇચ્છા થાય છે તે તો અતિ વિશાળ, સદોદિત અને નિરંતર વૃદ્ધિ પામતી હોય છે.

આ દૃષ્ટિમાં બોધ કાષ્ટ અગ્નિના કણુ જેવો હોય છે. એ બોધ છાણુાના અગ્નિથી વિશેષ છે. એટલા વિશિષ્ટ બોધને લીધે તેનો ઉપર વિશેષ સ્થિતિ થાય છે. અને તેથી સ્મૃતિ પણુ સાધારણુ રીતે વધારે રહે છે. અર્થપ્રયોગ ઉપર ધ્યાન વિશેષ રહે છે અને તેથી આત્મસાધન તરફ કાંઈક વધારે યત્ન થાય છે. અહીં જોકે તેને મિથ્યાજ્ઞાન હોય છે તોપણુ તે સમ્યગ્બોધની નજીક આવતો જાય છે તેથી અન્ય દેવાદિના કરેલા ચમત્કાર વગેરે દેખીને તે લલચાઈ જતો નથી.

### ક્ષેપ-દોષ

આવી રીતે લલચાઈ જવું તેને 'ક્ષેપ-દોષ' કહેવામાં આવે છે. તે દોષ અહીં નાશ પામે છે. તેનું કારણ એ છે કે પ્રથમ દૃષ્ટિમાં પ્રાણીને શુભ કાર્ય કરવામાં જે અનુદ્વેગરૂપ ગુણ પ્રાપ્ત થયો હોય છે તે અહીં સુધીમાં સારી રીતે વિકસ્વર થાય છે. ઉદ્વેગને લીધે જ ક્ષેપ થાય છે અને તેનો પ્રતિસ્પર્ધી અનુદ્વેગ ગુણ અહીં વિશેષ વિકસ્વર થતો હોવાથી ક્ષેપ-દોષ દૂર થાય છે. અત્યાર સુધી દેવદર્શન અને શુભ કૃત્યો કરતાં આ પ્રાણીને સામાન્ય રીતે બહુ ત્વરા હોય છે, એવાં શુભ કાર્યો જેમ બને તેમ જલદી આટોપી દેવાની વૃત્તિ રહે છે, પરંતુ અહીં આ જીવને એટલી સ્થિરતા પ્રાપ્ત થાય છે કે જેથી દરેક શુભ કાર્યમાં ત્વરા-ઉતાવળ કરવાની પદ્ધતિ હોય છે તે ખસી જાય છે અને તેનાં દરેક શુભ કાર્યમાં એક પ્રકારની શાંતિ-સૌમ્યતા દેખાય છે, તેની વૃત્તિમાં રાજસી ભાવ ઓછો થતો જાય છે અને કાંઈક સાત્ત્વિક ભાવ પ્રગટ થાય છે.

### ઓઘપ્રવાહ સિરા

આ દૃષ્ટિનું ખાસ લક્ષણ, ઉપર જણાવ્યું તેમ, તત્ત્વ-શ્રવણની ઇચ્છા (શુશ્રૂષા) છે. જેવી રીતે એક કૂવો ખોદવામાં આવે પણ જો તેમાં પાણીની શેર આવતી ન હોય તો કૂવો નકામો થઈ પડે છે, પાણીની સારી આવક હોય તો જ કૂવાની ઉપયોગિતા થાય છે, તેવી રીતે આ પ્રાણીને જે તત્ત્વશ્રવણઇચ્છા અહીં થાય છે તે ઓઘરૂપ ઉદકપ્રવાહની સિરા તુલ્ય સમજવી. આ શુશ્રૂષા ગુણનો લાભ એટલો બધો છે કે કદાચ એ પ્રાણીને

તત્ત્વશ્રવણનો લાભ ન મળે તોપણ શુશ્રૂષા ગુણથી જ તેનાં અનેક કર્મનો ક્ષય થાય છે અને એવા પ્રકારનો કર્મક્ષય થવો તે ઉત્કૃષ્ટ બોધનું કારણ છે. શ્રવણ વગર આવો લાભ કેવી રીતે થાય એવો સહજ પ્રશ્ન થશે, પરંતુ તેનો ઉત્તર તદ્દન સાદો છે. શ્રવણની ઇચ્છા કરવાથી શુભ પ્રવૃત્તિ જરૂર થાય છે અને તેથી શ્રવણ પ્રાપ્ત થવામાં અંતરાય કરનાર કર્મનો નાશ થાય છે; એને પરિણામે ઉત્ક્રાન્તિમાં આગળ વધતાં જરૂર શ્રવણ પ્રાપ્ત થાય છે. એ અતિ અગત્યની સ્થિતિ ઉત્પન્ન થવાનું કારણ શુશ્રૂષા ગુણ હોવાથી તે પોતે જ મહાલાભ કરનાર છે એમ કારણમાં કાર્યારોપ કરવાથી કહી શકાય. સાધારણ રીતે તો ઘણાં વ્યાખ્યાનો સાંભળવામાં આવે છે, ભાષણો શ્રવણ કરવામાં આવે છે, ઉપદેશો કર્ણપથ પર આવી પહોંચે છે, પરંતુ તે શ્રવણથી જ્યાં સુધી મનમાં અસર ન થાય અને શરીર ઉલ્લાસ પામે નહિ, ત્યાં સુધી બહેરા આગળ ગાન કરવા જેવું થાય છે; તેથી અહીં શુશ્રૂષા–શ્રવણેચ્છા ઉત્પન્ન થાય છે તે મહાલાભ કરનારી છે અને તે ઉન્નતિક્રમમાં આ જીવને બહુ સારી રીતે આગળ વધારનારી થઈ પડે છે.

આ દૃષ્ટિમાં એક ખાસ હકીકત જાણવા જેવી ઉન્નતિક્રમમાં બને છે અને તે એ છે કે શુભ કાર્ય કરતાં બહુધા એમાં વિઘ્ન થતાં નથી એટલે આરંભ કરેલ શુભ કાર્યો સારી રીતે પાર પડી જાય છે. ઘણા માણસો શુભ કાર્ય આદરીને જરા પ્રત્યવાય આવતાં અટકી પડે છે, પરંતુ અહીં બહુધા અંતરાય થતો જ નથી અને કદી થાય છે તો તેનું નિવારણ કરવાનું ઉપાયકૌશલ્ય પ્રાપ્ત થઈ જાય છે તેથી વિઘ્નને પણ લાભના

રૂપમાં તે ફેરવી નાખે છે. અહીં કોઈ પણ પ્રકારનો ઇચ્છાપ્રતિબન્ધ થતો નથી એટલે ઉપકરણ કે એવી કોઈ વસ્તુઓમાં પ્રતિબન્ધ થતો નથી અને આવી રીતે સાવદ્યત્યાગથી અને ઇચ્છાપ્રતિબન્ધના અભાવથી અથવા અટકાવથી ઉન્નતિક્રમ બહુ સારી પ્રગતિમાં મુકાય છે અને એ દૃષ્ટિમાં વર્તતા પ્રાણીનો મહોદય થતો જાય છે. બીજી દૃષ્ટિ કરતાં અહીં ઉન્નતિક્રમમાં સવિશેષ પ્રગતિ થાય છે અને એટલો વધારો થાય છે કે સમ્યગ્ બોધનું સામીપ્ય સ્પષ્ટ જણાય છે. સાધારણ રીતે અમુક વિચારમાત્રની ઉત્પત્તિથી પોતાની જાતને સમ્યક્ત્વવાન અથવા સમકિતી માનનારને તો અહીં ઊભા રહેવાનું સ્થાન જ નથી, એ સ્પષ્ટ રીતે આ દૃષ્ટિમાં વર્તતા જીવોનાં લક્ષણો ઉપરથી સમજાયું હશે.

## ૪. દીપ્રાદૃષ્ટિ

**પ્રાણાયામ ચતુર્થ અંગ**

ચોથી દીપ્રાદૃષ્ટિમાં યોગના ચતુર્થ અંગ પ્રાણાયામનો લાભ પ્રાપ્ત થાય છે. એ પ્રાણાયામ અંગ સંબંધી વિવેચન હવે પછી થશે, પરંતુ અહીં એટલું જણાવી દેવું જોઈએ કે અહીં પ્રાણાયામનો લાભ થાય છે તેનો અર્થ એ સમજવાનો છે કે બાહ્ય ભાવનો અહીં રેચક થાય છે, અંતર ભાવનો પૂરક થાય છે અને સ્થિરતાભાવનો કુંભક થાય છે: એટલે કે રેચક, પૂરક અને કુંભક નામના પ્રાણનો જે આયામ થાય છે તે આ અર્થમાં સમજવાનો છે. આગળ કહેવામાં આવશે ત્યારે સ્પષ્ટ સમજાશે કે બાહ્ય અથવા સ્થૂળ અર્થમાં જે પ્રાણાયામ

શબ્દ વપરાય છે તેવા પ્રકારના પ્રાણાયામથી આત્મિક ઉન્નતિમાં બહુ લાભ થતો નથી. અહીં પ્રાણાયામ શબ્દ આ પ્રમાણે યૌગિક અર્થમાં સમજવાનો છે અને આવા પ્રકારના પ્રાણાયામથી ગ્રંથીભેદ તુરત થાય છે તે હવે પછી જણાશે.

અશાંતવાહિતા

આવા પ્રકારના પ્રાણાયામથી **પ્રશાંતવાહિતાનો** લાભ થાય છે. અહીં **બોધ દીપપ્રભા** જેવો થાય છે, એટલે પ્રથમ ત્રણ દૃષ્ટિમાં જે તદ્દન સાધારણ તૃણ, ગોમય કે કાષ્ઠાગ્નિના કણ જેવો બોધ હોય છે તેના કરતાં અહીં વિશિષ્ટ બોધ થાય છે, પ્રયોગ વખતે સ્મૃતિ પણ સારી રહે છે, અને જોકે યોગનું ઉત્થાન અહીં થતું નથી પણ ઉન્નતિ એટલી બધી થાય છે કે તેને લીધે પ્રથમ ગુણસ્થાનકની ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત થાય છે અને જીવ વિશિષ્ટ ઉન્નતિ કરવાની બહુ નજીક આવી જાય છે અને તેને લઈને ઉત્થાન-દોષના ક્ષય થવાની બહુ નજીક તે આવી જાય છે. અહીં '**શ્રવણ**' ગુણ પ્રાપ્ત થાય છે; અત્યાર સુધી સાંભળવાની ઇચ્છા (શુશ્રૂષા) થઈ હતી તે હવે શ્રવણ કરે છે, તેથી બોધ વધારે સ્પષ્ટ વ્યક્ત થાય છે અને અહીં તેના પ્રથમ કહેલા બીજના અંકુરો ફળરૂપે સહજ ઊગવા માંડે છે.

ધર્મપ્રીતિની વિપુલતા

એ દશામાં વર્તતા પ્રાણીને ધર્મ ઉપર એટલી બધી પ્રીતિ થાય છે અને વ્યવહારનાં કાર્ય ઉપર એટલી બધી અરુચિ થઈ જાય છે કે તે ધર્મને માટે પ્રાણ છોડે પણ ધર્મનો

ત્યાગ કરતો નથી, કોઈ તેના પ્રાણ લે તો કબૂલ કરે પણ ધર્મ છોડવાની અથવા ધર્મના નિયમો ઉલ્લંઘવાની હા પાડે નહિ એવું દૃઢ વર્તન-તેનું થઈ જાય છે. એ પોતે સમજી જાય છે કે પ્રાણ જશે તો ભવાન્તરમાં પણ ભાઈની પેઠે ધર્મ સાથે આવનાર છે અને ધર્મ જશે તો શરીર કાંઈ કામ આવવાનું નથી તેમ ભવાંતરમાં સાથે આવવાનું પણ નથી, તેથી શરીર કરતાં પણ ધર્મની તે વિશેષ દરકાર કરે છે. તત્ત્વશ્રવણ કરવા ઉપર તેને પ્રીતિ થાય છે તેથી, જેમ ખારા પાણીનો ત્યાગ કરી મધુર જળ ગ્રહણ કરવાથી બીજનું વાવેતર થઈ જાય છે તેવી રીતે, યોગોત્થાન વગર જ તેનામાં બીજ રોપાઈ જાય છે અને તે ઉત્ક્રાન્તિમાં ઘણો આગળ વધી જાય છે. ખારા પાણીના જેવો અહીં ભવયોગ સમજવો અને તત્ત્વશ્રવણને મધુર જળ તુલ્ય સમજવુ. અહી બીજના ક્ષેપણને લીધે ચેતનની ઉન્નતિ બહુ સ્પષ્ટ થાય છે, તેનું કલ્યાણ થાય છે અને તે આગળ વધવા માંડે છે. જોકે હજુ તેને સમ્યગ્જ્ઞાન ગ્રથીભેદપૂર્વક થયું નથી તેથી તેને સૂક્ષ્મ બોધ હોતો નથી, તોપણ ગુરુ-ભક્તિના સામર્થ્યથી તેને તીર્થંકરદર્શન ઇષ્ટ લાગે છે અને તેની તેને સમાપત્તિ થતાં તે સાધ્યપ્રાપ્તિનું કારણ થઈ જાય છે અને ઉત્તરોત્તર પોતાની સ્થિતિ બહુ સારી થતી જાય એવા સંયોગોમાં પોતાની જાતને ચેતન મૂકી દે છે. સૂક્ષ્મ બોધ તો વેદ્યસવેદ્ય પદની પ્રાપ્તિથી થાય છે. અત્ર અવેદ્યસવેદ્ય પદ હોવાથી સૂક્ષ્મ બોધ થતો નથી, છતાં શ્રવણેચ્છાનું ફળ અહીં સ્પષ્ટ રીતે પ્રાપ્ત થાય છે. આ વેદ્યસવેદ્ય પદ પર નીચે વિચાર કરવામાં આવ્યો છે તે ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

## વેદ્યસંવેદ્ય પદ

પ્રથમની ચાર દૃષ્ટિમાં **અવેદ્યસંવેદ્ય પદ** હોય છે, એનું લક્ષણ શ્રીમાન હરિભદ્રસૂરિએ યોગદૃષ્ટિસમુચ્ચય ગ્રંથમાં બહુ વિસ્તારથી ચર્ચ્યું છે. બાકીની હવે પછી વિચાર કરવાની ચાર દૃષ્ટિમાં **વેદ્યસંવેદ્ય પદ** હોય છે. અહીં આપણે સંક્ષેપથી એ પદ પર વિચાર કરીએ, કારણ કે ચતુર્થ દૃષ્ટિને છેડે મોટો બનાવ બને છે તેને આ સંવેદ્ય પદ સાથે સબંધ છે.

**અતઃપર્યંત પ્રાણીની વર્તના**

આ વિચારણાથી બન્ને પદની ઉત્ક્રાન્તિમાં કેટલો મોટો તફાવત છે તે જણાશે. અવેદ્યસંવેદ્ય પદમાં મિથ્યાત્વ છે, બોધ ઉપર ઉપરનો છે, સંસાર ઉપર રુચિ છે, પાપમાં આસક્તિ છે, ભવાભિનંદીપણું છે, સમારોપયુક્તતા છે. એ પ્રથમની ચાર દૃષ્ટિમાં વર્તતો પ્રાણી ક્ષુદ્ર (કૃપણ), યાંચાશીલ, દીન (ભવિષ્યમાં અકલ્યાણ થશે એવું બોલનારો), મત્સરી, બીકણ, માયાવી. મૂર્ખ અને સંસારમાં આસક્ત હોય છે અને એવાં ઘણાં કાર્યો કરે છે કે જેનું વાસ્તવિક ફળ કાંઈ મળે નહિ. આવા પ્રકારના પ્રાણીને કદાચ બોધ થઈ જાય છે તોપણ તે સુંદર થતો નથી. જેવી રીતે વિષને સ્પર્શ કરેલું અન્ન નકામું થઈ જાય છે, તેમ પુદ્ગલાસક્ત પ્રાણીને બોધ થાય છે તોપણ તે નકામો થઈ જાય છે.

આ પદમાં રહેલો પ્રાણી વિપર્યાસ કર્યા કરે છે, હિતાહિત બરાબર સમજતો નથી, નકામો ખેદ પામે છે અને વર્તમાનદર્શી હોઈ દીર્ઘ દૃષ્ટિથી પોતાને લાભ કેમ, કેવી રીતે અને શાથી

થાય તે જોઈ શકતો નથી. આવી સ્થિતિ હોવાથી જન્મ, જરા, મૃત્યુ, વ્યાધિ, રોગ, શોક વગેરે ઉપદ્રવોથી ભરપૂર સંસારને જોઈને પણ તેનાથી તે ઉદ્વેગ પામતો નથી; ઊલટો સંસારને ચોંટતો જાય છે. તે અકૃત્યને કૃત્ય સમજે છે, કૃત્યને કરતો નથી અને દુઃખને સુખની ઇચ્છાથી વહોરી લે છે. ખસ-ખરજ થઈ હોય તેને ખણવાથી શાંતિ થતી નથી, પણ તેના નાશથી શાંતિ થાય છે; ખણવાથી તો ખરજ વધે છે; પરંતુ આ વાત પ્રથમની ચાર દૃષ્ટિમાં બરાબર સમજાતી નથી તેથી ખરજને તોડવા માટે ખણવાનો ઇલાજ શોધે છે. પણ ખરજ ન જ આવે તેવો ઉપાય શોધવાનો વિચાર સમ્યગ્ બોધ વગર તેને થતો નથી. અનેક પ્રકારની પાપચેષ્ટા કરીને અનેક પ્રકારનું કર્મમાલિન્ય અવેદ્યસંવેદ્ય પદમાં વર્તતો પ્રાણી એકઠું કરે છે અને મનુષ્યજન્મનો લાભ લેવાને બદલે સંસાર વધારી મૂકે છે.

જેમ માછલું આંકડામાં રહેલ માંસ ખાવાના લોભથી પ્રાણ ખોઈ બેસે છે તેવી રીતે અલ્પદૃષ્ટિવંત પ્રાણી, અંધતામાં આસક્ત થઈ, સંસારમાં રખડ્યા કરે છે; વિષયભોગ સેવવા ઇચ્છા રાખે છે, પણ મહાભયંકર ફળ આપનાર કર્મને જોઈ શકતો નથી. આવા અવેદ્યસવેદ્ય પદને સત્સંગ અને આગમના યોગથી જીતી લેવું. આ ભૂમિકા પ્રાપ્ત કરીને જરૂર અવેદ્યસંવેદ્ય પદ પર વિજય મેળવી લેવો, નહિ તો તેના પર જય થતો નથી અને પાછો સંસારમાં અધઃપાત થાય છે. યથાપ્રવૃત્તિકરણ સુધી આવીને ઘણા જીવો પાછા સંસારમાં પડી જાય છે અને સંસારમાં રખડ્યા કરે છે તેથી આ ચતુર્થ

ભૂમિકા પ્રાપ્ત થતાં જ અવેદ્યસંવેદ્ય પદ પર વિજય મેળવવાનો વિચાર જરૂર રાખવો અને તે માટે આત્મવીર્યની સ્ફુરણા કરવી.

**કુતર્ક વિષમ ગ્રહ**

આ પદ પર વિજય મેળવવાથી અનેક કુતર્કરૂપ વિષમ ગ્રહ પર વિજય મળે છે. કુતર્કનો ગ્રહ આ પ્રાણીને એટલો આકરો લાગેલો છે અને ખાસ કરીને આ વર્તમાન સમયમાં તેનાથી બચવાની એટલી બધી જરૂર છે કે તેને માટે ખાસ ચેતવણી આપવી એ અપ્રાસંગિક નહિ ગણાય. ઘણી વખત શાબ્દિક લડાઈ એટલી ચાલે છે કે મૂળ હેતુનો નાશ થતો જોવામાં આવે છે. જૈન શાસ્ત્રકાર કહે છે કે "તમે સર્વ વાત લક્ષ્યપૂર્વક સમજીને વિચારો પણ કુતર્ક કરશો નહિ. તમે પ્રથમ પરીક્ષા કરો કે તમારા ગુરુ સુજ્ઞ છે કે નહિ, તેઓએ બતાવેલ માર્ગ તમને ન્યાય દૃષ્ટિથી–નૈતિક દૃષ્ટિથી–ઉચિત લાગે છે કે નહિ, તેઓના કહેલા દ્રવ્યાનુયોગના સ્વરૂપમાં કોઈ પણ જગ્યાએ વિરોધ છે કે નહિ. આ પ્રમાણે શોધ કરી, તેઓના શિષ્ટત્વનો નિર્ણય કરી પછી તમે તેઓના બતાવેલા માર્ગનો આદર કરો. જ્યાં તમારી નજર ન પહોંચી શકે, તમારું જ્ઞાન પ્રવેશ ન કરી શકે તેવા અતીંદ્રિય વિષયોમાં તમારે થોડુંઘણું તો તેઓનું વચનપ્રામાણ્ય માનવું પડશે, પરંતુ જે વાત તેઓ જણાવે તે તમારા તર્કમાં ઊતરતી ન હોય તો તપાસો, પૂછો, મનન કરો, સમજવા યત્ન કરો. નકામા કુતર્કો કરી, સત્યનું નિકંદન કરવાનો અતિ ક્લિષ્ટ માર્ગ પસંદ કરશો નહિ."

કુતર્કો કેવા કેવા થાય છે તે સંબંધી શ્રી હરિભદ્રસૂરિએ ઉક્ત

યોગદૃષ્ટિસમુચ્ચય ગ્રંથમાં અનેક દૃષ્ટાન્તો આપ્યાં છે, અત્ર તે પ્રસ્તુત નથી અથવા લખવાની જરૂર નથી. નવીન સંસ્કારવાળાઓ કુતર્ક કોને કહે છે અને તે કેમ ઉત્પન્ન થાય છે તે તુરત સમજી શકાય તેવી બાબત છે. કુતર્કગ્રહના પેટામાં ચેતનજીના અનેક ભાવશત્રુઓ છે. બોધરોગ, શમમાં અપાય, શ્રદ્ધાભંગ, મિથ્યાભિમાન વગેરે. આવા સર્વ ભાવશત્રુઓનો ત્યાગ કરવો ઉચિત છે, કારણ કે તેઓ ઉન્નતિને એકદમ રોકનાર છે અને સંસારમાં પાત કરાવનાર છે. અતીંદ્રિય વિષયમાં શુષ્ક તર્કથી કામ થતું નથી; એને માટે અનુમાન કરવાની શક્તિ, આગમનો સારી રીતે અભ્યાસ અને યોગાભ્યાસમાં રસ એ ત્રણ મુદ્દાની બાબતોની ખાસ જરૂર છે. એ ત્રણ બાબતની જ્યાં સંપ્રાપ્તિ થાય છે, ત્યાં સ્થૂળ દૃષ્ટિથી ન સમજાય તેવા પદાર્થોનો પણ બોધ થાય છે, પણ એકાન્ત દૃષ્ટિથી માત્ર શુષ્ક તર્ક કરવામાં આવે તો વસ્તુસ્વરૂપની પ્રાપ્તિ એવા વિષયોમાં થતી નથી.

**ચિત્રા ભક્તિ**

વિશિષ્ટ આગમનું જ્ઞાન કરવા માટે સર્વજ્ઞની ભક્તિ ચિત્ર પ્રકારથી કરવાની આવશ્યક્તા છે. જેમ રાજાના આશ્રિત દૂર અથવા નજીક વસનારા સર્વ તેના દાસ કહેવાય છે, તેમ સર્વજ્ઞ શાસ્ત્રને બતાવનાર સર્વજ્ઞના દાસ કહેવાય છે. અનેક સાંસારિક દેવોની **વિચિત્ર ભક્તિ**નો માર્ગ મૂકીને સર્વજ્ઞની શમપ્રધાન **ચિત્ર ભક્તિ** કરવાથી તેમણે બતાવેલા અતીન્દ્રિય વિષયનું સૂક્ષ્મ જ્ઞાન થાય છે અને તેમ થાય છે ત્યારે વેદ્યસંવેદ્ય પદની પ્રાપ્તિ થાય છે. વિચિત્ર પ્રકારની સેવામાં અનુષ્ઠાન તો લગભગ સરખું જ હોય છે. તેઓમાં ઇષ્ટાપૂર્ત વગેરે જે ભેદથી ભક્તિ

કરવામાં આવે છે તેવી જ ચિત્ર ભક્તિ સર્વજ્ઞની થાય છે, પણ આશય જુદા પ્રકારનો હોવાથી ફળમાં મોટો તફાવત રહે છે. જેમ એક જ જાતના પાણીથી જાર, બાજરો, નાળીએર અને જુદા જુદા પદાર્થો ઊગે છે, તેમ અનુસંધાનમાં ફેર હોવાથી સરખા પ્રકારની સેવા પણ ફળમાં ભિન્નપણે પરિણમે છે.

**ત્રણ પ્રકારના આશય**

અહીં જુદા જુદા આશય બતાવ્યા તેના મુખ્ય ત્રણ ભેદ થઈ શકે છે: **બુદ્ધિ, જ્ઞાન અને અસંમોહ.** ઇંદ્રિયાર્થને ગ્રહણ કરીને બોધ થાય–તદાશયા વૃત્તિ–તે બુદ્ધિજન્ય, આગમાનુસાર બોધ થાય તે જ્ઞાનજન્ય વૃત્તિ અને સદનુષ્ઠાનવત્ વૃત્તિ તે અસંમોહજન્ય આશય. જેમ કે રત્નની પ્રાપ્તિ તે બુદ્ધિનો વિષય છે, તેનું જ્ઞાન તે જ્ઞાનજન્ય છે અને જ્ઞાનાનુસાર તેની પ્રાપ્તિ થયા પછી વ્યવસ્થા કરવી, કિંમત આંકવી અને તે ભાવે વેચવું વગેરે તે અસંમોહજન્ય છે. શુભ ક્રિયા તરફ આદર, કરવામાં પ્રીતિ, વિઘ્નનો નાશ, તેને જાણવાની જિજ્ઞાસા અને તચ્ચેષ્ટા એ શુભ અનુષ્ઠાન કહેવાય છે. આમાં પ્રથમ ભેદ–બુદ્ધિપૂર્વક કર્મ કરવામાં આવે છે તે સંસારફળ આપનાર થાય છે, જ્ઞાનપૂર્વક કર્મ થાય છે તે મુક્તિનું અંગ છે, માર્ગ પર લઈ આવી મોક્ષ તરફ પ્રયાણ કરાવનાર છે અને અસંમોહ વૃત્તિથી કર્મ થાય છે તે અતિ વિશુદ્ધ હોવાથી તત્કાળ નિર્વાણ–સાધ્યસ્થાન પ્રાપ્ત કરાવનાર થાય છે. પ્રથમની ચાર દૃષ્ટિમાં વર્તતા પ્રાણીઓ અતીંદ્રિય વિષયમાં સત્ય હકીકત બતાવી શકતા નથી; એવી બાબતનું જ્ઞાન યોગજ્ઞાન વગર થઈ શકતું નથી. ભર્તૃહરિ જેવા વિદ્વાનો પણ કહી ગયા છે કે એવા

અતીંદ્રિય વિષયમાં એકલો શુષ્કવાદ ચાલતો નથી, હેતુવાદપૂર્વક દીર્ઘ કાળ સુધી વિચાર કરે ત્યારે કાંઈક **નિશ્ચયાત્મક જ્ઞાન** થઈ શકે છે. આ પ્રમાણે હોવાથી એકલા કુતર્ક ઉપર આધાર રાખી અતીંદ્રિય વિષયમાં ચર્ચા કરવા કરતાં સારી રીતે બોધ કરવો અને કાંઈક વિશેષ જ્ઞાન થાય ત્યારે હેતુવાદની સુંદર ચર્ચા કરવી કે જેથી તેનું કાંઈ યોગ્ય ફળ બેસે.

**ચાર દૃષ્ટિમાં બોધના પ્રકાર**

આ ચાર દૃષ્ટિ સુધી ઓછેવધતે દરજ્જે અભિનિવેશ હોય છે, કાં તો પોતાની માન્યતા સત્ય છે એમ માનીને ચાલવામાં આવે છે, કાં તો શિષ્ટ પુરુષની યોગ્ય પરીક્ષા કર્યા વગર ગમે તેને અનુસરવામાં આવે છે, કાં તો સૂક્ષ્મ બોધ વગર એકલા તર્કથી અનાસ્થા ઉત્પન્ન કરવામાં આવે છે. આવા અવેદ્યસંવેદ્ય પદમાં વર્તતા જીવો જ્યારે પોતાની ભવસ્થિતિ પરિપક્વ થાય છે ત્યારે સૂક્ષ્મ બોધ પ્રાપ્ત કરી વેદ્યસંવેદ્ય પદ પામે છે.

## ગ્રંથીભેદ : સમ્યક્ત્વ

અહીં જરા પારિભાષિક વાત પણ કહી દઈએ. આ વેદ્યસંવેદ્ય પદની પ્રાપ્તિ થાય છે તે પહેલાં **અપૂર્વકરણ વડે ગ્રંથીભેદ કરી જીવ સમકિત પામે છે.** આ સર્વ જૈન પરિભાષામાં વાત થઈ. તે એટલી સૂક્ષ્મ હકીકત છે કે તે પર આખો લેખ લખી શકાય અને ખાસ કરીને તે વિષયના જાણકાર પાસે આ અતિ અગત્યની ઉત્ક્રાન્તિ વખતે થતી સ્થિતિ, જે જીવનપ્રવાહમાં મોટો ફેરફાર કરનારી છે, તેનો અભ્યાસ કરીને સમજવા યોગ્ય છે. ટૂંકામાં કહીએ તો, અહીં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદ-

નીય, મોહનીય, નામ, ગોત્ર અને અંતરાય કર્મની અનુક્રમે ત્રીશ, ત્રીશ, ત્રીશ, સિત્તેર, વીશ, વીશ અને ત્રીશ ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિ હોય છે. તેમાંથી સર્વ સ્થિતિ ખપાવી દઈ બાકી એક ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિમાંથી કાંઈક ઓછી રાખે એવા ઉદાસી પરિણામને **યથાપ્રવૃત્તિકરણ** કહેવામાં આવે છે. આવી સ્થિતિ મિથ્યાત્વ દશામાં વર્તતા જીવ અનંત વાર કરે છે. ત્યાર પછી અનંતાનુબંધી કષાયની ચોકડી ખપાવવા, જ્ઞાનને આદરવા અને અજ્ઞાનને ત્યાગવા જે પ્રયાસ થાય છે તે સ્થિતિને **અપૂર્વકરણ** કહે છે. એ અંતર્મુહૂર્ત સ્થિતિને ખપાવી દે તે વખતે મહાતીવ્ર કષાય (અનન્તાનુબંધી) ની ચોકડીનો નાશ થાય છે અને તે સ્થિતિને **ગ્રંથીભેદ** કર્યો કહેવામાં આવે છે.

આ ગ્રંથીભેદ તે અનાદિ મિથ્યાત્વની ગાંઠને છેદવારૂપ સમજવો અને તે સ્થિતિ પ્રાપ્ત થતાં જ ત્રીજું **અનિવૃત્તિકરણ** થાય છે અને પછી સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે, સાધ્યનું સ્પષ્ટ દર્શન થાય છે અને તે સ્થિતિ પ્રાપ્ત થયા પછી સંસારની મર્યાદા બંધાઈ જાય છે. પ્રથમની ચાર દૃષ્ટિમાં વર્તતા જીવને આ સ્થિતિ પ્રાપ્ત થવાની ભજના છે, પાંચમી સ્થિરા દૃષ્ટિ, જેના પર હવે વિવેચન કરવાનું છે, તે પ્રાપ્ત થાય ત્યારે ચોક્કસ સમ્યગ્ બોધ થાય છે. પ્રથમની ચાર દૃષ્ટિમાં કેવા ઉત્કૃષ્ટ પરિણામ વર્તતા હોય છે તે તો આપણે ઉપર જોઈ ગયા છીએ. એવા અતિ ઉદાત્ત સમ્યક્ત્વસામીપ્ય દશામાં આવવાની જો પોતાની યોગ્યતા થઈ છે એમ લાગતું હોય તો જ પોતામાં સમ્યક્ત્વ હોવાનો સંભવ પણ માની શકાય. ઘણાખરા પોતામાં

સમ્યક્ત્વ હોવાનો ખ્યાલ કરે છે તેને સમ્યક્ત્વનો તદ્દન સામાન્ય વિચાર હોવાથી તેઓ બહુધા આત્મવંચના કરે છે એ ચાર દૃષ્ટિનું સ્વરૂપ વાંચવાથી જ સમજાઈ ગયું હશે.

**ગ્રંથીભેદનું મહત્ત્વ**

આ ગ્રંથીભેદ એ જીવનપર્યટનમાં અથવા સંસારયાત્રામાં અતિ અગત્યનો વિષય છે તેથી તેનો આંતરભાવ સમજવા બહુ પ્રયાસ કરવાની જરૂર છે. સામાન્ય રીતે એ અતિ પરિવર્તન કરાવનાર સ્થિતિનો ખ્યાલ પણ આવવો મુશ્કેલ છે. ગ્રંથીભેદ કરીને સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી આ જીવની વર્તનામાં એટલો મોટો ફેરફાર થઈ જાય છે કે તેનું વિવેચન કરવું હવે આવશ્યક ગણાશે અને તે પર હવે વિચાર થશે. ચરમ પુદ્ગળપરાવર્તમાં જ્યારે ચેતન વર્તતો હોય છે ત્યારે તેને પ્રથમની ચાર દૃષ્ટિ પ્રાપ્ત થાય છે અને ગ્રંથીભેદ કર્યા પછી તો અર્ધપુદ્ગલપરાવર્તના કાળની અંદર જરૂર મુક્તિ થાય છે, સર્વ મહાયાતનાથી નિવૃત્તિ થાય છે અને પરમ આત્માનંદમાં વિલાસ થાય છે. આ ગ્રંથીભેદ કર્યા પછી કેટલાક ઉન્નત આત્માઓની ઉન્નતિ તો એટલી જલદી થાય છે કે અન્તર્મુહૂર્ત જેટલા વખતમાં તેઓ સાધ્ય પ્રાપ્ત કરે છે અને કેટલાકની મંદ પ્રગતિ થાય છે; પરંતુ એટલું તો ચોક્કસ છે કે એક વાર ગ્રંથીભેદ થયો એટલે વહેલુ મોડું છેવટ અર્ધપુદ્ગલપરાવર્તની અંદર તો સાધ્ય-સ્થાન પ્રાપ્ત થવાનું ખરું જ.

આ પ્રમાણે હોવાથી ગ્રંથીભેદ એ અતિ અગત્યની બાબત ગણવામાં આવી છે. ગ્રંથીભેદ થયા પછી સમ્યક્ત્વ થાય તેને કેટલાક જીવો વમી પણ નાખે છે અને પાછા અપક્રાન્તિ પામી

સંસારમાં ઊતરી જાય છે, પરંતુ આટલી દશા પ્રાપ્ત કરી પાછો પડી ગયેલો ચેતન કેટલીક મુદતે વળી પાછો ઉન્નત થઈ પૂર્વ સ્થિતિ પર જરૂર આવી જાય છે અને પ્રગતિ કરે છે. જૈનના ઉત્ક્રાન્તિમાર્ગ Theory of Evolutionમાં એક ખાસ નોંધી લેવા જેવી બાબત એ છે કે ઉત્ક્રાન્તિ પામેલો જીવ તે જ દશામાં રહે છે અથવા તેથી આગળ વધ્યો જાય છે એટલું જ નહિ પણ અધમ આચરણો કરે તો તે પાછો નીચે પણ ઊતરી જાય છે. ટૂંકામાં, એને **ઉત્ક્રાન્તિ-અપક્રાન્તિવાદ** અથવા Theory of Evolution and Involution of Soul કહી શકાય.

આ અતિ અગત્યની પ્રસ્તુત બાબત ઉપર વિચાર કરી હવે આપણે પાંચમી દૃષ્ટિ પર વિચાર કરીએ. અહીં એટલું જણાવવું અગત્યનું થઈ પડશે કે આ દૃષ્ટિ પ્રાપ્ત કરનાર જીવ ચોક્કસ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે તેથી તેની મનોભાવના અને વર્તનમાં અને પ્રાકૃત પ્રાણીઓના વર્તનમા, વિચારમાં અને ઉચ્ચારમાં મોટો તફાવત પડી જાય છે.

**દૃષ્ટિમાન જીવનું વર્તન :**

એ વર્તનના ઊંચામાં ઊંચા ગુણો—જેવા કે ન્યાયસંપન્ન વિભવ, દાક્ષિણ્ય, દયા, વડીલને માન વગેરે—તો તેનામાં પ્રથમની ચાર દૃષ્ટિમાં આવી જાય છે એટલે કે નીતિનાં ઊંચાંમાં ઊંચાં તત્ત્વો અથવા સદ્ગુણો તો તેનામાં જ્યારે તે માર્ગાનુસારી થાય છે ત્યારે જ આવી જાય છે. તેથી ઊંચામાં ઊંચા સદ્ગુણવાળો તે હોવો જ જોઈએ એમ કહેવાની જરૂર નથી, છતાં એટલું જણાવવું જોઈએ કે એવા સદ્ગુણોનો તેનામાં સદ્ભાવ હોય

છતાં તે સમ્યક્ત્વવાન્ હોય કિંવા ન હોય, પણ જેઓ નીતિના ઊંચામાં ઊંચા નિયમો પાળતા ન હોય તેનામાં સર્વજ્ઞકથિત સમ્યક્ત્વનો સદ્ભાવ હોવો અસંભવિત છે. જેને સમ્યકત્વ પ્રાપ્ત થયું હોય તેનામાં ઉચ્ચ સદ્ગુણો અવશ્ય હોવા જોઈએ. અતિ ઉચ્ચ નીતિના નિયમો પાળનાર પ્રાણી જ ભગવાનના સમ્યક્ત્વનો અધિકારી થઈ શકે છે એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે, કારણ કે શ્રદ્ધાનને અંગે વર્તનનો નિયમ થઈ જાય છે. પોતાનામાં સમ્યક્ત્વનું અસ્તિત્વ માનનારનું ઢંગધડા વગરનું વર્તન જોઈ તેઓની માન્યતા ઉપર ખેદ થાય તો તેમાં આશ્ચર્ય જેવું નથી. સમ્યક્ત્વ ઉચ્ચ સદ્ગુણો વગર હોઈ શકે અથવા ટકી શકે એમ માનવું એ ધૃષ્ટતા છે. જોકે સમ્યકત્વ તે શુદ્ધ શ્રદ્ધાન છે; પરંતુ ત્યાં ઉત્તમ ગુણોનો બહુધા સદ્ભાવ હોવાનો સંભવ છે. તેમ હોય તો જ સમ્યક્ત્વ વિશેષ ટકી પણ શકે છે, નહીં તો સમકિતથી ચ્યુત થતાં વાર લાગતી નથી.

**ધર્મસંન્યાસપ્રાપ્તિ**

ચતુર્થ દૃષ્ટિને છેડે 'ધર્મસંન્યાસ' પ્રાપ્ત થાય છે. એ ધર્મસંન્યાસ સામર્થ્યયોગનો એક ભેદ છે અને તેના પર હવે પછી વિચાર કરવામાં આવશે. અત્ર તે બાબત ઉપર ખાસ ધ્યાન ખેંચવાની જરૂર છે. તત્ત્વથી ધર્મસંન્યાસ તો આઠમા ગુણસ્થાનકના કાળમાં અને સામાન્ય રીતે છઠ્ઠા ગુણસ્થાનકની શરૂઆતમાં લબ્ધ થાય છે. અહીં ધર્મસંન્યાસની ઉપલબ્ધિ થાય છે તે અજ્ઞાનાવરણના ક્ષયોપશમને ઉપલક્ષીને થવી સંભવે છે.

## ૫. સ્થિરાદૃષ્ટિ

પાંચમી સ્થિરાદૃષ્ટિમાં તત્ત્વબોધ રત્નપ્રભા તુલ્ય

હોય છે. જેટલો બોધ થાય છે તેટલો દીર્ઘ કાળ બન્યો જ રહે છે—જોકે તે તદ્દન શુદ્ધ હોઈ શકતો નથી. રત્નમાં જેમ કાંઈ એબ હોય છે તેમ હજુ તેમાં એકાંન્ત શુદ્ધિ હોતી નથી, પણ પ્રથમની ચાર દૃષ્ટિમાં જે ઉપર ઉપરનો બોધ હતો તે કરતાં અહીં બહુ સ્થિર બોધ થાય છે અને અજ્ઞાનગ્રંથીનો ભેદ થવાથી ચેતનને અહીં સાધ્યનો સાક્ષાત્કાર થાય છે. વળી, અત્યાર સુધી એને તત્ત્વજ્ઞાનમાં તેમ જ સર્વજ્ઞની શિષ્ટતા વગેરેમાં કાંઈક શંકા થયા કરતી હતી તે અત્ર વિરમી જાય છે અને બોધ સમ્યક્ પ્રકારનો અને સૂક્ષ્મ થાય છે. અત્યાર સુધી આ ચેતનની પ્રવૃત્તિ ઇંદ્રિયાર્થમાં પશુપ્રાય હતી, વિષયમાં તેને આસક્તિ હતી અને પુદ્ગળમાં લોલુપતા હતી, તે અત્ર ઘટી જાય છે અને તેની દૈવી પ્રકૃતિનો વિજય થાય છે. વિષયવિકારમાં ઇંદ્રિયને ન જોડવારૂપ **પ્રત્યાહાર** નામનું યોગનું અંગ અહીં પ્રાપ્ત થાય છે.

### ઇંદ્રિયવિષયો પર વિજય

પાંચ ઇંદ્રિયના ત્રેવીશ વિષયો છે. તેમા ઇંદ્રિયોને ન જોડતાં સ્વચિત્ત સ્વરૂપાનુસારી તેને બનાવી દેવી તેનું નામ પ્રત્યાહાર; એ તેનો મૂળ અર્થ છે અને તે યોગાંગ અહીં ચેતનને પ્રાપ્ત થાય છે. ચેતન અહીં **સૂક્ષ્મ બોધ** ગુણ પ્રાપ્ત કરે છે એટલે ચતુર્થ દૃષ્ટિ સુધી અદ્વેષ, જિજ્ઞાસા, શુશ્રૂષા અને શ્રવણ થયું હતું, તેને અંગે અહીં સૂક્ષ્મ બોધ ઉત્પન્ન થાય છે. વેદ્યસંવેદ્ય પદ પ્રાપ્ત થવાથી આવું સુંદર પરિણામ આવે છે એમ સમજી લેવું. સામાન્ય રીતે એની ચર્ચા પણ એવા

પ્રકારની થઈ જાય છે કે તેને અતિચારદોષ બહુ અલ્પ લાગે છે; વિચાર કરીને ચાલનારની ચર્યા પ્રાયઃ પાપ વગરની હોય છે. જેમ નાનાં બાળકો **ધૂળનાં ઘર** બનાવે અથવા ગંજીપાનાં નાનાં ઘર બનાવે, તેવી આ સંસારની ક્રીડા તેને લાગે છે. તેને એમ જણાય છે કે સંસારચક્રમાં ફરતાં આ પ્રાણી ભવભવમાં નવાં નવાં ઘર માંડે છે, તેમાં અનેક પ્રકારની રચનાઓ કરે છે, અને તેને ઘરનું ઘર માને છે—એ સર્વ બાળકની ક્રીડા જેવું છે, બાળચપળતા છે, વિચારતાં મનમાં હાસ્ય આવે તેવી તે બાબત છે.

**બાહ્ય ભાવ પર વિચારણા**

અહીં તેની ભવવાસના ઊડી ગયેલી હોવાથી અને તેનો ચૈતન્યગુણ પ્રગતિ પામેલ હોવાથી તેને અનેક ઋદ્ધિ-સિદ્ધિઓ મળી આવે છે; પરંતુ આ જીવ સમજે છે કે તે સર્વ પૌદ્ગલિક છે, અનાત્મીય છે, સંસારને વધારનાર છે અથવા સંસારમાં ફસાવનાર છે. એ શુદ્ધ આત્મભાવમાં રમણ કરતા બાહ્ય ભાવો મૃગતૃષ્ણા અથવા ગંધર્વ નગર જેવા અસ્થિર ઐંદ્રજાલિક છે એમ સમજીને તેના ઉપર જરા પણ આસક્તિ વગર તે નિજ સ્વભાવના ગુણો શોધે છે અને તેમાં શાંતિ પામે છે, તેમાં રમણ કરે છે અને તેમાં રંજિત થાય છે. તે સમજે છે કે આંતર જ્યોતિ, જે અમૂર્ત હોવાથી બાધા કરનાર નથી અને પીડા વગરની છે, તે જ લોકમાં પરમ તત્ત્વ છે અને બાકી સર્વ હેરાન કરનાર દુઃખમય છે અને વસ્તુતઃ ત્યાજ્ય છે. આવી રીતે વિવેક-જ્ઞાન પ્રાપ્ત થવાથી સુજ્ઞ થયેલ ચેતન પ્રત્યાહારમાં ચિત્તને પરોવીને ધર્મમાં બાધા કરનાર બાબતોનો પરિત્યાગ કરવા માટે પ્રયત્ન

કરે છે. તે સમજે છે કે ધનલક્ષ્મી એ વસ્તુતઃ લક્ષ્મી નથી અને બુદ્ધિમાનને તેમાં આનંદ આવતો પણ નથી અને ભોગનો વિસ્તાર તો પાપી મિત્ર છે, સુજ્ઞ મિત્ર તરીકે સાચી સલાહ આપી સુખ અપાવનાર નથી.

તેનામાં ઉન્નત દશા એટલી વધી ગયેલી હોય છે કે તે સમજે છે કે ધર્મથી જે ભોગપ્રાપ્તિ થાય છે તેનો ભોગ ભોગવતાં તે પણ સંસારવૃદ્ધિ માટે જ થાય છે. તે સમજે છે કે પુણ્ય સુવર્ણ-શૃંખલા છે અને તેથી ચંદન જેવા શીતળ પદાર્થથી ઉત્પન્ન થયેલ અગ્નિ જેમ આખા વનને બાળી નાખે છે, તેમ ધર્મ-જનિત સુખ પણ, જો તેમાં આસક્ત થવાય તો, સંસાર વધારી કર્મક્ષેત્રને વિસ્તારી મૂકે છે. આ પ્રમાણે તે સમજતો હોવાથી ધર્મજનિત ભોગની પણ તે ઇચ્છા રાખતો નથી અને આવા વિશુદ્ધ વિચારોને લીધે તે ધાર્મિક કાર્ય કરે છે તેમાં પણ બિલકુલ ફળની ઇચ્છા રાખતો નથી. આવી રીતે નિરાશી ભાવે કરેલ શુભ કાર્યો કર્મની મહાનિર્જરાનું કારણ થાય છે. આવી રીતે ભોગની ઇચ્છાથી વિરતિ થાય છે અને ત્યાગ સુસ્પષ્ટ રીતે સમજણપૂર્વક થાય છે. અહીંથી તેના અવિનાશી ભાવ-પ્રાકટ્યની શરૂઆત થાય છે અને હજુ જોકે તેનામાં તે ગુણની વ્યક્તતા થવાની શરૂઆત જ થયેલી હોય છે છતાં તેનું અસ્તિત્વ બહુ સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરનાર સારી રીતે જોઈ શકે છે.

**યૌગિક ગુણપ્રાપ્તિ**

વળી, આ દૃષ્ટિમાં યોગીઓ જે કેટલાક સુંદર ગુણો કહે છે તે સર્વને ચેતન ઓછેવધતે અંશે જરૂર પ્રાપ્ત કરે છે: જેમ કે તેનામાં ચપળતાનો નાશ થાય છે, સ્થિરતાગુણ વૃદ્ધિ

પામે છે, રોગ રહિત શરીર પ્રાપ્ત કરે છે, હૃદયની કઠોરતા દૂર થાય છે, તેમ જ તેના શરીરના મળાદિક અલ્પ થઈ જાય છે, તેના શરીરમાં સુગંધી પ્રસરે છે, તેનામાં ભવ્યતા સારી રીતે દેખાય છે, તેની ભવ્ય પ્રસન્ન મૂર્તિ સર્વને આકર્ષક થઈ પડે છે, તેના સ્વર સુંદર થઈ જાય છે, તે અનેક પ્રકારે ધર્મનો પ્રભાવ પ્રકટ કરે એવી સારી સ્થિતિમાં મુકાઈ જાય છે, જનપ્રિય થઈ જાય છે અને તેનામાં મહાબુદ્ધિ ઉત્પન્ન થાય છે વગેરે વગેરે અનેક **શુભ ગુણો** અથવા **સંયોગો** તેને પ્રાપ્ત થઈ આવે છે.

**શુભ સંયોગોની સ્વતઃ પ્રાપ્તિ**

ઉન્નતિક્રમ પર ચઢેલી તેની ચેતનામાં આવા શુભ સંયોગો સ્વાભાવિક રીતે જ જાગ્રત થઈ જાય છે. તે કાંઈ કરવાની ઇચ્છા રાખતો જ નથી, પરંતુ શુભ વર્તન કરનારના વિકસિત આત્માઓ આવા મહાન સામ્રાજ્યમાં ઉડ્ડયન કરે ત્યારે તેને કોઈ પણ પ્રકારની ઇચ્છા વગર પણ શુભ અનુકૂળ સંયોગો જરૂર પ્રાપ્ત થઈ જાય છે. પાંચમી દૃષ્ટિમાં ચેતન એટલો વિકાસ પામી જાય છે કે ચોથી દૃષ્ટિમાં અને એના વિકાસમાં મોટો આંતરો સ્પષ્ટ જણાઈ આવે છે હવે અહીં ભેદજ્ઞાનની પ્રાપ્તિ થવાથી, ગ્રંથીનો ભેદ થવાથી અને શુભ વાસનાનાં સાધનો પ્રાપ્ત થયેલાં હોવાથી જો તે પ્રાપ્ત થયેલી જોગવાઈનો લાભ લઈ ચેતનજીને પ્રગતિ કરાવે તો તેનો માર્ગ સરિયામ સીધો છે અને જો વળી વિષયકષાયાદિ વિભાવોમાં ફસાઈ લપસી પડે તો વળી રખડી પડે છે. આવી રીતે જે પ્રાણી સાંસારિક ભાવોમાં આસક્ત ન થતાં ચેતનને વિકસ્વર રાખે છે અને આગળ વૃદ્ધિ કરે છે તેઓ

છઠ્ઠી દૃષ્ટિ પ્રાપ્ત કરે છે. એ છઠ્ઠી દૃષ્ટિમાં ચેતનના ભાવ કેવા થાય છે અને તેની પ્રગતિમાં કેવો અને કેટલો વધારો થાય છે તે હવે વિચારીએ.

## ૬. કાન્તાદૃષ્ટિ

છઠ્ઠી કાન્તાદૃષ્ટિમાં ચેતન આવે છે તે પહેલાં તેનામાં યોગની સિદ્ધિઓ સારી રીતે પ્રાપ્ત થઈ ગઈ હોય છે, પણ તેમાં પ્રાણી રાચી ન જતાં આગળ પ્રગતિ કરે છે. અહીં પ્રાણીને **ધારણા** નામનું યોગનું અંગ પ્રાપ્ત થાય છે. અમુક વસ્તુના એક વિભાગ ઉપર ચિત્તની સ્થિરતા કરવી તેને ધારણા કહેવામાં આવે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે આ દૃષ્ટિ પ્રાપ્ત થતાં ચેતનના ચિત્તની ચપળતા ઓછી થાય છે અને તે મનને વિશેષ સ્થિર કરી શકે છે. મનને જ્યાં ત્યાં રખડવાની ટેવ હોય છે તે દૂર થઈ જઈ એકાગ્ર થવા માંડે છે. ચિત્તની અસ્વસ્થ અવસ્થા અતિ વિષમ છે અને મહા અશુભ કર્મને એકઠી કરનાર છે તે હવે નવું જાણવાનું રહ્યું નથી. જેટલાં કર્મો મન અસ્વસ્થ અવસ્થામાં હોવાથી ગ્રહણ કરાય છે તેટલાં કાયાથી થતાં નથી, કારણ કે કર્મની ચીકણાશનો—રસનો મનોયોગ ઉપર બહુ આધાર છે.

**મીમાંસાગુણ**

વળી, અહીં ચેતનને **મીમાંસા** ગુણ પ્રાપ્ત થાય છે અને સદ્વિચારશ્રેણિ બહુ સારી રીતે પ્રાપ્ત થાય છે અને તેથી નકામા અસ્વસ્થ વિચારો ઉપર અંકુશ આવી જાય છે. આ મીમાંસા ગુણ બહુ લાભ કરનાર થાય છે, કારણ કે તત્ત્વશ્રવણને અંગે થયેલ સ્થિરતા ગુણ સાથે જ્યારે શુભ વિચારશ્રેણિ ચાલવા માંડે છે

ત્યારે પછી પ્રગતિમાં એકદમ બહુ સારી રીતે વધારો થતો જાય છે. આ દૃષ્ટિમાં **બોધ તારાની પ્રભા જેવો** હોય છે. એટલે તારાની પ્રભા જેમ એકસરખો પ્રકાશ આપે છે તેમ આ દૃષ્ટિમાન પ્રાણીને બોધનો પ્રકાશ સ્થિર હોય છે; જેમ તૃણ ગોમય આદિનો પ્રકાશ ઝબક ઝબક થાય છે, તેવું આ પ્રકાશમાં અસ્થિરત્વ નથી, પણ એકસરખો સ્થિર પ્રકાશ ચાલ્યો આવે છે. અલબત્ત, એ પ્રકાશ ચંદ્ર કે સૂર્યના પ્રકાશ જેટલો તેજસ્વી નથી, પણ તેવો સંપૂર્ણ પ્રકાશ પામવાના આદિ સ્વરૂપે આ સ્થિર પ્રકાશ નાના રૂપમાં પ્રાપ્ત થાય છે, અહીં તારાનો પ્રકાશ કેવો થાય છે તેનું સ્વરૂપ બતાવતાં શ્રી હરિભદ્રસૂરિ કહે છે કે 'આ દૃષ્ટિમાં વર્તતા પ્રાણીનું પ્રકૃતિથી જ નિરતિચાર ચારિત્ર હોય છે, અનુષ્ઠાન શુદ્ધ હોય છે, પ્રમાદ રહિત વર્તન હોય છે, ચેતનનો શુભ વસ્તુમાં વિનિયોગ થાય છે અને આશય ઉદાર અને ગંભીર થાય છે. આ દૃષ્ટિમાં કેટલો બધો વધારો થઈ જાય છે તે આથી જણાયું હશે.'

અતિ ઉદાર આશયમાં વર્તતા ચેતનની માનસિક સ્થિતિ અહીં કેવી થાય છે તે હવે આપણે વિચારીએ છીએ; પરંતુ એ પહેલાં એક વાત જરા સ્પષ્ટ કરી નાખીએ. તે વાત એ છે કે આ દૃષ્ટિમાં ચેતન વર્તતો હોય છે ત્યારે તેનામાં પ્રમાદ હોતો નથી, તેથી આપણે એમ અનુમાન કરી શકીએ કે બહુધા આ દૃષ્ટિમાં વર્તતો જીવ સર્વવિરતિ ગુણ પ્રાપ્ત કરી સપ્તમ ગુણસ્થાનક સુધી પહોંચેલો હોય છે. આપણે વેદ્યસંવેદ્ય પદની પ્રાપ્તિ વખતે જોઈ ગયા છીએ કે ત્યાં સમ્યગ્ બોધ થવા ઉપરાંત પ્રાણી આગળ પ્રગતિ કરતો જાય છે. આ સમ્યગ્

બોધ થયા પછી તે યમનિયમ કરે છે અને પ્રથમ દેશથી તેનો આદર કરે છે અને પછી સર્વથી આચરણ કરી વિશુદ્ધ થાય છે. યમને દેશથી આદરવા તેને દેશવિરતિ ગુણ અને સર્વથા આદરવા તેને સર્વવિરિત ગુણ કહે છે. પ્રથમ અને દ્વિતીય દૃષ્ટિ જે યમનિયમમાં થાય છે તે ઓઘે સમજવા. અહીં પંચમ દૃષ્ટિમાં સમ્યગ્ જ્ઞાનપૂર્વક જે યમનિયમ થાય છે તે અતિ વિશુદ્ધ સમજવા. એ યમનિયમના આચરણથી જે પ્રાણીને દેશવિરતિ, સર્વવિરતિ ગુણ પ્રાપ્ત થાય છે તેને પંચમ અને છઠ્ઠું ગુણસ્થાનક અનુક્રમે હોય છે અને જ્યારે તેને સર્વવિરતિ ભાવમાં વર્તતા અપ્રમાદ ગુણ પ્રાપ્ત થાય છે એટલે ઇંદ્રિયસંયમ આદિ વિશિષ્ટ ગુણોમાં સર્વથા તત્પરતા થાય છે ત્યારે સપ્તમ ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે. આ છઠ્ઠી કાન્તાદૃષ્ટિમાં જ્યારે પ્રાણી આવે છે ત્યારે તે સાતમા ગુણસ્થાનકમાં વર્તે છે.

આ દૃષ્ટિમાં વર્તતા પુદ્ગલસંગનો બહુ વિશિષ્ટ રીતે ત્યાગ થાય છે અને ચેતનને બહુધા પૌદ્ગલિક બાબતમાં હર્ષ આવતો જ નથી. એને મીમાંસા—સદ્વિચારણાનો યોગ સારી રીતે થયેલો હોવાથી એને આત્મીય બાબતની જ ચિંતવના થયા કરે છે અને એ સ્થૂળ—પૌદ્ગલિક બાબતનો જરા પણ વિચાર બહુધા કરતો નથી. તાત્પર્ય એ છે કે એને મોટે ભાગે આધ્યાત્મિક બાબતના જ વિચાર આવ્યા કરે છે. એની શુભ વૃત્તિ એટલી બધી સારી થઈ જાય છે અને એનાં બાહ્ય આચાર અને ક્રિયા-અનુષ્ઠાન પણ એવાં શુદ્ધ થઈ જાય છે કે એ સ્વાભાવિક રીતે જ સર્વ પ્રાણીઓને પ્રિય થઈ જાય છે, તેના ઉપર સર્વને બહુ પ્રેમ આવે છે અને તેના તરફ કુદરતી રીતે જ બહુ રાગ થઈ આવે

છે. એનું પોતાનું મન તો ધર્મની બાબતોમાં જ એકાગ્ર થઈ જાય છે અને તે ધર્મની જ અથવા તે સંબંધની જ વાતો કરે છે. તે હજુ ભોગનો સર્વથા ત્યાગ કરતો નથી અને કેટલીક વાર પંચમ ગુણસ્થાનકે શ્રાદ્ધ અવસ્થામાં પણ વર્તતો હોય છે છતાં, તેના સાધ્યની નિર્મળતા હોવાને લીધે અને ભોગઆસેવનમાં ગૃદ્ધિભાવ ન હોવાને લીધે, તે કદાચ ભોગો ભોગવે છે તોપણ તેને લીધે તેનો સંસાર વૃદ્ધિ પામતો નથી. શુભ ક્રિયાના ફળ તરીકે તેની ઇચ્છા વગર પણ કેટલીક વાર પુણ્યકર્મનો ઉદય તેને પ્રાપ્ત થઈ જાય તેનાં ફળ ભોગવવાં પડે છે તે સર્વ તે ભોગવે છે, પણ તેમાં આસક્તિ રાખતો ન હોવાથી ભોગસેવનમાં સામાન્ય રીતે પ્રાપ્ત થતું ઝેર તેના સંબંધમાં આવતું નથી અને તેથી તે ભોગસેવન કરતાં છતાં પણ પ્રગતિ કરતો જાય છે.

### નિમિત્તનો લાભ

શુભ પુણ્યોદયજન્ય ભોગોના આસેવન વખતે વળી તે શુભ ક્રિયાઓ કરી વિશુદ્ધ નિમિત્તો એકઠાં કરી તે સાધનોને ઇષ્ટ સાધ્યપ્રાપ્તિમાં પ્રગતિ કરાવનાર તરીકે ફેરવી નાખે છે. આવી રીતે શુભ પુણ્યોદય વખતે પ્રાકૃત મનુષ્યો જ્યારે આકરાં કર્મ બાંધે છે ત્યારે આ પ્રજ્ઞાવાન દૃષ્ટિમાન મહાત્મા કર્મની નિર્જરા કરી આગળ પ્રગતિ કરે છે. એક ને એક જ ક્રિયા આવી રીતે જુદા જુદા મનુષ્ય પરત્વે સારાં અને ખરાબ ફળ આપનારી થઈ શકે છે એ વાત ખાસ લક્ષ્યમાં રાખવાની છે. કર્મનો બંધ ચિત્તની વૃત્તિ ઉપર–આત્મીય વર્તના ઉપર–આધાર રાખે છે.

શાસ્ત્રકાર સદાચારને વિધેય એટલા માટે બતાવે છે કે એ ચિત્ત-વૃત્તિને નિર્મળ કરનાર છે. દરેક કાર્યનું આત્મિક પ્રગતિને અંગે કેવું પરિણામ થાય છે તે પર સાધ્ય રહે છે, તેથી સદાચારને પણ તેને અંગે જ ઉપયોગી ગણવામાં આવે છે.

**શ્રુતધર્મ** ઉપર એને એવો **રાગ** હોય છે કે જેમ ગૃહિણી ઘરનું સર્વ કામ કરે પણ લાગ મળે ત્યારે કામથી ફારેગ થઈ પોતાના હૃદયવલ્લભ પતિને મળવાનું તેનું મન રહ્યા કરે છે, તેમ આ દશામાં વર્તતો પ્રાણી કદાચ સાંસારિક કાર્યો કરે તોપણ તેનું મન શ્રુતવાંચન, શ્રવણ અને મનન તરફ સર્વદા દોરાયેલું રહે છે. આ સુંદર સ્થિતિ પ્રાપ્ત થવાનું કારણ જ્ઞાન ઉપરનો તેનો આદરભાવ અને તેને પ્રાપ્ત થયેલ મીમાંસા ગુણ છે એમ સમજવું.

**ભોગ, માયા-મમતા પર વિજયની શરૂઆત**

વળી, આ દૃષ્ટિમાં વર્તતો પ્રાણી **માયાજળને** દેખી તેથી જરા પણ મૂંઝાઈ ન જતાં તેના ઉપર પગ દઈને ચાલે છે, તેને તરી જાય છે અને તેના ગમે તેટલા કલ્લોલો પોતાના ઉપર આવે તો તેથી ડરી જઈ તેમાં ડૂબી જતો નથી ભોગને તે સ્વરૂપથી માયોદક જેવા અસાર સમજે છે અને તેમાં આસક્ત ન થતાં તેને ભોગવે તોપણ **અસંગ** દશામાં રહી પોતે આત્મિક ઉન્નતિમાં આગળ વધતો જાય છે. એ દશામાં વર્તતો પ્રાણી સાંસારિક ભોગને તત્ત્વ માનતો નથી અને તેથી તેમાં કદી પણ આસક્ત થતો નથી. મીમાંસા ભાવને લીધે એને સર્વદા મોહ વર્તતો નથી. અને માયા-મમતા આ ચેતનને સંસારમાં રખડાવનાર, ફસાવનાર અને ભૂલો પાડનાર છે

એમ સમજે છે, તેથી તે તેને અસર કરતા નથી અને કદી કરે છે તો બહુ ઓછી અસર કરે છે; તેથી આ દૃષ્ટિમાં આવ્યા પછી આત્મિક ઉન્નતિ બહુ સારી થઈ જાય છે અને ચેતન આગળ આગળ વિકાસ પામતો જાય છે. અહીં ભવઉદ્વેગ બહુ સારી રીતે થઈ જાય છે અને સંસાર પરનો રાગ લગભગ નાશ પામી જવાની સ્થિતિ પર આવી જાય છે.

માયા-મમતા કેવી રીતે પ્રાણીને હેરાન કરે છે તે શ્રી આનંદઘનજીનાં પદોમાં અને તે પરના વિવેચનમાં વારંવાર જોવામાં આવશે, કારણ કે એનું વર્ણન કરવામાં શ્રી આનંદઘનજી મહારાજે પોતાની શક્તિનો વારંવાર ઉપયોગ કર્યો છે અને તેને તત્સ્વરૂપે બતાવવા અન્યત્ર પ્રયાસ કર્યો છે, તેથી તે પર વિવેચન કરવા ન રોકાતાં અત્ર એટલું જ બતાવીએ છીએ કે તે માયા-મમતા ઉપર આ પ્રાણીને અહીં અંતઃકરણપૂર્વક વિરાગ ઉત્પન્ન થાય છે. શ્રુતધર્મમાં આ દશામાં વર્તતા પ્રાણીનું મન બહુ આસક્ત રહે છે તે બતાવવા ઉપર હૃદયવલ્લભ સ્ત્રીનું દૃષ્ટાંત આપ્યું છે, તે ઉપરાંત શ્રી આનંદઘનજી મહારાજે પંચાણુંમા પદમાં ઘણાં દૃષ્ટાંતો આપ્યાં છે તે સર્વ વિચારવાં.

આવી રીતે શ્રુતધર્મ ઉપર આક્ષેપક ચિત્તવૃત્તિવાળા સદ્દૃષ્ટિમાન્ ચેતન આ કાન્તા દૃષ્ટિમાં રહી બહુ સારી રીતે પ્રગતિ કરે છે અને સાધ્યપ્રાપ્તિનાં સાધનોનો બહુ સારી રીતે લાભ લે છે. એનાં કર્મની પ્રચુરતા ધીમે ધીમે ઘટતી જાય છે, કારણ, આવી દશામાં વર્તતાં ક્લિષ્ટ કર્માપત્તિ થતી નથી અને અગાઉ થયેલી હોય છે તેનો ભોગ અથવા પરિશાટ થઈ જાય છે એટલે તેનો નાશ થતો જાય છે. આવી રીતે કર્મની આવક

ઓછી અને નાશ વધારે થવાને લીધે ચેતનનો ભાર ઘટતો જાય છે અને હલકો પદાર્થ જેમ પાણીમાં તરીને ઉપર આવે છે તેમ તે સંસારસમુદ્રમાં ઉપર ઉપર આવતો જાય છે અને સાધ્યની નજીક જતો જાય છે. આ દશામાં વર્તતો પ્રાણી વિષયાદિકમાં મનને જોડવાના કામને અતિ અધમ માને છે, માયા-મમતા ઉપર તેને એટલો વિરાગ આવી જાય છે કે તેનાથી તે બીતો રહે છે અને તેનાથી જરા પણ આકુળવ્યાકુળ થઈ જતો નથી.

## ૭. પ્રભાદૃષ્ટિ

**બોધ-ધ્યાનાંગ પ્રાપ્તિ**

સાતમી **પ્રભાદૃષ્ટિમાં બોધ સૂર્યની પ્રભા** જેવો થાય છે. સૂર્યની પ્રભા જેમ લાંબા વખત સુધી સ્થિરપણે એકસરખો પ્રકાશ આપે છે તેમ આ દૃષ્ટિમાં બોધ થાય છે તે મહા લાભનું કારણ થાય છે. એ બોધ **ધ્યાનનું** નિમિત્ત બને છે, કારણ કે ધ્યાનમાં જે ચિત્તની એકાગ્રતા થવી જોઈએ તે આવા એકસરખા ચાલુ બોધથી થઈ શકે છે. વળી, આવા તીવ્ર સ્થિર બોધથી અન્ય ધર્મનાં શાસ્ત્રો વાંચે તોપણ તેની વાંચનારના મન ઉપર જરા પણ વિપરીત અસર થતી નથી, અનુષ્ઠાન બહુ ઉત્તમ પ્રકારનું અને **અસંગ** થઈ જાય છે, જે પર હવે પછી વિવેચન થશે. વળી, એ ઉપરાંત આવા સુંદર બોધથી તેનામાં પાંચ યમની એવી સુંદર પ્રતિષ્ઠા થઈ જાય છે કે તે પોતે તો વૈર કોઈ ઉપર રાખતો જ નથી, પણ તેની પાડોશમાં—તેની આજુબાજુમાં—પણ તેના વૈરત્યાગભાવનું વાતાવરણ એટલું દૃઢ ફેલાય છે કે તેની નજીકમાં રહેતા અન્ય પ્રાણીઓ પણ પોતાનું કુદરતી

વૈરભૂલી જઈ અરસપરસ હળીમળીને રહે છે. આવી જ રીતે બીજા યમોનું પણ સમજી લેવું. વળી, એવા બોધથી અહીં સંકલ્પવિકલ્પનો ત્યાગ થાય છે અને **પ્રશમ-સુખ** પ્રવર્તે છે. આ પ્રમાણે આ સૂર્યપ્રભા સદૃશ બોધનું ફળ થાય છે એમ શ્રી હરિભદ્રસૂરિ મહારાજે કહ્યું છે અને તેનું કેવું વિશિષ્ટ પરિણામ આવે છે તે આપણે હવે પછી વિચારીએ છીએ.

આ દૃષ્ટિમાં **ધ્યાન** નામનું સાતમું યોગનું અંગ પ્રાપ્ત થાય છે. અન્તર્મુહૂર્ત સુધી એક વસ્તુ ઉપર ચિત્તની સર્વથા એકાગ્રતાને ધ્યાન કહેવામાં આવે છે, તે પર વિવેચન આગળ કરવામાં આવશે. ધ્યેય વસ્તુમાં એકાકાર વૃત્તિનો પ્રવાહ થવો તેનું નામ ધ્યાન કહેવામાં આવે છે. ધારણામાં વૃત્તિનું એક દેશમાં સ્થાપન કરી ધ્યેય વસ્તુનું સ્વરૂપ રચવામાં આવે છે, અને તે સિદ્ધ થવાથી તે વસ્તુમાં જે વૃત્તિનો એકાકાર પ્રવાહ ચાલે છે તે ધ્યાન છે. આ ધ્યાનમાં જે પ્રવાહ ચાલે છે તે સતત ધારારૂપ હોતો નથી, પણ મધ્યે વિચ્છેદવાળો હોય છે. એ વિચ્છેદ દૂર થવાથી જ્યારે અવિચ્છિન્ન પ્રવાહ સતતરૂપે ચાલ્યા કરે છે, ત્યારે તે **સમાધિ** કહેવાય છે. આવી રીતે ધારણા, ધ્યાન અને સમાધિમાં શું તફાવત છે તે આ ઉપરથી સ્પષ્ટ થયું હશે. સમાધિ શબ્દ જે અર્થમાં અત્ર વાપર્યો છે તેની પ્રાપ્તિ આઠમી દૃષ્ટિમાં થવાની છે તે હવે પછી જણાશે.

**પ્રતિપત્તિ-ગુણપ્રાપ્તિ-વિચારણા**

અહીં તત્ત્વબોધને અંગે **પ્રતિપત્તિ** ગુણસ્થાન પ્રાપ્ત થાય છે. એટલે અહીં તત્ત્વની આદરણા બહુ સૂક્ષ્મ રીતે થાય

છે. અગાઉ જે વિચારણા થઈ હોય છે તે આ દૃષ્ટિમાં આદરણારૂપે વૃદ્ધિ પામે છે. કાર્યક્રમ કેવો છે તે આ ઉપરથી જ સમજાશે. પ્રથમ કોઈ પણ બાબત વિચારક્ષેત્રમાં આવે છે અને પછી કાર્યક્ષેત્રમાં આવે છે. છઠ્ઠી દૃષ્ટિમાં મીમાંસા એટલે વિચારણા તત્ત્વની થઈ તે અહીં પ્રતિપત્તિ એટલે આદરણારૂપે થાય છે. વળી, યોગમાં વૃદ્ધિ થવા ઉપરાંત સર્વ વ્યાધિઓનો અહીં બહુધા ઉચ્છેદ થાય છે એટલે બાહ્ય અને અભ્યન્તર આધિ, વ્યાધિ કે ઉપાધિ અહીં થતી નથી.

શમસુખ–સુખસ્વરૂપ

અહીં શમસુખ–ચિત્તની અપૂર્વ સ્થિરતા–પ્રાપ્ત થાય છે. તેનું ફળ એટલું વિશિષ્ટ થાય છે કે તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. અહીં શમસુખ પ્રાપ્ત થાય છે તેનું મુખ્ય કારણ ધ્યાન–ચિત્તની એકાગ્રતા છે, કારણ કે એ ધ્યાનથી થતા સુખમાં વિષયસાધન પર જીત થાય છે અને તેમાં વિવેકનું બળ એટલું બધું હોય છે કે સ્વાભાવિક રીતે એ ધ્યાનને પરિણામે શમભાવ પ્રગટી નીકળે. એક બાજુએ ધ્યાનની એકાગ્રતા, બીજી બાજુએ તત્ત્વબોધની પ્રતિપત્તિ અને વળી તેની સાથે વિવેકજ્ઞાન–એને લઈને જે સુખ થાય તે અપરિમિત અને પૂર્વ અનનુભૂત થાય, એમાં જરા પણ આશ્ચર્ય જેવું નથી. સુખનો અત્યાર સુધી પ્રાણીને જે ખ્યાલ થયો હોય છે તે અહીં બરાબર સ્પષ્ટ વ્યક્ત થાય છે. સમ્યગ્ બોધ થયા પછી સ્થૂળ સુખમાં કાંઈ સાર નથી એમ તો તે જાણતો જ હોય છે, પરંતુ એને અહીં અનુભવ થતાં સમજાય છે કે સુખદુઃખનું લક્ષણ

વિચારતાં સ્વવશ એટલું સુખ અને પરવશ એટલું દુઃખ એ જ બુદ્ધિ પ્રાપ્ત થાય છે.

અત્યાર સુધી આ વાત તેણે પુસ્તકમાં વાંચી હતી કે અનુમાનરૂપે જાણી હતી તેનો હવે એને અહીં અનુભવ થાય છે અને તે વાત તેનામાં બરાબર દૃઢ થાય છે. તે સમજે છે કે પુણ્યભોગથી કેટલીક વાર પ્રાણી સુખ માનતો હતો, પણ વાસ્તવિક રીતે તે પરવશ હોવાથી દુઃખરૂપ છે, કારણ કે પુણ્ય એ પણ કર્મ છે અને તે આત્મીય ન હોવાથી પર છે. અને પારકાને વશ સુખ હોય જ નહિ તેથી પુણ્યથી થતું અથવા લાગતું સુખ પણ દુઃખ જ છે. આ વાત તેના મનમાં સ્પષ્ટ થવાથી ધ્યાનથી થતા શમસુખની બરાબર શોધમાં તે પડી જાય છે અને તેની પ્રાપ્તિ માટે અનેક સાધનો એકઠાં મેળવી તે પ્રાપ્ત કરવા તે મંડ્યો રહે છે અને ઘણે અંશે શમસુખ અહીં તે પ્રાપ્ત કરે છે. જેમ સુકોમળ શય્યામાં પતિસહવાસથી થતું પૌદ્‌ગલિક સુખ કુમારી કન્યા સમજી ન શકે અને શહેરવાસીનાં સુખ ગામડીઓ સમજી ન શકે, તેમ અગાઉની દૃષ્ટિવાળા જીવો આ દૃષ્ટિમાં ધ્યાનથી અનુભવાતાં સુખનો ખ્યાલ કરી શકતા નથી. અહીં જે સુખ થાય છે તે સ્વવશ હોવાથી અપરિમિત આનંદ આપે છે. અહીં કર્મમળ ક્ષીણપ્રાય થઈ જાય છે. અહીં જે ધ્યાનમાં પ્રાણી વર્તે છે તે ધર્મધ્યાન અથવા શુક્લ-ધ્યાનના ભેદોમાં આવી શકે તેવું ધ્યાન હોય છે. ધર્મધ્યાનના પ્રથમ પાયાથી આગળ વધી તે ધ્યાનમાં આગળ વધતો જાય છે અને શુક્લધ્યાનની હદ સુધી આવી જાય છે.

અસંગ અનુષ્ઠાન

વળી, અહીં અસંગ અનુષ્ઠાન વર્તે છે. કોઈ જાતિનાં ફળની ઇચ્છા વગર શાસ્ત્રમાં–આગમમાં બતાવેલી વિધિયુક્ત અનુષ્ઠાન સ્વાભાવિક રીતે થાય, તેવી ક્રિયાને અસંગ અનુષ્ઠાન કહેવામાં આવે છે. એનું વિશેષ વિવેચન શ્રીપાળ રાજાના રાસમાં મયણાસુંદરીના સંબંધમાં પતિમેળાપ પ્રસંગે ઉપાધ્યાયજી મહારાજે બહુ યુક્તિપુરસ્સર બતાવ્યું છે. ત્યાંથી **વિષ, ગરલ, તદ્ધેતુ** અને **અમૃત** અનુષ્ઠાનોની હકીકત વાંચી લેવી.

શ્રી હરિભદ્રસૂરિ મહારાજ શ્રી ષોડશક ગ્રંથમાં ચાર પ્રકારનાં અનુષ્ઠાનો બતાવે છે : **પ્રીતિ, ભક્તિ, વચન** અને **અસંગ** અનુષ્ઠાન. સ્ત્રીનું ભરણપોષણ જેમ રાગથી કરવામાં આવે છે, તેવી રીતે પ્રીતિથી–રાગપૂર્વક અનુષ્ઠાન કરવાં તે પ્રીતિ-અનુષ્ઠાન વિભાગમાં આવે છે. માતાનું ભરણપોષણ ભક્તિથી થાય છે, તેવી રીતે ભક્તિપૂર્વક અનુષ્ઠાન કરવાં તે ભક્તિ-અનુષ્ઠાન. શાસ્ત્ર અથવા શિષ્ટ પુરુષોની આજ્ઞા પ્રમાણે અનુષ્ઠાનો કરવાં તે વચનાનુષ્ઠાન. સ્વાભાવિક રીતે શિષ્ટ વચનાનુસાર વર્તન થઈ જાય તે અસંગ અનુષ્ઠાન. આ ચોથા પ્રકારના અસંગ અનુષ્ઠાન પર અહીં સ્થિતિ થાય છે એમ બતાવવાનો આશય હોય એમ મારું માનવું છે. આવી રીતે સાતમી દૃષ્ટિમાં અસંગ અનુષ્ઠાનની પ્રાપ્તિ થાય છે. જેમ દંડના પૂર્વપ્રયોગથી ચક્રનું ભ્રમણ થયા કરે છે, તેમ અસંગ અનુષ્ઠાનમાં સ્વાભાવિક રીતે શિષ્ટ વચનાનુસાર અનુષ્ઠાન થાય છે એમ સમજવું. એ બહુ ઉપયોગી વિષય પર વિવેચન કરવા જતાં બહુ લંબાણ થઈ જાય તેમ હોવાથી અત્ર તે પર વિશેષ ઉલ્લેખ કર્યો નથી. વક્તવ્ય એટલું

છે કે અહીં જે ઉપરોક્ત અસંગ અનુષ્ઠાન પ્રાપ્ત થાય છે તેને લીધે પ્રાણીની પ્રવૃત્તિ બહુ સારી થઈ જાય છે, મહાપથ (મોક્ષ) તરફ તેનું પ્રયાણ બહુ સારી રીતે આગળ વધે છે અને તે નિત્યપદનું પ્રાપક થઈ પડે છે.

આ અસંગ અનુષ્ઠાન તે સાંખ્યની **પ્રશાંતવાહિતા**, બૌદ્ધનો **વિસભાગપરિક્ષય**, શૈવનો **શિવવર્ત્મ** અને યોગીઓ જેને **ધ્રુવાધ્વા** (ધ્રુવ માર્ગ) કહે છે તેને મળતું પરિણામ ઉપજાવે છે; પરંતુ તેમાં તફાવત એટલો છે કે જ્યારે અન્ય માર્ગમાં સમ્યગ્ બોધ ન હોવાથી યોગદૃષ્ટિ વર્તતી હોતી નથી ત્યારે અહીં અસંગ ક્રિયામાં મહાઉત્કૃષ્ટ આત્મદશા વર્તતી હોય છે. પ્રશાન્તવાહિતા વગેરે અપુનર્બંધકની સ્થિતિને અંગે છે. અગાઉ તેની અલ્પ માત્રા હતી તે અત્ર ઉચ્ચ દશાને લઈને ઘણી તીવ્ર થાય છે. આટલો ફેર ધ્યાનમાં રાખી માનસિક પરિવર્તનને અંગે આ અસંગ અનુષ્ઠાનને ઉપરની બાબતો સાથે સરખાવી શકાય. **નિરોધ સંસ્કારની વૃદ્ધિ** અથવા પ્રાબલ્ય અને **વ્યુત્થાન સંસ્કારની ન્યૂનતાને** પાતંજલ યોગદર્શનકાર પ્રશાન્તવાહિતા કહે છે. એનાથી સમાધિ થઈ એકાગ્રતા થાય છે અને છેવટે સંસ્કારશેષ દશા પ્રાપ્ત થાય છે, જે લગભગ આત્માના નાશ જેવી હોવાથી જૈનની ભેદાભેદ દૃષ્ટિએ ઉપકારી નથી. અહીં વક્તવ્ય એ છે કે અન્ય યોગદર્શનકારોએ પ્રશાન્તવાહિતામાં જે સ્થિતિ વર્ણવી છે તેવી સ્થિતિ અસંગ અનુષ્ઠાનથી થાય છે અને તેમાં સમ્યગ્ બોધથી થયેલ ઉચ્ચ દશાની વિશેષતા છે.

અહીં અપ્રમત્ત અવસ્થામાં વર્તતાં ઉત્તમ ધ્યાનની પ્રાપ્તિ થતી હોવાથી આ દૃષ્ટિ આત્મોન્નતિમાં બહુ વિકાસ બતાવે છે.

અહીં સાધ્ય તદ્દન સ્પષ્ટ રીતે સમીપ દેખાય છે અને ત્યાં પહોંચી જવા માટે એટલી દૃઢ ભાવના થાય છે કે તેના સુખની કલ્પના પાસે દેવલોકનાં અથવા અનુત્તર વિમાનમાં સુખ પણ કિંમત વગરનાં લાગે છે. આ દૃષ્ટિ બહુ ઉન્નત દશા પ્રાપ્ત કરેલ સંસારવિરક્ત સર્વવિરતિભાવ ધારણ કરેલા અપ્રમત્ત યતિને જ હોવી સંભવે છે. અને એ દશામાં અપ્રમત્ત યતિ ઘણા જલદી સાધ્ય પ્રાપ્ત કરી શકે એવી સુંદર સ્થિતિમાં મુકાઈ જાય છે.

## ૮. પરાદૃષ્ટિ

આઠમી **પરાદૃષ્ટિમાં સમાધિ** નામનું યોગનું આઠમું અંગ પ્રાપ્ત થાય છે. અહી જૈન દૃષ્ટિએ સમાધિ કોને કહેવામાં આવે છે તે વિચારવું પ્રાસંગિક ગણાશે, કારણ કે જેને પતંજલિ સમાધિ કહે છે તે તો આત્મલય કરનાર હોવાથી તેનો અત્ર ઉપયોગ નથી. આ બાબતમાં વિસ્તારથી ખુલાસો કરતાં શ્રીમદ્ યશોવિજયજી મહારાજ શાસ્ત્રવાર્તાસમુચ્ચયની વૃત્તિમાં કહે છે કે એક દ્રવ્યમાં એકાગ્રતા કરવી તેનું નામ સમાધિ છે. ધ્યાનમાં વિક્ષેપ કરનાર કારણોનો અભિભવ થાય છે; અહી તેનો સર્વથા અભિભવ થાય છે તે એટલી હદ સુધી થાય છે કે પછી પૂર્વ માર્ગમાં પાછી ગતિ થતી નથી. તાત્પર્ય એ છે કે પૂર્વ અવસ્થામાં જે વિક્ષેપનો ક્ષયોપશમ થયો હોય છે એટલે કાંઈક શાંત થયા હોય છે અને કાંઈક અંદર ગુપ્ત રહ્યા હોય છે, તેનો અહીં સર્વથા અભિભવ થાય છે. જેમ માટી પિંડરૂપ ધર્મનો ત્યાગ કરીને ઘટરૂપ ધર્મનો સ્વીકાર કરે છે તેવી રીતે અહીં સમજવું.

**ચંદ્રિકા જેવો બોધ; તેની વિચારણા**

આ દૃષ્ટિમાં ચન્દ્રની **ચંદ્રિકા જેવો સૂક્ષ્મ બોધ થાય છે**, જે બોધ સતત ચાલુ રહે છે અને સૂર્યની કાંતિ પેઠે આંખને આંજી દેનાર થતો નથી, પરંતુ શાંતિ આપનાર અને અંતરંગ પર અસર કરનાર થાય છે. એવા સૂક્ષ્મ બોધને લઈને ચિત્તની એકાગ્રતા બહુ સારી રીતે થવા ઉપરાંત વિકલ્પનો નાશ થાય છે અને ઉત્ક્રાન્તિ બહુ જલદી થતી જાય છે. અહીં તત્ત્વબોધને અંગે '**પ્રવૃત્તિ**' ગુણ પ્રાપ્ત થાય છે તેને લઈને આત્મગુણમાં સંપૂર્ણપણે પ્રવર્તન થાય છે. અગાઉની દૃષ્ટિમાં જે પ્રતિપત્તિ તત્ત્વબોધને અંગે થઈ હતી તે અહીં પ્રવૃત્તિમાં પરિપૂર્ણતા પામે છે. એને લઈને એ પ્રાણી જે ક્રિયા કરે છે તેમાં તેને કોઈ પણ પ્રકારનું દૂષણ લાગતું નથી અને તેને ક્રિયામાં એટલો રસ આવે છે કે તેનું વર્ણન થઈ શકે નહિ. અહીં ક્રિયા આત્મીય ગુણમાં **પ્રવૃત્તિરૂપ** સમજવી, બાહ્ય ક્રિયાઓનો અહીં ઉપયોગ નથી, કારણ કે અંતરંગ પ્રવૃત્તિ થતી હોય ત્યાં બાહ્યાચારની વિચારણાની જરૂર રહેતી નથી.

**ગુણશ્રેણી પર આરોહણ**

એ દશામાં વર્તતો પ્રાણી જે જે ક્રિયાઓ કરે છે તેમાં માનસિક દૂષણ લાગતાં નથી. જેમ ઉપશમશ્રેણી, ક્ષપકશ્રેણી વગેરે ઉપર આરોહણ કરવામાં આવે છે તેમ અહીં પ્રાણી એક પ્રકારની ગુણશ્રેણી ઉપર આરોહણ કરે છે અને અનેક આત્મીય ગુણો પ્રાપ્ત કરે છે. આ ઉત્કૃષ્ટ દૃષ્ટિમાં વર્તતા તેના વચનનો વિલાસ, તેના શરીરનો ગંધ અને તેનું સર્વ વર્તન

ચંદનની સુગંધની જેમ સર્વત્ર સુગંધ વિસ્તારનાર થાય છે એટલે તેની આજુબાજુનું વાતાવરણ પણ તેના ગુણને વિસ્તારનાર થઈ પડે છે. તેનામાં ક્ષમાદિક ધર્મો એટલા ઊંડી અસર કરનાર થઈ પડે છે કે તેનું વર્ણન સામાન્ય રીતે કરવું મુશ્કેલ પડે. અહીં તદ્દન નિરાશીભાવ પ્રાપ્ત થાય છે, કારણ કે એને આત્મીય દ્રવ્યની એટલી કિંમત સ્ફુટ રીતે આવે છે કે તે અન્ય કોઈની ઇચ્છા કરે એવી સ્થિતિ અહીં રહેતી નથી. અહીં ખેદાદિ આઠ દૂષણો પૈકી છેલ્લો દોષ, જે **સંસાર પર આસંગ** છે, તેનો નાશ થાય છે, આત્મીય હિતમાં જ પ્રવૃત્તિ થાય છે અને ઇષ્ટની પ્રાપ્તિ તરફ એકદમ ગતિ થાય છે. એના વર્તનમાં સમિતિ, ગુપ્તિ, સંયમ વગેરે મૂળ-ઉત્તર ગુણો એટલા પ્રગટ દેખાઈ આવે છે અને એ આત્મીય ગુણપ્રાપ્તિમાં એટલો અપ્રમત્ત રહે છે કે એની ઉત્ક્રાન્તિ બહુ જલદી થઈ જાય છે.

અહીં પણ તેનું વર્તન જોઈએ તો કેટલીક વાર સામાન્ય મુનિ જેવું લાગે, પણ ફળમાં બહુ ભેદ છે. આત્મીય વસ્તુસ્થિતિ સમજી ક્રિયા કરનારને અને ગતાનુગતિક રીતે કરનારને ફળ મળવામાં મોટું અંતર હોય છે. અત્યાર સુધી તેની ક્રિયાથી **સાંપરાયિક*** **કર્મનો** ક્ષય થતો હતો તે હવે ભવોપગ્રાહી કર્મનો ક્ષય થવા માંડે છે. મતલબ, તેનો કર્મક્ષય અહીં એટલો

* સંપરાયઃ કષાયઃ, તેન નિર્વૃત્તઃ સાંપરાયિકઃ પ્રથમ સમયે બંધાય, બીજે સમયે ભોગવાય અને ત્રીજે સમયે તૂટી જાય તેને ઇર્યાપથકર્મ કહેવામાં આવે છે. તેની રીતે આ કર્મ **સંસાર** વધારનાર હોવાથી સ્વકષાયનાં કર્મથી જુદાં પડે છે અને તેથી તેને સાંપરાયિક કર્મ એવું નામ આપવામાં આવે છે.

મજબૂત થાય છે કે ફરી વાર એને સંસારમાં આવવું ન પડે. એવી રીતે તેને છેવટને માટે દૂર ફેંકી દે છે. અહી ધર્મસંન્યાસ પ્રાપ્ત થયો હોય છે તે પરાકાષ્ઠાને પામે છે, સર્વ દોષો ક્ષીણ થઈ જાય છે, અનેક લબ્ધિઓ પ્રાપ્ત થાય છે અને કર્મરાજ–મોહનીય કર્મ–ઉપર મોટો ઘેરો ઘાલવામાં આવે છે.

આઠમા અપૂર્વકરણ ગુણસ્થાનકથી ધર્મસંન્યાસની પ્રાપ્તિ થાય છે અને પછી તેમાં એકદમ એટલો વધારો થઈ જાય છે કે ચેતનજી અનેક ઉદાર આશયાદિ ગુણોને લઈને એકદમ ઉત્ક્રાન્તિ કરી, અનેક કર્મો પર વિજય મેળવી, સયોગી ગુણસ્થાનક પ્રાપ્ત કરવા તૈયાર થાય છે તે વખતે તેનાં ઘનઘાતી ચાર કર્મો–જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય –તેનો સર્વથા ક્ષય થઈ જાય છે. મનોયોગ તેને અહીં રહે છે અને સામાન્ય કર્મો પણ રહે છે. ત્યાર પછી વિશેષ પરોપકાર કરી તે પોતાના સર્વ સત્ત્વને અંગે અનેક પ્રાણીઓના અંધકાર-તમસ્‌ને છેદી નાખે છે અને પોતે આત્માનંદમાં મસ્ત રહી સ્વાભાવિક આનંદની પરાકાષ્ઠા અનુભવે છે. એવી ઉત્કૃષ્ટ દશામાં કેટલોક વખત પૃથ્વીતળને પાવન કરી છેવટે મનોયોગ આદિ પર પૂર્ણ જય મેળવી, શૈલેશી અવસ્થા પ્રાપ્ત કરી, સર્વ કર્મો પર વિજય મેળવી, બાકીનાં ચાર અઘાતી કર્મો–વેદનીય, નામ, ગોત્ર અને આયુષ–નો પણ ક્ષય કરી, અયોગી અવસ્થા પ્રાપ્ત કરી નિવૃત્તિસ્થાન પ્રાપ્ત કરે છે, સાધ્યસ્થાન પ્રાપ્ત કરે છે અને ત્યાં સદા કાળ રહે છે.

એ સ્થિતિમાંથી વિચ્યુતિ નથી, ફરી કર્મક્લેશમય સંસારમાં આવવાનું નથી, જન્મ-મરણ-વિયોગનું દુઃખ નથી, અનંત

જ્ઞાનદર્શનમાં રમણ કરવારૂપ ચારિત્રના અતિ ઉત્કૃષ્ટ આત્મીય આનંદમાં મસ્ત રહી આ સાધ્યદશામાં અનંત આનંદ અનુભવવાનો છે અને સંપૂર્ણ તાત્ત્વિક સુખના રસને નિરંતર આસ્વાદવાનો છે. આ સ્થિતિ પ્રાપ્ત કરવી એ આપણું સર્વનું સાધ્ય છે અને એને માટે આ સર્વ પ્રયત્ન છે. એ સ્થિતિમાં જે આનંદ છે તે કાગળ પર લખી શકાય તેમ નથી, સ્થૂળ આનંદને અને એને કોઈ પણ પ્રકારનો સંબંધ નથી અને એવા સ્થૂળ આનંદને આનંદ માનનારને આ અંતર આત્મદશામાં વર્તતા આનંદનો અને પરમાત્મભાવનો પૂર્ણ પ્રકાશ કેવો સુંદર છે, આકર્ષક છે, ભોક્તવ્ય છે તે સમજાય તેમ પણ નથી. આવા ઉત્કૃષ્ટ આનંદની ભૂમિકારૂપ આઠ દૃષ્ટિનું વિવેચન યોગદૃષ્ટિની વિચારણા માટે કર્યું. હવે યોગને અંગે ઉપસ્થિત થતા કેટલાક અગત્યના પ્રશ્નો આપણે વિચારીએ.

## યોગને અંગે પ્રાપ્ત થતા કેટલાક મહત્ત્વના પ્રશ્નો

**યોગલક્ષણ**

યોગનું લક્ષણ બતાવતાં શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે મોક્ષમાં અથવા મોક્ષ સાથે જોડનાર હોવાથી તેને યોગ કહેવામાં આવે છે* મોક્ષ–મુખ્ય હેતુ–ને ધ્યાનમાં રાખી જે વ્યાપાર કરવામાં આવે તે મોક્ષ સાથે યોજનાર હોવાથી તેને યોગ કહેવામાં આવે છે. આ કાંઈ તેની વ્યાખ્યા નથી, પણ અત્ર જે યોગ શબ્દનું લક્ષણ બતાવ્યું છે તે બહુ યોગ્ય છે

---

* અહીં મૂળ શ્લોક વિચારવા યોગ્ય છે.

मोक्षेण योजनादेव, योगो ह्यत्र निरुच्यते । लक्षणं तेन तन्मुख्यहेतुव्यापारतास्य तु ॥

દ્વાત્રિંશત્દ્વાત્રિંશિકા, દશમી બત્રીશી, શ્લોક પ્રથમ.

એમ લાગે છે. 'ચિત્તવૃત્તિનો નિરોધ એટલે યોગ' એમ જે પતંજલિ યોગનું લક્ષણ આપે છે તે ઉચિત નથી તે વાત આગળ સ્પષ્ટ રીતે જણાશે.

### યોગપ્રાપ્તિનો સમય

યોગભૂમિકા પર કરેલા વિવેચનથી જાણવામાં આવ્યું હશે કે ઓઘદૃષ્ટિ તજી યોગદૃષ્ટિમાં પ્રાણી આવે તે પહેલાં તે અનંત પુદ્‌ગલપરાવર્ત કર્યા કરતો હોય છે અને જ્યારે તે અંતિમ પુદ્‌ગલપરાવર્તમાં આવે છે ત્યારે જ તેને યોગદૃષ્ટિ પ્રાપ્ત થાય છે. એનું કારણ એ છે કે યોગ અંતરંગનો વિષય છે એથી બાહ્ય દૃષ્ટિથી લોકપંક્તિ અનુસાર કદાચ ગમે તેટલી ક્રિયા કરવામાં આવે અને દેખાવથી ત્યાગ-વૈરાગ્ય પણ બતાવવામાં આવે તેથી યોગપ્રાપ્તિ થતી નથી. માર્ગાનુસારી-પણું પણ અંતિમ આવર્તમાં જ પ્રાપ્ત થાય છે, તેથી સંસારરસિક ભવાભિનંદી પ્રાણીને યોગજ્ઞાન અથવા યોગપ્રક્રિયા સંભવતી નથી. ઉપર ચતુર્થ ભૂમિકા પ્રાપ્ત થયા પછી વેદ્યસંવેદ્ય પદનું લક્ષણ બતાવતાં ભવાભિનંદી જીવનું સ્વરૂપ બતાવ્યું છે તે ઉપરથી તે જણાયું હશે.

અતઃપર્યંત પ્રાણી ક્ષુદ્ર, યાંચાશીલ, દીન, મત્સરી, ભયવાન, માયાવી, અજ્ઞ અને વંધ્ય ક્રિયા કરનાર હોય છે. એ ઉત્કૃષ્ટ ભૂમિકાની પહેલાં અવેદ્યસંવેદ્ય પદમાં જેવી સ્થિતિ હોય છે તેથી પણ વધારે ખરાબ સ્થિતિ ઓઘદૃષ્ટિમાં વર્તતા પ્રાણીની હોય છે. લોકોની પ્રીતિ પ્રાપ્ત કરવાના હેતુથી અથવા પોતાની માનપૂજા વધારવાના હેતુથી અંતઃકરણની મલિનતા સાથે જે

બાહ્ય દૃષ્ટિથી શુભ ક્રિયા કરવામાં આવે તેને પણ લોકપંક્તિ કહેવામાં આવે છે. અને તે અંતિમ પહેલાંના સર્વ પુદ્‌ગલાવર્તમાં પ્રાણીને વર્તતી હોય છે. આથી ઉપર ઉપરથી શુભ ક્રિયા કરનાર પણ યોગભૂમિકામાં આવ્યા વગરનો હોય છે એ ખાસ સમજવા જેવું છે. ઘણા દંભી પ્રાણીઓ પોતે ભૂમિકારૂઢ છે એમ બતાવી લોકોને છેતરવા પ્રયત્ન કરે છે તેનાથી બચી જવાની ખાસ જરૂર છે.

જ્યાં સુધી અંતઃકરણપૂર્વક અંતરંગ દૃષ્ટિથી વિશિષ્ટ પ્રવૃત્તિ કરવામાં આવતી નથી, ત્યાં સુધી યોગભૂમિકા પ્રાપ્ત થાય એ અસંભવિત છે. મહાન ધર્મની બાબતમાં પણ બોધની અલ્પતા હોય અને મોટી મોટી ક્રિયાઓ કે તેના આડંબરો કરવામાં આવે તો તેથી લાભ થતો નથી, એટલું જ નહિ, પણ તે સર્વ ક્રિયાઓ વિપરીત ફળ આપનાર થાય છે. ક્રિયા મોટી છે તેથી ખેંચાઈ જવાનું નથી. તે ક્રિયાથી લાભ પ્રાપ્ત કરવા કેવા વિચાર–ઉચ્ચારની સાથે જરૂર રહેલી છે એ ખાસ વિચારવા યોગ્ય છે અને એને અંગે લક્ષ્યમાં રાખવાની ખાસ હકીકત એ છે. લોકાચારને અનુસરવાને બદલે અંતરંગ વૃત્તિ ભેદાય તેના ઉપર બહુ આધાર રહે છે. આથી આ લોકપંક્તિને સમજવાની બહુ જરૂર છે.

## બાહ્ય લોકપંક્તિ : યોગાભાસ

બાહ્ય દૃષ્ટિથી લોકપંક્તિ અનુસાર દાન, સંભાષણ, સન્માન વગેરે શુભ ફળ આપે છે, પણ જે વિશિષ્ટ ધર્મપ્રાપ્તિના હેતુથી તે ક્રિયાઓ કરવામાં આવે છે તે હેતુ તેથી જરા પણ સિદ્ધ

થતો નથી. મતલબ, જેમ કેટલીક વખત ધનપ્રાપ્તિ માટે ક્લેશ કરવામાં આવે છે, પણ યથાયોગ્ય પ્રવૃત્તિના અભાવે, ક્લેશને પરિણામે પણ, ધનની પ્રાપ્ત થતી નથી, પણ ક્લેશ થાય છે, તેમ લોકપંક્તિ અનુસાર બાહ્ય ક્રિયા કરવાથી પુણ્યપ્રાપ્તિ થાય છે, પણ યોગદૃષ્ટિએ મનકામના અધમ–પૌદ્ગલિક હોવાથી, નિયાણાવાળા સાધુઓની સંયમક્રિયા માફક, ધર્મપ્રાપ્તિ જરા પણ થતી નથી; તેથી જેની પ્રાપ્તિને અંગે એ ક્રિયાઓ કરવામાં આવી હોય છે તેની અપેક્ષાએ તે તદ્દન નિષ્ફળ નીવડે છે. તદ્દન મૂર્ખ પ્રાણી સંમૂર્ચ્છિમની પેઠે અનાભોગથી ક્રિયા કરે તેના કરતાં આ ક્રિયા કાંઇક સારી ગણાય, પણ તત્ત્વદૃષ્ટિએ તેમાં કર્મ–શુભાશયોની પ્રાપ્તિ ન હોવાથી એ ક્રિયા તદ્દન નકામી છે.

## કર્મ–શુભાશયો

કર્મ-શુભાશયો, જે ક્રિયાશુદ્ધિના હેતુ છે, તે પાંચ છે. યોગને અંગે કેટલી પ્રગતિ થઇ છે તેના દર્શન તરીકે તેની ઘણી અગત્યતા હોવાથી તે પર ખાસ વિચાર કરવાની જરૂર છે. એનાથી ક્રિયાશુદ્ધિ કેટલી થઇ છે એ બહુ સારી રીતે જણાય છે અને તેને અંગે યોગમાં પ્રગતિ કેટલી થઇ તે પર ખાસ ધ્યાન રહે છે. એ પાંચ કર્મ-શુભાશયો આ પ્રમાણે છે : **પ્રણિધાન, પ્રવૃત્તિ, વિઘ્નજય, સિદ્ધિ અને વિનિયોગ.**

**પ્રણિધાન** એટલે ક્રિયાનિષ્ઠપણું. તે એટલું સુંદર હોય છે કે વિહિત રીતે જે જે ક્રિયાઓ બતાવવામાં આવેલી હોય છે તે કરવામાં આવે છે અને ધર્મસ્થાનથી અવિચલિત સ્વભાવ

પ્રાપ્ત થાય છે; તેની સાથે આ પ્રણિધાન–આશયમાં પોતાના ધર્મસ્થાનથી નીચેના સ્થાનમાં વર્તતા પ્રાણી ઉપર તેને દ્વેષ આવતો નથી, પણ કરુણા આવે છે. તેનો સંસારભાવ અથવા ગુણહાનિ જોઈને તેઓ ઉપર દયા આવે છે, પણ તેના ઉપર વૈરબુદ્ધિ થતી નથી; પરોપકારનાં કાર્યને તે બહુ સુંદર માને છે અને તેનું મન સાવદ્ય વસ્તુના ત્યાગપૂર્વક નિરવદ્યને આચરનાર હોવાથી પાપથી રહિત થાય છે. આવી રીતે પ્રથમ 'પ્રણિધાન'–આશયને અંગે આવા સુંદર આશય પ્રાપ્ત થાય છે.

બીજા **પ્રવૃત્તિ**–આશયમાં અધિકૃત ધર્મવિષયમાં બરાબર પ્રવૃત્તિ થાય છે. તેમાં એટલું ખાસ ધ્યાન ખેંચનારું છે કે ધર્મવિષયમાં પોતે જે પ્રયત્ન કરતો હોય છે તેનાથી અધિક અધિક પ્રયત્ન કર્યા કરે છે, અને તેને તેમાં જરા પણ ખેદ આવતો નથી. વળી, એ પ્રવૃત્તિ એવી સ્થિર થાય છે કે એને અન્ય અભિલાષ કદાપિ થતો નથી. એટલે પોતાના અધિકૃત વિષયમાં તે એકમનથી કામ ચલાવ્યા કરે છે અને તેમાં જ તેને આનંદ આવે છે. તે એક વિષયમાંથી બીજા વિષયમાં માથું નાખ્યા કરતો નથી, પણ સ્થિરતાથી એક સાધ્ય વિષયને ખંતથી સાધ્યા કરે છે અને તેના મનની પરિણતિ સ્થિર હોય છે એટલે પોતે જે વિષય ઉપર સાધના માંડે છે તેમાં એકાગ્ર સ્થિરતા રહે છે. આવા શુભ આશયને '**પ્રવૃત્તિ**' કહેવામાં આવે છે.

ત્રીજા **વિઘ્નજયાશય**માં બાહ્ય-અંતર વ્યાધિ અને મિથ્યાત્વ પર જય મેળવવા માટે યત્ન થાય છે. જેમ અમુક માર્ગે પ્રવૃત્તિ કરતાં રસ્તામાં કાંટા હોય તે દૂર કરવામાં આવે છે

તેમ બાહ્ય વ્યાધિઓ અને શીત, ઉષ્ણાદિક પર **જય મેળવવામાં** આવે છે. જ્વર વગેરે અંદરના વ્યાધિનો નાશ કરવો તે અંતર વ્યાધિજય કહેવાય છે અને મોહદિશાશૂન્યત્વરૂપ મિથ્યાત્વ પર જય મેળવવો તે તૃતીય મિથ્યાત્વજય કહેવાય છે. બાહ્ય અને આંતર વ્યાધિ તથા મિથ્યાત્વરૂપ વિઘ્નો પ્રગતિ કરવામાં બહુ અડચણ કરનાર થાય છે. તે પર જય મેળવવાથી મહાન્ લાભ થાય છે, એ તૃતીય 'વિઘ્નજય' રૂપ શુભાશય સમજવો.*

ચોથા **સિદ્ધિરૂપ** આશયમાં તાત્ત્વિક અભ્યાસથી થયેલા ધર્મની પ્રાપ્તિ થાય છે. અભ્યાસ કરનારને થતી ધર્મપ્રાપ્તિ અહીં ઉપયોગી નથી, પણ અભ્યાસ થયાપછી થયેલી પ્રાપ્તિ કામની છે. એનું લક્ષણ એ છે કે એમાં સાક્ષાત્ અનુભવ થાય છે. એટલે આત્માનું આત્મા વડે આત્મામાં જ્ઞાન થાય એને અનુભવ કહેવામાં આવે છે, તદ્રુપ તેની પ્રાપ્તિ થાય છે અથવા પ્રાપ્તિમાં અનુભવ સાથે સહચારી હોય છે. પોતાથી હીન ઉપર કૃપા-દયા

---

* આ વિઘ્નજય-આશયને જરા વધારે સ્પષ્ટ કરીને સમજવાની જરૂર છે. ષોડશક ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે કે કોઈ ઇષ્ટ નગર તરફ ગમન કરતા મનુષ્યે ત્રણ પ્રકારના ભયથી સાવચેત રહેવાની જરૂર પડે છે. ૧. માર્ગમા કાટા હોય તેની પીડા દૂર કરવા માટે પગમાં જોડા પહેરી લેવા કે જેથી તેને નકામી માર્ગની પીડા ન થાય. ૨. રસ્તે પ્રયાણ કરતાં જો તેને જ્વરાદિ વ્યાધિ થઈ આવે તો તેનું પ્રયાણ આગળ ચાલી શકતું નથી, શરીરની અસ્તવ્યસ્ત સ્થિતિ થઈ જાય છે અને ધારેલી ગતિ અટકી પડે છે જ્વરાદિ વ્યાધિનો જ્યારે સર્વથા નાશ થાય ત્યારે જ તેનું પ્રયાણ આગળ થઈ શકે છે. ૩. પ્રથમના બે પ્રકારનાં વિઘ્નોને દૂર કરવા છતાં પણ તેણે ખાસ સંભાળવાની એક ત્રીજી બાબત રહે છે અને તે એ છે કે દિગ્મોહથી પોતે ખોટી દિશાએ અથવા કુમાર્ગે

આવે છે, મધ્યમ પ્રાણીઓ ઉપર ઉપકાર કરવાની બુદ્ધિ રહે છે અને પોતાથી ઉત્તમ પ્રાણીઓ તરફ વિનય કરવા રુચિ રહે છે. આ 'સિદ્ધિ'રૂપ ચતુર્થ આશય સમજવો.

પાંચમાં વિનિમય શુભ આશયમાં પોતાથી વ્યતિરિક્ત પ્રાણીને ધર્મમાં જોડવાની બુદ્ધિ અને તે માટે દૃઢ પ્રયત્નને 'વિનિયોગ'રૂપ શુભ આશય કહેવામાં આવે છે.

---

ચાલ્યો જતો ન હોય. આથી પોતાના સાધ્ય નગરનું સત્ય અવ્યાહત હોવું જોઈએ અને ગમે તેટલા પ્રયત્નથી પણ તે દિશા ભુલાય નહિ એવી તેની પ્રવૃત્તિ હોવી જોઈએ. જો આ બાબતમાં સ્ખલના થાય તો પ્રથમના બે વિઘ્નજયો કર્યા હોય તે પણ નકામા થઈ પડે છે. તેવી રીતે યોગપ્રગતિ કરતાં ત્રણ વિઘ્નો અહીં બતાવવામાં આવ્યાં છે તેના પર વિજય મેળવવાની આવશ્યકતા બતાવવારૂપ આ ત્રીજો આશય છે.

અહીં ત્રણ પ્રકારનાં જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ વિઘ્નો થાય છે. તે આ પ્રમાણેઃ શીત, આતપ વગેરેથી ધર્માચારમા જે ક્ષતિ થાય તે પ્રથમ જઘન્ય વિઘ્ન; કુટુંબ, ધન, ધાન્યને અંગે ધર્માચારમાં ક્ષતિ થાય તે મધ્યમ વિઘ્ન અને મિથ્યાત્વ–સાધ્યદશાના અસ્ખલિત બોધના અભાવને અંગે ચિત્તપરિણતિને વ્યાઘાત થાય અને પોતાની પ્રવૃત્તિ અટકે તે ઉત્કૃષ્ટ વિઘ્ન. આ ત્રણે પ્રકારનાં માર્ગનાં વિઘ્નો પર જય મેળવવો એ ઉપરોક્ત ત્રણ પ્રકારનો વિઘ્નજય સમજવો. આ ત્રણ પ્રકારના વિઘ્ન-જયરૂપ આશય હોય તો જ પરિણતિ સુધરતી જાય અને પ્રવૃત્તિની પવિત્રતા સવિશેષપણે પ્રાપ્ત થતી જાય છે.

અહીં ખાસ લક્ષ્યમાં રાખવાની જરૂર છે કે આશયભેદોના વર્ણન પ્રસંગે પ્રવૃત્તિ, વિઘ્નવિજય વગેરે પર વિચારણા છે. એક સામાન્ય વિચાર હોય, એક અમુક પ્રવૃત્તિનો વિચાર હોય અને પ્રારબ્ધ પ્રવૃત્તિને ઠેઠ સુધી ગમે તેવાં વિઘ્નો આવે તોપણ તેને દૂર કરી પહોંચાડવી

આ પાંચ પ્રકારના આશય વગર ગમે તેટલી ક્રિયા કરવામાં આવે તે ધર્મપ્રાપ્તિ માટે થતી નથી અને કેટલીક વખત ઊલટી નુકસાન કરનાર પણ થાય છે. આવી ક્રિયાઓ નુકસાન કરનારી કેવી રીતે થાય છે તે પણ સમજવા યોગ્ય છે. જ્યાં શુભ આશય ન હોય ત્યાં પ્રાણી પોતાની જાતને છેતરી અજ્ઞાનતાથી અથવા દંભથી એમ માને છે કે પોતે ઉન્નતિક્રમમાં આવેલ છે; હવે જ્યારે તેનામાં તે કાંઈ હોય નહિ ત્યારે તે ઊલટાં તીવ્ર કર્મો બાંધી સંસાર વધારી મૂકે છે. કોઈ પણ પ્રાણી યોગભૂમિકા પામ્યો છે કે નહિ તેનો નિર્ણય કરવા માટે જેમ પ્રથમની ભૂમિકાઓમાં વિવેચન બતાવ્યું છે, તેમ આ પાંચ આશયો દર્શક તરીકે બહુ ઉપયોગી છે. યોગી, વેશધારી વગેરેના સંબંધમાં વિચાર કરતાં આ આશયો કેટલે દરજ્જે પૂર્ણ થાય છે અથવા તેઓમાં તેમાંનું કાંઈ પણ છે કે નહિ તે ખાસ વિચારવાનું છે.

હકીકત એમ છે કે જ્યાં સુધી અંતરંગ આશય, જેને 'ભાવ' કહેવામાં આવે છે, તે જાગ્રત થતો નથી ત્યાં સુધી ઉત્ક્રાન્તિ થતી

---

અને તેનો નિર્વાહ કરવો એ ત્રણ આશયો અને હવે પછી કહેવામાં આવશે તે સિદ્ધિ અને વ્યવસ્થા સંબંધમાં એક અમુક વર્તન લઈ તેને અંગે કેવો અનુભવ થાય છે, તે કરવાની પ્રવૃત્તિ, તેના વિઘ્નજયો વગેરે પર કેવી પ્રવૃત્તિ થાય છે અને તેમા કેટલી વિચારણાશુદ્ધિ થાય છે તે વિચારવાથી જણાઈ આવશે. આ પાચે આશયનો વિષય યોગના દૃષ્ટિબિન્દુથી ખાસ સમજવા યોગ્ય છે અને ખાસ કરીને તેને સમજવા માટે અમુક પ્રામાણિકપણાનું, સત્ય બોલવાનું કે એવું કોઈ વર્તન મન પર લઈ તેને અમલમાં મૂકવાને અંગે આ પાચે આશયો કેવી રીતે કામ કરે છે તે લક્ષ્યપૂર્વક વિચારવાથી તેનું મહત્ત્વ અને પ્રત્યેકનું વિવક્ષિત કાર્ય લક્ષ્યમાં આવી જશે.

નથી અને એવો ભાવ અંતિમ પુદ્‌ગલપરાવર્તમાં સાધ્યની નજીક પ્રાણી આવે ત્યારે જ થાય છે. જેમ રસવેધથી લોહનું સુવર્ણ થાય છે, તેમ ભાવથી ક્રિયાનું મોક્ષહેતુત્વ થાય છે. એક કૂવો ખોદવો હોય તો ખનનના કાર્યને ક્રિયા સાથે સરખાવી શકાય, પરંતુ અંદર પાણીની શિરાઓ ઉત્પન્ન થવી તેને ભાવ સાથે સરખાવી શકાય. મતલબ, જળપ્રવાહનું આગમન તો ભાવથી જ થાય છે, ખાલી કૂપ ખણવાથી કાંઈ લાભ થતો નથી. જેમ તૃણની અંદર ઘીનો ભાવ શોધવો તેમ ક્રિયામાં યોગ શોધવો એ બરાબર છે. તૃણ જંગલમાં હોય તેમાં ઘી નથી, પરંતુ ગાય તેને ખાય, પચાવે, તેનું દૂધ થાય, તેનું દહીં થાય, તેને વલોવવામાં આવે, તેનું માખણ થાય, તેને તાવવામાં આવે, ત્યારે ઘી થાય છે, તેવી જ રીતે અંતિમ પહેલાંના આવર્તમાં પ્રાણીમાં યોગ્યતા હોય છે તોપણ તે અંદર પડી રહે છે, વ્યક્ત થઈ શકતી નથી. આ સાથે એટલું પણ લક્ષ્યમાં રાખવાની જરૂર છે કે ગાય જેમ ઘાસ ખાધા વગર જીવી શકતી નથી અને ઘાસ ન ખાય તો દૂધની પ્રાપ્તિ પણ થતી નથી, તેમ શુભ અધ્ય-વસાય પણ ક્રિયાની શુદ્ધિ અને શુદ્ધ ક્રિયાની પ્રવૃત્તિ વગર ટકી શકતા નથી અને તે વગર ઇચ્છિત ફળની પ્રાપ્તિ થતી નથી.

ગૃહસ્થલિંગે કૈવલ્યદશા પ્રાપ્ત કરનાર અથવા અન્ય લિંગે તે દશા પામનારનું આયુષ્ય બે ઘડીથી વધારે હોય તો જરૂર તે સાધુપ્રવૃત્તિ અને સાધુવેશ ધારણ કરે છે એમ શાસ્ત્રકાર કહે છે તેનું આ કારણ છે. પ્રવૃત્તિ અને પરિણતિ બન્નેનો અરસપરસ આવી રીતે સાપેક્ષભાવ રહે છે એ વાત બહુ લક્ષ્યમાં રાખવા યોગ્ય છે. સાથે એ પણ લક્ષ્યમાં રાખવાનું

છે કે પરિણતિની શુદ્ધિ સાધ્ય છે અને ક્રિયાફળનો આધાર તેના ઉપર જ રહે છે. ઘાસ ગમે તેટલું સારું હોય તોપણ રોગી કે મડદા જેવી ગાય તે ખાય તો તેનાથી દૂધની પ્રાપ્તિ થતી નથી. આથી ગાયની સારી સ્થિતિ દૂધને અંગે જેટલી જરૂરની છે તેવી જ રીતે અત્રે શુભ અધ્યવસાય-સ્થિતિ સમજવી. આવી રીતે આપણે યોગનું લક્ષણ અને તેની પ્રાપ્તિનો સમય અને તેને બતાવનારા આશયો વિચાર્યા. હવે આપણે યોગના ભેદો સંબંધી વિચાર કરીએ.

## યોગના ભેદો

યોગની પ્રાપ્તિને અંગે અનેક ગુણો ઉત્પન્ન થાય છે, અનુક્રમ પ્રમાણે ચારિત્રના ભેદો પ્રાપ્ત થાય છે અને ભૂમિકા પ્રમાણે ઉન્નતિમાં વધારો થતો જાય છે અને ક્રમસર પ્રગતિ થતી જાય છે. યોગનું સ્વરૂપ સમજવા માટે યોગના કેટલાક વિભાગો પાડી તેનું સ્વરૂપ બતાવવા યોગવિજ્ઞાનીઓએ પ્રયાસ કર્યો છે તેના જુદી જુદી રીતે પાડેલા ભેદો પર આપણે હવે વિચાર કરીએ. ત્યાં ખાસ કરીને સમ્યગ્ શ્રદ્ધાન અને બોધ થયા પછી દેશથી અથવા સર્વથી ચારિત્રની પ્રાપ્તિ થાય છે, તે યોગને અંગે બહુ અગત્યની છે. ચારિત્રના જેટલા ભેદો છે તે એક દૃષ્ટિએ યોગના ભેદો છે એમ સમજી લેવું. સદરહુ ચારિત્રની ભિન્નતાનાં કારણ બીજા દૃષ્ટિબિન્દુથી જોતાં યોગના પાંચ વિભાગ કરવામાં આવ્યા છે તે આપણે વિચારીએ. તે પાંચ ભેદ આ પ્રમાણે છે: **અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિસંક્ષય.**

## ૧. અધ્યાત્મયોગ

**વૃત્તિયુક્ત પ્રાણી ઔચિત્ય જાળવીને મૈત્ર્યાદિ ભાવ-સંયુકત શિષ્ટવચનાનુસાર તત્ત્વચિંતવન કરે તે ચિંતવનને યોગીઓ 'અધ્યાત્મ' કહે છે.** અધ્યાત્મ સંબંધી ઘણી જગ્યાએ ઉલ્લેખ કરવામાં આવે છે; આ લેખકે તેના સંબંધમાં અધ્યાત્મકલ્પદ્રુમના ઉપોદ્‌ઘાતમાં એક લેખ લખ્યો છે; પરંતુ અધ્યાત્મ શબ્દની જે વ્યાખ્યા અહીં આપવામાં આવી છે તે કંઈક નૂતન છે. એ વ્યાખ્યા શ્રીમાન્ યશોવિજયજી મહારાજે યોગભેદદ્વાત્રિંશિકામાં* આપી છે. તેના દરેકેદરેક શબ્દ પર વિચાર કરવો યોગ્ય છે. 'વૃત્તિયુક્ત પ્રાણી' એમ જે અધ્યાત્મ શબ્દની વ્યાખ્યામાં કહેવામાં આવ્યું છે, તે સમ્યગ્-બોધપૂર્વક અણુવ્રત અથવા મહાવ્રતરૂપ યમોને ધારણ કરનાર પ્રાણીને વ્યપદેશીને લખાયું છે એમ સમજવું. અહીં અધ્યાત્મ શબ્દ મોક્ષના કારણ તરીકે સિદ્ધિ પામેલ યોગના ભેદ તરીકે જણાવેલ છે. તેની યોગ્યતા સમ્યક્ત્વ થયા પછી જ પ્રાપ્ત થાય છે, એમ આ વ્યાખ્યા ઉપરથી સિદ્ધ થાય છે. એ પહેલાંની પ્રથમની ચાર ભૂમિકામાં પણ સામાન્ય પ્રકારનો યોગ હોય છે તેનો અત્ર સમાવેશ થતો નથી અને તેને માટે આગળ ઇચ્છા-યોગ વગેરે ભેદ પાડવામાં આવશે તેના પરના વિવેચનથી આ વાત વધારે સ્પષ્ટ થશે.

યોગમાં તદ્દન નીચી ભૂમિકાએ રહેલાનો યોગ એટલો સામાન્ય છે કે તેના સંબંધમાં વક્તવ્યતા બહુ અલ્પ છે. અહીં જે અધ્યાત્મની વાત કરી છે તે પંચમ ભૂમિકા–દૃષ્ટિ પર આરૂઢ

---

* દ્વા. દ્વા., અઢારમી બત્રીશી, શ્લોક ૨.

થયેલા પ્રાણીની છે એમ વ્યાખ્યા ઉપરથી જણાય છે. આવો પ્રાણી ઔચિત્યપૂર્વક કરે એમ કહ્યું તે ઉચિત પ્રવૃત્તિ કરે એમ સમજવું. આવા યોગમાં પ્રગત પ્રાણીની પ્રવૃત્તિ પોતાના આગળ વધેલા ગુણને અનુરૂપ જ હોય છે. આવો પ્રાણી મૈત્ર્યાદિ ભાવ, જેના પર હવે પછી વિચાર કરવામાં આવશે, તેથી સંયુક્ત થઈ મહાઋષિઓએ બતાવેલ આગમાનુસાર તત્ત્વચિંતવન કરે તેનું નામ અધ્યાત્મ છે. જીવ, અજીવાદિ તત્ત્વ, કર્મસ્વરૂપ, ચેતનનો સંબંધ વગેરે અનેક આત્મિક બાબતોનો શાસ્ત્રરીતિ અનુસાર વિચાર–ચિંતવન તેનું નામ અધ્યાત્મ છે. આ તત્ત્વચિંતવનને અંગે ઔચિત્ય, વ્રતસમવેતત્વ, આગમાનુસારિત્વ અને મૈત્ર્યાદિભાવસંયુક્તત્વ એ ચારે વિશેષણો એટલાં અગત્યનાં છે કે એના પર વિચાર કરવાથી મહાન સત્યો દૃષ્ટિ સમીપ ખડાં થઈ જશે. આ ચારે વિશેષણો અધ્યાત્મ-યોગની ઉપર જણાવેલી વ્યાખ્યાને અંગે પ્રાપ્ત થાય છે, તે સદરહુ વ્યાખ્યા ફરી વાર વાંચી જવાથી સમજાશે.

અહીં "મૈત્ર્યાદિભાવસંયુક્ત" એવું જે વિશેષણ તત્ત્વ-ચિંતવનને અંગે આપવામાં આવ્યું તે **મૈત્રી, પ્રમોદ, મુદિતા** અને **કરુણા** એ ચાર ભાવના સમજવી. એ ચાર ભાવનાનું સ્વરૂપ અધ્યાત્મકલ્પદ્રુમના પ્રથમ સમતાધિકારમાં સારી રીતે ચર્ચ્યું છે. તેનાથી તદ્દન જુદી રીતે બહુ સંક્ષેપમાં અત્ર તે પર વિચાર કરશું.

સુખચિંતા એટલે **મૈત્રીભાવ.** કોનું સુખ ઇચ્છવું અથવા ચિંતવવું તેના ચાર ભેદ પડે છે. જેણે આપણા ઉપર ઉપકાર કર્યો હોય તેનું સુખ ઇચ્છવું તે ઉપકારીસુખચિંતા. જે પોતાના

સ્નેહી, સંબંધી, મિત્રતા કે સગપણ સંબંધથી થયેલા હોય તેનું સુખ ઇચ્છવું તે સ્વજનસુખચિંતા. જે પ્રાણીઓને પોતે પોતાના ગણ્યા હોય અથવા જેને પોતાના પૂર્વપુરુષોએ પોતાના ગણ્યા હોય તેવા આશ્રિતના સુખનું ચિંતવન તે સ્વપ્રતિપન્નસુખ-ચિંતા. અને ઉપકાર, સંબંધ કે આશ્રયનો ખ્યાલ કર્યા વગર સર્વ પ્રાણીઓનું સુખ ઇચ્છવું તે સામાન્યસુખચિંતા. આ મૈત્રી–ચિંતવન જેના સુખનો વિચાર કરવામાં આવે તેને અંગે કરવામાં આવે છે અને તેના ભેદને અંગે અહીં ચાર ભેદ બતાવવામાં આવ્યા છે. તેના વિષય-સુખનો વિચાર કરીએ તો લૌકિક, કુતીર્થિક, પૌદ્ગલિક, ઐહિક, પારલૌકિક, આત્મીય આદિ અનેક પ્રકારે પ્રચલિત સુખના ભેદો કરી શકાય અને તેવા પ્રકારના સુખના ભેદો લોકોમાં પ્રચલિત છે. ચિંતવન કરનાર પરમ દશાને પ્રાપ્ત થનાર હોવાથી આત્મીય સુખની વિચારણા અત્ર સમજવી. સ્વજનાદિનો વિભાગ એવા પ્રસંગમાં લોકરૂઢિને અનુસરીને બતાવવામાં આવેલ હોય એમ જણાય છે, અથવા પરમ દશા પ્રાપ્ત કરનાર મહાપુરુષની ચિત્તપરિણતિ કેવી વિશાળ હોય છે તેનો ખ્યાલ આપવા સારુ તેવા ભેદો બતાવ્યા હોય એમ જણાય છે. તેનો આશય એવા સુખના ઉપાયો યોજવા તરફ પ્રયત્ન કરવાનું સાધ્ય લક્ષ્યમાં રાખવાનું નિદર્શન હોય એમ લાગે છે.

બીજા કરુણાભાવમાં દુઃખ દૂર કરવાની ઇચ્છા થાય છે, તે ચાર પ્રકારની છે. અજ્ઞાનથી વ્યાધિગ્રસ્ત પ્રાણી દયા ઉશ્કેરે તેવા ગળગળતા શબ્દથી અપથ્ય ભોજન ખાવા માગે તેના પર ખોટી દયા લાવી તેને ભોજન આપવું તે મોહજન્યા કરુણા.

બીજી, દુઃખી પ્રાણીને જોઈને તેને આહાર, ઔષધિ વગેરે જોઈતી વસ્તુ, ધન, ધાન્યાદિ આપવાં તે દુ.ખિતદર્શનજન્યા કરુણા. સુખી પ્રાણીઓને જોઈને તેઓના સુખ ઉપર દયા આવે અને તેઓ કેવી રીતે એવા બાહ્ય સુખના ખોટા ખ્યાલથી બચી અપરિમિત આત્મીય સુખ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થાય એવી ઈચ્છા તે સંવેગજન્યા કરુણા. અને કુદરતી રીતે અન્ય ઉપર કરુણા આવે, જેમ ભગવાનને 'સવિ જીવ કરું શાસનરસી' એવો ભાવ થાય, તે સ્વાભાવિક—અન્યહિતયુતા કરુણા.

ત્રીજો **મુદિતા**ભાવ પ્રાણીઓનાં સુખને જોઈ રાજી થવારૂપ છે. એના પણ ચાર પ્રકાર છે. દેખાવમાં સુંદર પણ પરિણામે અત્યંત અહિત કરનાર રોગીને અપથ્ય ભોજનની પેઠે જે વિષયસુખની પ્રાપ્તિ બીજાને થઈ હોય તેમાં સંતોષ થવો તે સુખમાત્ર મુદિતા ભાવ. બીજો, સારા હેતુભૂત સુખમાં સંતુષ્ટ વૃત્તિ, જેમ કે આ ભવનાં સુખ થાય તેવી રીતે મિતાહારાદિપણાથી શરીરસ્વાસ્થ્ય થાય વગેરે રીતે થતાં ઐહિક સુખમાં આનંદ માનવો તે સદ્હેતુ મુદિતાભાવ. ત્રીજો, આ ભવ અને પરભવ બન્નેમાં સુખ થાય તેવો અનુબંધ કરાવનાર શુભ કાર્યો કરનારને તજ્જનિત સુખપ્રાપ્તિ થાય તેમાં સંતોષ પામવો તે સદનુબંધયુતા મુદિતા. અને ચોથો મોહનીય કર્માદિ મહાતીવ્ર કર્મના નાશથી પ્રાપ્ત થતા અવ્યાબાધ સુખમાં જે સંતોષવૃત્તિ થવી તે પરા મુદિતાભાવ. આવા પ્રકારનાં સુખો કોઈ પણ પ્રાણીઓ પ્રાપ્ત કરે, અન્ય કોઈને તે પ્રાપ્ત થાય, તે જોઈ-જાણી મનમાં સંતોષ થાય, અતિ આનંદ થાય અને જરા પણ અસૂયા ન થાય એ ત્રીજો મુદિતા ભાવ.

ચોથો ઉપેક્ષાભાવ માધ્યસ્થ્યયુક્ત હોય છે. એ પણ કરુણાથી, અનુબંધથી, નિર્વેદથી અને તત્ત્વસારથી એમ ચાર પ્રકારે થાય છે. જેમ કોઈ અપથ્ય ખાનાર રોગી ઉપર કરુણા આવવાથી તેને અપથ્ય સેવતાં અટકાવી શકાશે નહિ એમ ધારીને અથવા તેમ કરવાનો પોતાનો અધિકાર નથી એવા ખ્યાલમાં તેને અપથ્ય સેવવાના કાર્યથી નિવારણ કરવામાં ઉપેક્ષા કરે તે કરુણાજન્યા ઉપેક્ષા. ભવિષ્યમાં શું પરિણામ થવું સંભવિત છે એમ વિચાર કરી કોઈ અમુક પ્રવૃત્તિ કરે તેને અટકાવવામાં યત્ન ન કરતાં તે જેમ કરે તેમ કરવા દે તે અનુબન્ધાલોચકારી ઉપેક્ષા. સર્વ સુખ ભોગવી શકે તેવા સંયોગમાં હોય છતાં નિર્વેદથી તેનું પરિણામ જોઈ તે સુખની ઉપેક્ષા કરે તે નિર્વેદજન્યા ઉપેક્ષા. અને સુખ-દુઃખ કેવી રીતે થાય છે તેનો વિચાર કરી પોતાથી અન્ય સર્વ પ્રાણીઓને કાંઈ પણ સુખ–દુઃખ ન થાઓ એવી ઇચ્છાથી થયેલી ભાવના તે તત્ત્વસારા ઉપેક્ષા.

નિષ્પન્ન યોગી આ ચાર ભાવનાને અનુલક્ષીને સુખીની ઈર્ષાનો ત્યાગ કરે છે (મૈત્રી), દુઃખીની ઉપેક્ષાનો ત્યાગ કરે છે (કરુણા), પુણ્યવાન પ્રાણી ઉપર દ્વેષ છોડી દે છે (મુદિતા) અને અધર્મી પ્રાણી ઉપર રાગદ્વેષ બન્ને તજી દે છે (ઉપેક્ષા). ઉપર જે વ્યાખ્યા આપેલી છે તેવા પ્રકારના અધ્યાત્મયોગથી કર્મપ્રકૃતિનો અને ખાસ કરીને પાપપ્રકૃતિનો ક્ષય થાય છે, વીર્યનો ઉત્કર્ષ થાય છે, ચિત્તની સમાધિ થાય છે, વસ્તુસ્વરૂપનો બોધ થાય છે અને અનુભવની જાગૃતિ થાય છે. આ પ્રથમ અધ્યાત્મયોગનું સ્વરૂપ આ પ્રમાણે વિચારવું. એને માટે ગ્રંથાન્તરમાં બહુ વિવેચન છે તે પર અત્ર ઉલ્લેખ કરવાનો અવકાશ નથી,

પરંતુ એ કેવો મહત્ત્વનો વિષય છે તે આટલી હકીકત ઉપરથી સમજવામાં આવી ગયું હશે. આવી રીતે યોગના સર્વ વિષયો પર વિવેચન કરવું જરૂરનું છે. અત્ર તો સંક્ષેપથી તેનો નામનિર્દેશ કરી તે પર બહુ ટૂંક વિવેચન થશે. પ્રસંગે વળી તે સંબંધી વિવેચનો ભવિષ્યમાં કરવામાં આવશે. વાચકો પોતાની મેળે સૂચવેલા ગ્રંથો ગીતાર્થ પાસે બરાબર સમજશે તો આ વિષય બહુ સારી રીતે સમજાશે. યોગ્ય પ્રયત્ન કરવાથી વિષય ગ્રાહ્યમાં અને પ્રક્રિયામાં આવી શકે તેવો છે.

## ૨. ભાવનાયોગ

ભાવનાયોગના સંબંધમાં અત્ર લંબાણથી વિવેચન કરવાની જરૂર નથી. જે અધ્યાત્મના વિષયમાં નિષ્ણાત થયેલ હોય તેણે દરરોજ વધારે વધારે અભ્યાસ કરી વિચારણાપૂર્વક આત્મતત્ત્વનું ચિંતવન કરવું અને અશુભ વિચારનો ત્યાગ કરવો એનું નામ ભાવના કહેવામાં આવે છે. અભ્યાસના સંબંધમાં એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે એ દીર્ઘ કાળ સુધી, આંતરા વગર અને આદરપૂર્વક સેવન કરવામાં આવે છે ત્યારે તે અધ્યાત્મને હૃદયમાં સ્થિર કરે છે. અહીં અભ્યાસ માટે ત્રણ વિશેષણો બતાવ્યાં, જે ખાસ વિચારવા યોગ્ય છે. અને ત્રણે એકસરખી રીતે ઉપયોગી છે.

દીર્ઘ કાળ સુધી ભાવના કરવાનું કહેવાનું કારણ એ છે કે વિભાવસંસ્કારો આ જીવને અનાદિ કાળથી એવા લાગી રહેલા છે કે જ્યાં સુધી તેનો અભિભવ શુભ સંસ્કારોથી દીર્ઘ કાળ સુધી થાય નહિ ત્યાં સુધી ઉક્ત વિભાવસંસ્કારો વારંવાર પ્રાદુર્ભાવ થતા

સંપત્તિ અથવા યૌવન ઉપર આધાર કેવી રીતે રાખી શકાય ? ધર્મશાળાને ઘરનું ઘર માની તેમાં આસક્ત રહેનાર પ્રાણી વસ્તુસ્વરૂપ સમજતો નથી; પોતાની સાધારણ પુંજીના સરવાળા કર્યા કરનાર, સરવૈયાના આંકડા જોઈ રાજી થનાર પોતાનું શું છે તે તપાસવા ઊભો રહેતો નથી; પૃથ્વી કોઈની થઈ નથી, કોઈ સાથે ગઈ નથી અને અત્યાર સુધીમાં તેણે અનેક પતિઓ કર્યા છે. આ પ્રમાણે દરેક વસ્તુ માટે વિચારવું.

વસ્તુ પોતે નિત્ય નથી અને નિત્ય સંબંધ ન હોય તે નકામો છે. જે સંબંધને પરિણામે અંતે વિયોગ જરૂર થાય તે કેવી રીતે કરવા યોગ્ય ગણી શકાય ? અનુત્તર વિમાનનાં અપૂર્વ સુખ ભોગવનાર દેવોનો અંતે ત્યાંથી પાત થાય છે અને થાય છે ત્યારે સુખ ભોગવેલું હોય છે તે પણ કડવું થઈ જાય છે અને પાછા ફરી દુઃખમાં અવતરવું પડે છે. વીજળી અને સંધ્યાના રંગનાં દૃષ્ટાંતો બહુ વિચાર કરીને સમજવા યોગ્ય છે. એ જેટલો વખત ઝબકારો કરે છે કે રંગ આપે છે, તેટલો વખત ઉપર ઉપરથી આનંદ આપે છે, પણ તે ટકતા નથી. આમ સાંસારિક સર્વ વસ્તુઓમાં, વિષયમાં અને તેની પ્રવૃત્તિમાં જણાય છે એ બહુ સૂક્ષ્મ રીતે સમજવું.

મિત્ર, સ્ત્રી, સ્વજન વગેરે સર્વનો સંબંધ આવો અનિત્ય છે, અંતે જરૂર વિયોગ થનાર છે અને, આલંકારિક ભાષામાં કહીએ તો, તે સ્વપ્ન અથવા ઇંદ્રજાળ જેવો છે. સ્વપ્નામાં ગમે તેટલું સુખ ભોગવાય, ઇંદ્રજાળમાં ગમે તેટલી ઋદ્ધિ ખડી થઈ જાય, પણ તે સર્વ ખોટાં છે, તેવી રીતે સ્વજનસંબંધ અંતે ઊડી જનારો છે અને ઊડી જાય ત્યારે મનમાં અનેક

પ્રકારનાં દુઃખ આપનાર થઈ પડે છે. સનત્કુમાર ચક્રવર્તીનો શરીરપ્રેમ વિચારતાં આ વાત દૃઢ થાય છે અને કોઈ પણ સુંદર સ્ત્રીની વૃદ્ધાવસ્થામાં શારીરિક સ્થિતિ જોતાં એ વાતનું રહસ્ય સમજાય છે. આયુષ્ય અસ્થિર છે, જળના પરપોટા જેવું છે અને મોટા માંધાતા જેવા રાજાઓ પણ અંતે સર્વ છોડીને ચાલ્યા ગયા છે, એ વાત વારંવાર વિચારવા યોગ્ય છે, વિચારીને એના અંતરમાં રહેલ સંબંધનું અનિત્યત્વ સમજવા યોગ્ય છે અને એવી રીતે વારંવાર વિચારવાથી ચેતનના પરવસ્તુ સાથેના સંબંધનું અનિત્યત્વ હૃદયમાં ઊતરી જાય તેમ છે. ચિદાનંદઘનસ્વરૂપ આત્મા માત્ર નિત્ય છે અને તેમાંથી જે સુખ મળે, જેને માટે અન્ય પર આધાર રાખવો ન પડે, તે જ માત્ર નિત્ય છે અને તેની પ્રાપ્તિને લગતો ઉદ્યમ કર્તવ્ય છે.

૨ અશરણભાવના

બીજી અશરણભાવનામાં પ્રાણી વિચાર કરે છે કે આ સંસારમાં ચેતનને કોઈનું શરણ નથી. તે ગમે તેની ગમે તેટલી પરિચર્યા ઉઠાવે, ગમે તેટલાં નમન કરે, પણ કોઈ તેને શરણ આપનાર થતું નથી. તે ગમે તો વજ્રપિંજરમાં પેસે અથવા ગમે તેનો આશ્રય લે, મુખમાં તૃણ લઈ જનાવરની પેઠે દીનતા બતાવે, પરંતુ જ્યારે તેનો સમય પૂરો થાય છે ત્યારે, યમના તાબામાં તેને ગયા વગર છૂટકો થતો નથી. મોટા ચક્રવર્તી કે દેવતાઓ પણ યમનો દોર અટકાવી શકતા નથી અને ગમે તેટલું કરે તોપણ અંતે મરણ કોઈને છોડતું નથી. કર્મપરાધીન વૃત્તિ જ્યાં સુધી તે સંસારમાં રહે છે ત્યાં સુધી એટલી બધી રહે છે કે ગમે તેટલાં સ્વજન—સંબંધીઓ, સ્નેહીઓ,

રહે છે. વળી, અભ્યાસમાં આંતરો ન પાડવો; દશ વર્ષ અભ્યાસ કરી અધ્યાત્મબળ પ્રાપ્ત કરે અને પાછો એ વરસ મૂકી દે તો વિભાવસંસ્કારો તરત જોરમાં આવી જાય છે અને આદર વગર કરેલ યોગક્રિયા કાંઈ પણ ફળ આપતી નથી અથવા નહિવત્ ફળ આપે છે એ સ્પષ્ટ ગમ્ય હોવાથી આ અભ્યાસ દીર્ઘ કાળ સુધી કરવો, આંતરા રહિત ચાલુ રાખવો અને તે દરમ્યાન અધ્યાત્મ ઉપર અંતઃકરણથી આદર રાખવો.

ભાવના અનેક પ્રકારની છે, પણ નિષ્પન્ન યોગીને માટે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વૈરાગ્ય એ પાંચ વિષયની ભાવના કરવા માટે શિષ્ટ પુરુષો ફરમાવી ગયા છે. એ ભાવનાથી અભ્યાસ વધે છે, વિભાવસંસ્કારો મંદ થાય છે અને એક ભાવના બીજી વિશિષ્ટ ભાવનાઓને જન્મ આપે છે અને એમ ઉત્તરોત્તર પ્રગતિ થતી જાય છે. અહીં ભાવનાયોગમાં બાર ભાવના બતાવી છે તેનું સંક્ષિપ્ત સ્વરૂપ વિચારી જવું પ્રાસંગિક ગણાશે.

બાર ભાવનાનું રહસ્ય

ભાવનાયોગમાં બાર ભાવના, ઉપર જણાવ્યું તેમ, ખાસ અગત્યનો ભાગ ભજવે છે. જ્યાં સુધી ચિત્તમાં ભાવના આવતી નથી ત્યાં સુધી શાંતરસની રેલછેલ થતી નથી અને સાત્ત્વિક ભાવ પ્રગટ થતો નથી. હૃદયને અસર કરનાર હોવાથી ભાવનાઓ યોગમાં ખાસ અગત્યનો ભાગ ભજવે છે. અનેક પ્રકારના મોહથી ચિત્તમાં વ્યાકુળતા રહ્યા કરે છે; એવી વિષાદગ્રસ્ત અવસ્થામાંથી ચિત્તને દૂર રાખનાર અને શાંત ભાવ પમાડનાર ભાવનાઓ વ્યાકુળતા દૂર કરે છે અને સ્વસ્થતા પ્રાપ્ત કરે છે. આર્ત્ત અને

રૌદ્ર ધ્યાનમાં આસક્ત પ્રાણીઓ જ્યાં સુધી આ ભાવનાઓનો અભ્યાસ પાડતા નથી, વારંવાર તેને આદરતા નથી, નિરંતર તેમાં આસક્ત થતા નથી, ત્યાં સુધી વિભાવમાં આસક્ત ચિત્ત વારંવાર સંસાર તરફ ઘસડાઈ જાય છે, સંસારના ઉપર ઉપરથી ઊજળા લાગતા ભાવોમાં લપટાઈ જાય છે અને પરભાવમાં સ્વબુદ્ધિ કરી તદ્રસિક થઈ પડે છે. શાંતરસ અતિ અદ્ભુત છે, મોક્ષસુખની વાનકી છે, સુખની પરાકાષ્ઠા છે, સ્થિરતાનું કેંદ્ર છે, શમનું સરોવર છે. એ સંસારભાવનું વિરસપણું શાંત પણ ચોક્કસ રીતે બતાવી ચેતનને ઉદાત્ત બનાવે છે, પ્રગતિમાં મૂકે છે અને તેનો પગ પ્રગતિમાં પાછો ન હઠે એવી મજબૂત પીઠિકા આપે છે. એ શાંત ભાવ બતાવવા સારુ બાર ભાવના પર વિચાર કરવાનો છે. બહુ સંક્ષેપમાં તેનું સ્વરૂપ આપણે અહીં જોશું તો તે પરથી તેની મહત્તા અતિ વિશિષ્ટ છે તે જણાશે.

૧ અનિત્યભાવના

પ્રથમ અનિત્યભાવનામાં પ્રાણી વિચારે છે કે આ સંસારમાં પ્રાણી સંપત્તિ ઉપર રાચેમાચે છે, પણ એ તો ચિર કાળ ટકતી નથી, અનેકને સંપત્તિ છોડી ચાલી જાય છે તે નજરે જોયું છે, ઘણા પ્રાણીઓ મોટી સંપત્તિના માલિક હોય તેને ભીખ માગતા જોયા છે, ત્યારે એવી અસ્થિર સંપત્તિ ઉપર આધાર કેમ રખાય ? પ્રાણી પોતાના યૌવનમાં મસ્ત રહે તે પણ તે કાયમ ટકતું નથી, વૃદ્ધાવસ્થા જરૂર પ્રાપ્ત થાય છે ત્યારે, અથવા તે પહેલાં, વ્યાધિથી શરીર ખરાબ થાય છે, શરીર પોતે અનિત્ય છે, અંતે પડવાનું છે અને કોઈનો અમરપટો અત્રે છે જ નહિ. આકાશમાં વીજળીનો ચમકારો થાય તેટલો વખત જ ટકે તેવી

સંપત્તિ અથવા યૌવન ઉપર આધાર કેવી રીતે રાખી શકાય ? ધર્મશાળાને ઘરનું ઘર માની તેમાં આસક્ત રહેનાર પ્રાણી વસ્તુસ્વરૂપ સમજતો નથી; પોતાની સાધારણ પુંજીના સરવાળા કર્યા કરનાર, સરવૈયાના આંકડા જોઈ રાજી થનાર પોતાનું શું છે તે તપાસવા ઊભો રહેતો નથી; પૃથ્વી કોઈની થઈ નથી, કોઈ સાથે ગઈ નથી અને અત્યાર સુધીમાં તેણે અનેક પતિઓ કર્યા છે. આ પ્રમાણે દરેક વસ્તુ માટે વિચારવું.

વસ્તુ પોતે નિત્ય નથી અને નિત્ય સંબંધ ન હોય તે નકામો છે. જે સંબંધને પરિણામે અંતે વિયોગ જરૂર થાય તે કેવી રીતે કરવા યોગ્ય ગણી શકાય ? અનુત્તર વિમાનનાં અપૂર્વ સુખ ભોગવનાર દેવોનો અંતે ત્યાંથી પાત થાય છે અને થાય છે ત્યારે સુખ ભોગવેલું હોય છે તે પણ કડવું થઈ જાય છે અને પાછા ફરી દુઃખમાં અવતરવું પડે છે. વીજળી અને સંધ્યાના રંગનાં દૃષ્ટાંતો બહુ વિચાર કરીને સમજવા યોગ્ય છે. એ જેટલો વખત ઝબકારો કરે છે કે રંગ આપે છે, તેટલો વખત ઉપર ઉપરથી આનંદ આપે છે, પણ તે ટકતા નથી. આમ સાંસારિક સર્વ વસ્તુઓમાં, વિષયમાં અને તેની પ્રવૃત્તિમાં જણાય છે એ બહુ સૂક્ષ્મ રીતે સમજવું.

મિત્ર, સ્ત્રી, સ્વજન વગેરે સર્વનો સંબંધ આવો અનિત્ય છે, અંતે જરૂર વિયોગ થનાર છે અને, આલંકારિક ભાષામાં કહીએ તો, તે સ્વપ્ન અથવા ઇંદ્રજાળ જેવો છે. સ્વપ્નામાં ગમે તેટલું સુખ ભોગવાય, ઇંદ્રજાળમાં ગમે તેટલી ઋદ્ધિ ખડી થઈ જાય, પણ તે સર્વ ખોટાં છે, તેવી રીતે સ્વજનસંબંધ અંતે ઊડી જનારો છે અને ઊડી જાય ત્યારે મનમાં અનેક

પ્રકારનાં દુઃખ આપનાર થઈ પડે છે. સનત્કુમાર ચક્રવતીનો શરીરપ્રેમ વિચારતાં આ વાત દૃઢ થાય છે અને કોઈ પણ સુંદર સ્ત્રીની વૃદ્ધાવસ્થામાં શારીરિક સ્થિતિ જોતાં એ વાતનું રહસ્ય સમજાય છે. આયુષ્ય અસ્થિર છે, જળના પરપોટા જેવું છે અને મોટા માંધાતા-જેવા રાજાઓ પણ અંતે સર્વ છોડીને ચાલ્યા ગયા છે, એ વાત વારંવાર વિચારવા યોગ્ય છે, વિચારીને એના અંતરમાં રહેલ સંબંધનું અનિત્યત્વ સમજવા યોગ્ય છે અને એવી રીતે વારંવાર વિચારવાથી ચેતનના પરવસ્તુ સાથેના સંબંધનું અનિત્યત્વ હૃદયમાં ઊતરી જાય તેમ છે. ચિદાનંદઘનસ્વરૂપ આત્મા માત્ર નિત્ય છે અને તેમાંથી જે સુખ મળે, જેને માટે અન્ય પર આધાર રાખવો ન પડે, તે જ માત્ર નિત્ય છે અને તેની પ્રાપ્તિને લગતો ઉદ્યમ કર્તવ્ય છે.

૨. અશરણભાવના

બીજી અશરણભાવનામાં પ્રાણી વિચાર કરે છે કે આ સંસારમાં ચેતનને કોઈનું શરણ નથી. તે ગમે તેની ગમે તેટલી પરિચર્યા ઉઠાવે, ગમે તેટલાં નમન કરે, પણ કોઈ તેને શરણ આપનાર થતું નથી. તે ગમે તો વજ્રપિંજરમાં પેસે અથવા ગમે તેનો આશ્રય લે, મુખમાં તૃણ લઈ જનાવરની પેઠે દીનતા બતાવે, પરંતુ જ્યારે તેનો સમય પૂરો થાય છે ત્યારે, યમના તાબામાં તેને ગયા વગર છૂટકો થતો નથી. મોટા ચક્રવતી કે દેવતાઓ પણ યમનો દોર અટકાવી શકતા નથી અને ગમે તેટલું કરે તોપણ અંતે મરણ કોઈને છોડતું નથી. કર્મપરાધીના વૃત્તિ જ્યાં સુધી તે સંસારમાં રહે છે ત્યાં સુધી એટલી બધી રહે છે કે ગમે તેટલા સ્વજન–સંબંધીઓ, સ્નેહીઓ,

સ્ત્રી, પુત્ર કે માતા હોય તે કોઈ કર્મની આડે આવી શકતું નથી. કર્મ તેની અનેક પ્રકારે અસર જણાવ્યા જ કરે છે. આવા વખતમાં પ્રાણીને જો કાંઈ પણ આધાર હોય, કોઈનું પણ શરણ થઈ શકતું હોય, તો તે માત્ર ધર્મનું જ છે, જે કર્મનો ભોગકાળ થાય ત્યારે તેમાં શાંતિ રખાવે છે, નવીન બંધ ઓછો કરાવે છે અને એકંદરે પ્રાણીને પ્રગતિમાં ટેકો આપે છે.

સાધારણ રીતે વૃદ્ધાવસ્થાનું ચાલ્યું જતું જોર, સંપત્તિ ચાલી જવાનો ભય, શારીરિક સ્થિતિ પર ચાલ્યા આવતા વ્યાધિઓ અને સંબંધીઓનો થવાનો વિયોગ પ્રથમ વિચારમાં જ પ્રાણીને મૂંઝવી નાખે છે, થાય છે ત્યારે મહાકષ્ટ આપે છે અને થયા પછી એ પ્રકારની અતિ કિલષ્ટ લાગણી પછવાડે મૂકી જાય છે, એવા વખતમાં પ્રાણીને ટેકો ધર્મ જ આપે છે. એવી વિશિષ્ટ લાગણી જે દેશોમાં નથી ત્યાં અનેક આત્મઘાતના બનાવો બને છે. આ એક જુદી વાત છે. અહીં પ્રાણી વિચાર કરે છે કે આ પ્રાણીને બહારની કોઈ વસ્તુનુ શરણ નથી, ટેકો નથી; તેને તેનાં પોતાનાં કર્મ પ્રમાણે આવવાનું, જવાનું અને સ્થિર થવાનું બને છે અને કર્મ તેનાં અનેક પ્રકારના સારાં-માઠાં ફળો આપ્યાં જ કરે છે. જે વખતે દ્વીપાયન ઋષિએ દ્વારિકાને સળગાવી તે વખતે જે પ્રાણીઓએ શ્રી નેમનાથભગવંતનું શરણ કર્યું તે સર્વ બચી ગયા, બીજા બળી ગયા. એ પ્રમાણે આ સંસારદાવાનળમાં અન્યનુ શરણ મળી શકતું નથી. જેઓ ધર્મનું —જિનવચનનું શરણ કરે છે, તે ભવિષ્યમાં લાભ મેળવી શકે છે. આ અશરણભાવના આત્માને પોતાના ઉપર આધાર રાખતાં શીખવે છે. મોટા મોટા નવ નંદ વગેરે રાજાઓ ચાલ્યા

ગયા, પણ તેની કરેલી સુવર્ણની ડુંગરીઓ તો અહીં જ રહી ગઈ! ચક્રવર્તીઓ ગયા પણ તેણે સાંધેલા છ ખંડ ને ચૌદ રત્નાદિ અહીં જ રહ્યાં. એ સર્વ જોતાં બહારથી કોઈનું શરણ આવી શકતું નથી એ વાત સ્પષ્ટ થાય છે.

### ૩ સંસારભાવના

ત્રીજી **સંસાર**ભાવનામાં સંસારનું સ્વરૂપ વિચારે છે. આ પ્રાણી કર્મને વશ પડીને સંસારમાં કેવા કેવા નાચો નાચે છે તેનો વિચાર જરા અવલોકનદૃષ્ટિથી કરવા યોગ્ય છે. ત્યાં આ જીવનાં ભ્રમણો જુએ તો તે અનેક કુગતિમાં—દુર્ગતિમાં ગયો છે. કોઈ વાર પૃથ્વી, અપ્, અગ્નિ, વાયુમાં રખડ્યો, વનસ્પતિમાં ફર્યો, ટકાનો ત્રણ શેર વેચાયો, બે—ત્રણ—ચાર ઇંદ્રિયોવાળા જીવોમાં ગયો, તિર્યંચના અનેક વેશો લીધા, ઉપર ગયો, નીચે આવ્યો, મનુષ્યગતિમાં અનેક નાટકો ખેલ્યાં, નારકીમાં રેંસાયો, દેવતામાં હાણ્યોમાણ્યો — એવી રીતે અરઘટ્ટઘટ્ટિકાન્યાયે ઉપર ગયો, નીચે ગયો, અફળાયો, કુટાયો અને અનેક રીતે હેરાન થયો, દરેક ગતિમાં અનેક પ્રકારનાં દુઃખો પામ્યો, અનેક પ્રકારની ઉપાધિઓ કરી, અનેક પ્રકારના વિકારો અનુભવ્યા, પણ એક પણ જગ્યાએ પ્રાણી ઠરીને બેઠો નહિ. એણે તૃષ્ણા ખાતર અનેક પાપકાર્યો કર્યાં, અનેકને છેતર્યા, અનેકના પ્રાણ લીધા, પણ એની મનોરથભટ્ટની ખાઈ પુરાણી નહિ. એણે અનેક પ્રાણી પર ક્રોધ કર્યા, અનેક પ્રકારે અભિમાન કર્યાં, દરેક પ્રકારની હલકાઈ કરી, તુચ્છતા વાપરી અને મનોવિકારને વશ થઈ બહુ બહુ પ્રકારનાં નાટકો કેળવ્યાં. દરેક ગતિમાં અને જાતિમાં એણે નવા નવા વેશો ધારણ કર્યા અને

પોતાનો પાઠ ભજવ્યો. એના પ્રત્યેક ભવનાં ચરિત્રો જોઈએ તો તેમાં વળી તેણે અનેક રંગો જમાવ્યા હોય એમ દેખાઈ આવશે. પ્રાણીએ કર્મને વશ થઈ કેટલા નિસાસાઓ મૂક્યા હશે, આનંદ માન્યા હશે અને ધક્કા ખાધા હશે એનો વિચાર કરતાં ત્રાસ ઊપજે તેમ છે.

પ્રાણીને આ સંસારમાં એક ચિંતા મટે છે ત્યાં બીજી ઊભી થાય છે; એક બાબત પર જરા પગ સ્થિર થાય છે ત્યાં બીજી ત્રણ ઉપાધિઓ વધે છે. આવી રીતે સાચાખોટા વ્યવહારમાં, બહારના દેખાવમાં, ધામધૂમમાં, ગપાટા મારવામાં, બડાશો હાંકવામાં અને એવી અનેક ક્ષુલ્લક બાબતોમાં ભવના ભવ ચાલ્યા જાય છે અને પ્રાણી આડોઅવળો પડતો-આખડતો સંસારના ચિત્રવિચિત્ર પવનનો અનુભવ કર્યા કરે છે. આ સંસારભાવના ભાવવી એટલે આખા સંસારનું ચિત્ર આત્મા પાસે રજૂ કરવું. એમ કરવા માટે લેખની જરૂર નથી, જરા આજુબાજુ-આગળપાછળ જુઓ, આખી સંસારભાવના રજૂ કરી શકાશે. માત્ર ઉદાસીન ભાવે વસ્તુસ્વરૂપ ઓળખવાના વિશુદ્ધ ઇરાદાથી એમાં પ્રયાણ કરતાં બહુ સત્ય સમજાશે, રહસ્યજ્ઞાન પ્રાપ્ત થશે અને પોતાનું સ્થાન શું છે તેનો ખ્યાલ આવશે. સંસારમાં ગતિ-આગતિ, સંબંધની વિચિત્રતા, પિતાનું પુત્ર થવું, પુત્રનું પિતા થવું, માતાનું સ્ત્રી થવું, સ્ત્રીનું માતા થવું ઇત્યાદિ ફેરફારો, સુખનો અપૂર્ણ ખ્યાલ, બાળબુદ્ધિનાં કાર્યો વગેરે તથા ઇંદ્રિયોનું જોર, વિકારોનું સામ્રાજ્ય અને સાથે પ્રગતિનાં સર્વ તત્ત્વો આ ભાવનામાં જણાશે. વિચારણા-

પૂર્વક વિશાળ અવલોકન કરવાથી આ ભાવનાનું રહસ્ય પ્રાપ્ત થાય તેમ છે.

**૪. એકત્વભાવના**

ચોથી **એકત્વભાવના**માં પ્રાણી વિચારે છે કે અત્ર સંબંધો થયા છે તે પર છે; તેની સાથે વાસ્તવિક રીતે પ્રાણીને સંબંધ નથી. સર્વ સંબંધ જ સંબંધ વગરના છે. ચેતન પોતે એકલો છે, એકલો આવ્યો છે અને એકલો જવાનો છે. એનું કોઈ નથી, એ કોઈનો નથી, બીજા તેને પોતાનો કહે છે, તે બીજાને પોતાના માને છે, તે સર્વ ખોટું છે, તેમ જ કોઈ વસ્તુ પણ તેની નથી. આ રીતનો વિચાર તે જરા પણ દીન થયા વગર કરે છે. જંગલમાં સિંહ એકલો જ હોય છે. તેને એમ થતું નથી કે હું એકલો છું; તેને એમ થાય છે કે હું રાજા છું. તેમ પ્રાણી એકત્વભાવના ભાવે ત્યારે તેને એમ થાય છે કે કર્મને લીધે પ્રાપ્ત થયેલ સંબંધમાત્ર અનિત્ય છે, પોતાને તેની સાથે કાંઈ લાગતુંવળગતું નથી. મોટા મોટા ચક્રવર્તીઓ પણ આખરે એકલા ગયા છે, કોઈ અથવા કંઈ તેઓની સાથે ગયું નથી.

સચ્ચિદાનંદઘનસ્વરૂપી જ્ઞાન-દર્શન-ચારિત્રમય અનેક સદ્ગુણોનું ધામ અંતરાત્મદશામાં રમણ કરનાર ચેતન એકલો છે, એક છે, અપર છે. એને પર સંબંધ થયો છે તે બહારનો છે, ઉપર ઉપરનો છે, પરકૃત છે અને પરભાવ છે. એને એના સ્વભાવમાં આણતાં તે વસ્તુસ્વરૂપમાં રમણ કરશે, પરભાવને ત્યાગી દેશે અને અખંડ આનંદનું ધામ બની એકલો નીકળી જશે. અહીં સંબંધ કરે છે ત્યારે પણ તેમાં તેનો એકત્વ

ભાવ તો સંબંધના અસ્થિરપણાને અંગે પણ સ્પષ્ટ જણાય છે. ચેતનની એકતા વિચારવાની આ ભાવનામાં પુરુષાર્થને બહુ માર્ગ મળે છે, ચેતન અત્યંત ઉદાત્ત દશાનો અનુભવ કરે છે અને એનું સાધ્ય-પ્રાપ્તવ્ય સ્થાન એને સ્પષ્ટ દર્શન આપે છે અને ત્યાં યોગસિંહાસન પર અત્યંત આનંદ વર્ષાવનાર શુદ્ધ કાંચનસ્વરૂપી રત્નત્રયધારી ચેતનરાજને-પોતાને મૂળ સ્વરૂપે બિરાજમાન થયેલ તે જુએ છે. એકથી વધારે મળે ત્યાં કલહ થાય છે, એ દૃષ્ટાંત બતાવનાર દાહજ્વરપીડિત નમિ રાજર્ષિની પાંચ સો સ્ત્રીઓ જ્યારે કંકણ કાઢી નાખે છે, ત્યારે જે બોધ થાય છે તે જીવનના પ્રત્યેક બનાવો બતાવી આપે તેમ છે, આંખો ઉઘાડી હૃદયચક્ષુ દ્વારા તેની વિચારણા કરી જોવા યોગ્ય છે અને કરવાથી સત્ય રહસ્ય સમજાય તેમ છે. એવી રીતે વિચારણા કરનાર ચેતનરાજનો એકત્વભાવ બહુ સારી રીતે સમજી-વિચારી શકે તેમ છે.

૫. અન્યત્વભાવના

પાંચમી અન્યત્વભાવનામાં સંબંધનું પરપણું વિચારવાનું છે. ઉપર ચેતનની એકતા કહી તેની સાથે તેનાથી પર સર્વ પ્રાણીઓનું અને સંબંધનું પરપણું વિચારવાનું અત્ર સ્થાન છે. પરમાં આસક્ત, પરભાવમાં રમણ કરનાર ચેતન અનેક પ્રકારના સ્વાર્થમાં જોડાઈ જાય છે અને પરને સ્વ માની બેસે છે, જેને માટે અનેક હોંશ થાય છે, જેને માટે અનેક આશા બાંધવામાં આવે છે, જેની હોંશથી ઇચ્છા કરવામાં આવે છે; જેની બીક રહે છે, જેને દેખવાથી આનંદ થાય છે, જેને માટે અનેક પ્રકારના શોચ થાય છે, એ સર્વ પર છે, પારકા છે,

અનેરા છે; એમાં તારા કોઈ નથી અને એની ખાતર જેટલે અંશે તું તારી જાતને ભારે કરે છે તેટલે અંશે તું ભૂલ કરે છે. તીર્થસ્થાનમાં મેળો મળે, નાટકમાં જોનારા મળે અને જેમ મેળો કે ખેલ પૂરો થતા સર્વ વીખરાઈ જાય, તેમ અહીંનો મેળાપ પણ છૂટો પડી જવાનો એ નિર્ણીત હકીકત છે. આપણે અનેકને ચાલ્યા જતા નજરે જોયા છે. જેની સાથે રમ્યા, ખેલ્યા, હસ્યા, બોલ્યા તેને ચાલ્યા જતાં આપણે જોયા છે. પૃથ્વીને કંપાવનાર અને અનેક પ્રકારના પછાડા મારનાર ચાલ્યા ગયા. જેને આપણા માનતા હતા તેનું શું થયું તે પણ આપણે જાણતા નથી. નજીકના પ્રેમી પણ સ્વાર્થનો સંઘટ્ટ થતાં કેવા શત્રુ થઈ બેસે છે; ભાઈઓ પરસ્પર કેવા એકબીજાના ગોળાનાં પાણી હરામ કરે છે; મિત્રો કેવા દુશ્મન થઈ જાય છે એ અનુભવનો વિષય છે.

વાત એક જ છે કે જે પોતાના નથી તેને પોતાના માનવાથી ખોટા પાયા ઉપર રચેલ ઈમારત ટકતી નથી અને આખરે પસ્તાવો કરાવે છે. અન્યભાવ વિચારી, અનુભવનો આશ્રય કરી સ્વમાં રહેલ સુખ પ્રગટ કરી સમજવા યોગ્ય છે, વિચારવા યોગ્ય છે, અનુભવવા યોગ્ય છે. શ્રી ગૌતમસ્વામી, મરુદેવા માતા આ ભાવનાના વિચારને અંગે વૈરાગ્યવાસિત થઈ યોગની ઉત્કૃષ્ટ દશાએ પહોંચ્યાં હતાં, એ પ્રત્યેક ભાવનાનું યોગસ્વરૂપ બતાવે છે. બન્નેની કૈવલ્ય સમયની નજીકની દશા વિચારી સમજવા યોગ્ય છે. તેઓ બરાબર સંબંધનું રહસ્ય સમજી ગયાં અને સમજીને હૃદયમાં એ ભાવ ઓતપ્રોત દાખલ કર્યો કે એની તાત્કાલિક અસર થઈ. આ સંસારમાં 'તારું કોઈ

નથી અને તું કોઈનો નથી ' એ ભાવ બરાબર વિચારવો. સર્વ પર છે, પારકા છે, એ ભાવ સમજવો અને તેના પરિણામે સંબંધનો નિર્ણય કરી પરમાં લપટાવું નહિ, એટલે રાગનો મોટો ભાગ ઘટી જશે અને આત્માની પ્રગતિ એકદમ થશે.

૬. અશુચિભાવના

છઠ્ઠી અશુચિભાવનામાં શરીરની અપવિત્રતા વિચારવાની છે. બહારથી બહુ સુંદર લાગતા શરીરમાં અનેક દુર્ગંધી પદાર્થો ભરેલા છે. એના બંધારણમાં માંસ, લોહી, ચરબી, હાડકાં વગેરે પદાર્થોનો ઉપયોગ થયો છે અને તે એવી વસ્તુઓ છે કે એના પર વિચાર કરવાથી શરીર પર જે નકામો પ્રેમ થતો હોય, એને વારંવાર પંપાળવાની ટેવ પડી હોય, એ જરા માંદું પડી જતાં એના પર વિચારણા ચાલે એવી સ્થિતિ થઈ પડી હોય, તેના પર યોગ્ય અંકુશ આવી જાય છે. મલ્લિકુંવરીએ મિત્રોને બોધ આપવા જે કનકકુંવરીની યોજના કરી હતી, તે શરીરની અશુચિનો અચૂક પુરાવો આપે છે અને એ સંબંધમાં જેઓ વિચારણા કરતા નથી તેઓ શરીર પરના મોહથી કેવા હેરાન થાય છે તે પર લક્ષ્ય ખેંચે છે. ધર્મસાધનમાં મદદ કરનાર તરીકે તેને સાધારણ રીતે પોષણ થાય તેટલા પૂરતું ખાન-પાન આપવું, પણ તેના પર મમત્વ કરી, તેની ખાતર અભક્ષ્ય ભક્ષણ કરી કે અપેયનું પાન કરી સંસાર વધારવો એ અયોગ્ય છે. ખાવાના પદાર્થોની શોધમાં, તેને સમારવામાં, તૈયારીમાં, પરીક્ષામાં અને ખાવામાં કાળક્ષેપ કરી શરીરપોષણા કરવી અને મનુષ્ય-ભવનો અત્યંત અગત્યનો વખત આવી ક્ષુલ્લક બાબતોમાં ગાળવો, તે અત્યંત નાપસંદ કરવા યોગ્ય છે. આ બાબતમાં ભૂલ કરનાર

ઘણા પ્રાણીઓ જોવામાં આવે છે. શરીરની અશુચિની આવી અનેક રીતે વિચારણા કરી, તેમાં રહેલ બીભત્સતા યાદ લાવી, તેના પરનો રાગ દૂર કરવાની ભાવના અગત્યનો ભાગ ભજવે છે.

૭. આશ્રવભાવના

સાતમી આશ્રવભાવના પ્રાણીને દ્રવ્યાનુયોગના એક અતિ અગત્યના વિભાગમાં પ્રવેશ કરાવે છે. પ્રાણી અનેક પ્રકારે કર્મબંધ કરી પોતાની જાતને ભારે કરે છે અને સંસારમાં રખડે છે. આ આશ્રવરૂપ 'ગરનાળા'ના સ્વરૂપને જાણવાની ખાસ જરૂર છે અને તેને ઓળખવાથી કર્મપ્રણાલિકા કેવી મજબૂત છે અને તે કેવી રીતે પ્રાણીને ત્રાસ આપે છે તેનો ખ્યાલ આવે છે. ત્યાં પાંચે ઇંદ્રિયો અનેક પ્રકારના વિષયોની લાલચ બતાવી પ્રાણીનું સંસારમાં આકર્ષણ કરે છે, પરભાવમાં રખડાવે છે અને નિજ ભાવથી દૂર કરે છે. સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શ્રવણ—આ પાંચે ઇંદ્રિયો પોતાનું કામ બહુ જોરથી કર્યા કરે છે. એને વશ પડ્યા પછી ઉપર આવવું બહુ મુશ્કેલ થઈ પડે છે. તેવી જ રીતે જીવવધ, અસત્ય વચનોચ્ચાર, પરવસ્તુ લઈ લેવાની બુદ્ધિ, સ્રીરમણ અને ધન-ધાન્યાદિ ઉપર સ્વીયપણાની બુદ્ધિ સાથે તેને એકઠા કરવારૂપ પરિગ્રહ — આ પાંચે અવ્રતો પણ અનેક પ્રકારે કર્મોને ખેંચી લાવે છે. ક્રોધ, માન, માયા, લોભ—ચારે મનોવિકારો અનેક કર્મોને લઈ આવે છે અને પ્રાણીને સંસારમાં ભટકાવે છે અને એ સર્વને પ્રવર્તાવનાર મન, વચન અને કાયાના યોગો બહુ રીતે પ્રાણીને ફસાવે છે. આવી રીતે ઇંદ્રિયો, અવ્રતો, કષાયો અને યોગો તેમ જ ક્રિયાઓના પ્રકાર પર વિસ્તારથી વિચાર કરવો, તેના અનેક ભેદો, ભેદોના ભેદો, તેઓની

ઊહાપોહ કરવામાં આવે તેમ તેમ તે ઘણી નવી નવી હકીકતો પર પ્રકાશ પાડતા જાય છે. અહીં ઇરાદાપૂર્વક તેના ભેદોના સ્વરૂપ પર વિચારણા કરી નથી, તેમ કરવા જતાં વિષય ઘણો લાંબો થઈ જાય. પરંતુ એની પ્રત્યેક હકીકત બહુ વિચારવા યોગ્ય હકીકત પૂરી પાડે છે. શાસ્ત્રમાં એ પર બહુ વિવેચન છે અને તે સર્વ સમજીને ખાસ વિચારવા યોગ્ય છે. પોતાના જીવનના પ્રત્યેક વિભાગને આ ભાવનાઓના વિષયો અસર કરનાર છે તેથી તેને માટે જેટલો વિચાર કરવામાં આવે તેટલો યોગ્ય છે, પ્રયત્ન સ્થાને છે એ લક્ષ્યમાં રાખવું. જીવરૂપ તળાવમાં આશ્રવરૂપ ગરનાળા દ્વારા કર્મરૂપ નવીન જળ આવતું આથી ઘણું ઓછું થઈ જાય છે અથવા આવતું જ નથી એટલી વાત બરાબર ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

૯. નિર્જરાભાવના

નવમી નિર્જરાભાવનામાં કર્મને કેવી રીતે વિખેરી નાખવાં એની વિચારણા ચાલે છે. સંવરથી નવીન કર્મજળ આવતું અટકે છે, પણ અગાઉ જે કર્મજળ તળાવમાં ભરાઈ ગયું હોય છે તેને શોષવા માટે—પંપ કરવા માટે—યંત્રની જરૂર છે અને તે નિર્જરાભાવના પૂરું પાડે છે. નિકાચિત કર્મોને પણ ખેરવી નાખનાર આ ભાવનામાં તપનો મહિમા ખાસ વિચારવા યોગ્ય છે. જેમ કપડા ઉપર મેલ લાગ્યો હોય તે ઝાપટવાથી ખરી પડે છે, તેમ તપના પ્રભાવથી આત્મા સાથે લાગેલાં કર્મો ખરી પડે છે અને તેથી તપ બહુ અગત્યનો વિષય છે. એકઠાં કરેલાં કર્મોને દૂર કરવાનો તપ સિવાય અન્ય માર્ગ નથી અને ભારે થયેલ આત્માને હલકો કરવાનો તે સિવાય અન્ય ઉપાય નથી.

આ તપના વિષયના બે મુખ્ય વિભાગ છે: બાહ્ય અને અભ્યંતર. ઉપવાસાદિ તપ કરવો તે અનશન, ઓછું ખાવું તે ઊણોદરિકા, દ્રવ્યનો સંક્ષેપ કરવો તે વૃત્તિસંક્ષેપ, રસવાળી વસ્તુઓનો ત્યાગ તે રસત્યાગ, લોચાદિ કષ્ટ સહન કરવાં તે કાયક્લેશ અને શરીરનાં અંગોપાંગ સંકોચી રાખવાં તે સંલીનતા—આ છ બાહ્ય તપ છે. એ શરીરને સીધી અને આડકતરી અસર કરે છે અને રજોગુણ, તમોગુણ અલ્પ કરી સત્ત્વગુણ વધારે છે, તેટલા માટે મનોયોગમાં પણ અગત્યનો ભાગ ભજવે છે. ખાસ કરીને એથી ઇંદ્રિયો પર સંયમ સારી રીતે આવી જાય છે. અભ્યંતર તપ એથી વધારે અગત્યનો વિષય છે. કરેલ પાપ માટે પશ્ચાત્તાપપૂર્વક પ્રાયશ્ચિત્ત અધિકારી વડીલ પાસે લેવું એ પ્રાયશ્ચિત્ત, વડીલને યોગ્ય માન આપવું તે વિનય, બાલ-વૃદ્ધ-ગ્લાનની સેવા કરવી તે વૈયાવચ્ચ, પુસ્તક-અધ્યયન, પુનરાવર્તન, ચર્ચા, કથા આદિ કરવાં તે સ્વાધ્યાય, ધર્મ-શુક્લ ધ્યાન ધ્યાવવાં તે ધ્યાન અને કર્મક્ષય માટે કાયોત્સર્ગ કરવો તે ઉત્સર્ગ. આવી રીતે બાહ્ય અને અભ્યંતર તપથી અનેક કર્મો બળી જાય છે, ખરી જાય છે, ચાલ્યાં જાય છે. એ બાર પ્રકારનાં તપના સંબંધમાં બહુ વિસ્તારથી વિચાર કરવો એ આ ભાવનામાં આવે છે. દૃઢપ્રહારી જેવા મહાપાપી આ ભાવનાના આશ્રયથી પોતાનું કાર્ય સાધી ગયા એવાં દૃષ્ટાંતો આ ભાવનાનું રહસ્ય બતાવી આપે છે. તપ (બાહ્ય) કેવી રીતે કરવો તે માટે શાસ્ત્રમાં વિધિ બતાવી છે, એ સર્વની ભાવના થઈ શકે છે. અભ્યંતર તપ વધારે અગત્યનો છે અને ખાસ વિચારવા યોગ્ય છે. એના અનેક ભેદોભેદ થાય છે. એ સર્વનો આ ભાવનામાં વિચાર કરવાનો છે.

સ્થિતિ અને ચેતનજી પર તેની અસર કેવી, કેમ, શા માટે અને કેટલા પૂરતી થાય છે તે પર વિચાર કરવો, તેઓનાં ફળનો નિરધાર કરવો અને તેઓથી થતી અતિ ક્લિષ્ટ ભવસંતતિ સમજવી એ આશ્રવભાવનાનું કેંદ્ર છે.

પ્રથમની છ ભાવના કરતાં જુદી રીતે આ ભાવના તત્ત્વરમણતા કરાવે છે અને બહુ અગત્યની વિચારશ્રેણી પૂરી પાડી પ્રાણીને વસ્તુસ્વરૂપ તેના યથાસ્થિત આકારમાં સમજાવે છે. ઇંદ્રિયોના પ્રત્યેક વિષયો કે કષાયના વિભાગો બહુ વિચાર કરવાનું વિશાળ ક્ષેત્ર પૂરું પાડે છે. પચીશ ક્રિયાઓ એવી યોગ્ય રીતે ગોઠવી છે કે આ પ્રવૃત્તિના જમાનામાં તેનો વિચાર બહુ લાભ કરે, વસ્તુસ્વરૂપ સમજાવે અને પ્રાણીને શુદ્ધ ઉપયોગમાં રાખે, એવી અનેક વિચાર કરવા યોગ્ય બાબતો તે સમજાવે છે. હિંસાદિનું સ્વરૂપ, તેના ભેદો, દરેક વ્રતના પાંચ પાંચ અતિચારો, દરેક વ્રતની પાંચ પાંચ ભાવનાઓ, મન-વચન-કાયાના યોગોના પંદર ભેદ વગેરે બાબતો બહુ વિચારવા યોગ્ય છે. એ સર્વ કેવી રીતે કર્મસમૂહને ખેંચી લાવીને ચેતનને કેવો ભારે કરે છે, તે બહુ બહુ પ્રકારે વિચારી ભાવનાનો વિષય કરવા યોગ્ય છે. ત્યાં મુખ્યત્વે કરીને પાંચ ઇંદ્રિયો, પાંચ અવ્રત, ચાર કષાય, ત્રણ યોગ અને પચીશ ક્રિયા એમ બેતાલીશ આશ્રવના ભેદ પડે છે. આ ભાવનામાં તે પર વિસ્તારથી વિચાર કરવાનો છે.

### ૮. સંવરભાવના

આઠમી સંવરભાવનામાં કર્મને આવવાનાં દ્વાર રોકવાની વિચારણા છે. આશ્રવરૂપ ગરનાળાની આડા દ્વાર બંધ કરી દેવાથી જીવરૂપ તળાવમાં કર્મરૂપ નવીન જળ આવતું બંધ

થાય છે. તે દ્વારો વિચારવારૂપ તત્ત્વચિંતવન આ ભાવના પૂરું પાડે છે. એને માટે અનેક માર્ગો બતાવ્યા છે. સત્તર પ્રકારે સંયમ કરવાથી આશ્રવદ્વાર બંધ થાય છે. પાંચ ઇંદ્રિયો પર જય કરવો પાંચ મહાવ્રત આદરવાં, ચાર કષાયનો જય કરવો અને મન-વચન-કાયાના યોગો પર અંકુશ લાવવો—એ સત્તર પ્રકારે સંયમ છે. દશ યતિધર્મો પણ એ જ રીતે સંવરદ્વાર બતાવે છે. ક્ષમા, માનત્યાગ (માર્દવ), માયાત્યાગ (આર્જવ), સંતોષ, તપ, સંયમ, સત્ય, શૌચ, અકિંચનત્વ અને બ્રહ્મચર્ય એ દશ યતિધર્મો છે, સાધુધર્મનો ખાસ વિષય છે અને કર્મને રોકનાર છે. પાંચ સમિતિમાં હાલતાંચાલતાં, લેતાંમૂકતાં ઉપયોગ રાખવાનું સૂચવે છે અને ત્રણ ગુપ્તિમાં મન-વચન કાયાના યોગો પર અંકુશ આવે છે. એ પાંચ સમિતિ ને ત્રણ ગુપ્તિને અષ્ટ પ્રવચનમાતા કહેવામાં આવે છે; એ પણ સંવર છે. આ બાર ભાવનાઓ પણ સંવરનો વિષય છે. બાવીશ પ્રકારના પરિષહો સહન કરવા એથી પણ સંવર થાય છે.

પોતાના ગુણ બની રહે તેટલા માટે વધારે આગળના ગુણનો વિચાર કરવો, તેની ભાવના ભાવની અને તેનો આદર્શ ચિંતવવો, એ ગુણપ્રાપ્તિ માટે ખાસ જરૂરનો વિષય છે. માર્ગાનુસારી શ્રાદ્ધગુણ ક્યારે મળશે ?-એમ વિચારે છે; શ્રાદ્ધ સાધુજીવનની ભાવના કરે છે; સાધુ પ્રતિમાવહનનો વિચાર કરે છે અને એવી રીતે ઉત્તરોત્તર વિશિષ્ટ ગુણોની ભાવના ચાલે છે. આ સંવરભાવનાના વિષયો ચેતનને શાંત બનાવી તેની પ્રગતિ બહુ સારી રીતે વધારી મૂકે છે અને તેના વિષયો એટલા વિશાળ અને અગત્યના છે કે જેમ જેમ તેના પર

૧૦ લોકસ્વરૂપભાવના

દશમી **લોકસ્વરૂપ**ભાવનામાં લોકનું સ્વરૂપ વિચારવામાં આવે છે. નીચે, એકબીજાથી નીચે નીચે, સાત નારકપૃથ્વી છે, વચ્ચે તિર્યગ્ લોક છે તેમાં મનુષ્ય અને જ્યોતિષી છે અને ઉપર બાર દેવલોક, ગ્રૈવેયક અને અનુત્તર વિમાન છે. સર્વથી ઉપર લોકને છેડે સિદ્ધસ્થાન છે. આ સર્વ મળીને ચૌદ રાજલોક થાય છે, તેનો કડે હાથ દઈ ઊભેલ પુરુષ જેવો આકાર છે. કટિની નીચે સાત નારકીઓ છે, કંદોરાસ્થાને તિર્યગ્લોક છે, પેટના ભાગે દેવલોકો છે અને મુખ ઉપર અનુત્તર વિમાન અને કપાળસ્થાને સિદ્ધસ્થાન છે. સાત રાજ નીચે પહોળાઈ છે, તિર્યગ્-લોક એક રાજપ્રમાણ પહોળો-લાંબો છે. પાંચ રાજપ્રમાણ દેવલોકોવાળા ભાગમાં વચ્ચે પહોળાઈ છે; અનુત્તર વિમાન પાસે એક રાજ પહોળાઈ છે અને ૪૫ લાખ યોજન વિસ્તારવાળી સિદ્ધશિલા છે. સર્વથી નીચે પહોળાઈમાં સાત રાજપ્રમાણ સપ્તમ નારકસ્થાન છે. પછી એક એક રાજ ઘટતું જાય છે. તિર્યગ્લોક એક રાજ પહોળો છે.

આ ચૌદ રાજલોકમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ, પુદ્ગલાસ્તિકાય અને જીવ એમ છ દ્રવ્ય રહેલાં છે. આનાથી આગળ અલોકમાં માત્ર એક આકાશદ્રવ્ય જ છે. જીવ અને પુદ્ગળનું ચૌદ રાજલોક નાટચસ્થાન છે, રંગભૂમિ છે. એમાં એક જગ્યાએથી બીજી જગ્યાએ પ્રાણીને પુદ્ગળ ભમ્યા કરે છે. નારકસ્થાનોમાં મહાદુઃખ છે. સુરાલયોમાં બહુ સુખ છે; એમાં અનેક પ્રકારના રંગ નિરંતર જામ્યા કરે છે. લોકમાં મહાઅધમ પ્રાણીઓ અને ઉગ્ર ધ્યાન કરનાર

મહાત્માઓ સર્વ હોય છે અને જેટલી જાતનાં આનંદો અને દુઃખો પ્રાણી જાણી, અનુભવી કે કલ્પી શકે એ સર્વ તેમાં હોય છે. મનુષ્યલોકમાં તિર્યંચ ને મનુષ્ય હોય છે. નારકભૂમિમાં નારકી જીવો અને અસુરો હોય છે. ઉપર દેવલોકમાં સુરો આનંદ કરે છે.

સર્વ કર્મ રહિત પ્રાણી થાય છે ત્યારે સિદ્ધશિલા પર જઈ અનંત આનંદમાં અનંત કાળ નિવાસ કરે છે. અનેક પ્રકારના અનુભવોનું સ્થાન આ ચૌદ રાજપ્રમાણ ઊંચો લોક છે; તે અનેક પ્રકારના વિચારનું સ્થાન પૂરું પાડે છે. એના સ્વરૂપને, એમાં રહેલા પ્રાણી અને બીજાં દ્રવ્યોના સ્વરૂપને, તેઓના અનેક સ્થૂળ અને તિરોહિત ભાવોને વિચારતાં આખી વિશ્વવ્યવસ્થાનું ભાન થાય છે, એનો અકૃત્રિમ ભાવ સ્પષ્ટ થાય છે અને એનું અનાદિઅનંત સ્વરૂપ ઝળકે છે. એ પર અનેક પ્રકારની વિચારણા આ ભાવનામાં થાય છે અને સંસાર અઘટ્ટ પર ખરેખરો ખેદ આવે છે, અવલોકન વિશાળ થાય છે અને વિશાળ વિશ્વમાં પોતાનું સ્થાન કયું છે અને કેવા સ્થાનને પ્રાપ્ત કરવાની પોતામાં શક્તિ છે તેનો ખ્યાલ આવે છે.

### ૧૧ બોધિભાવના

અગિયારમી બોધિભાવનામાં પ્રાણી વિચારે છે કે નિગોદમાંથી નીકળીને ઊંચા આવવું તે પ્રથમ તો પ્રાણીને બહુ દુર્લભ છે. અકામ નિર્જરા થઈ જતાં નદીગોળપાષાણન્યાયથી વ્યવહારરાશિમાં આવી અનેક રીતે અથડાતો પછડાતો પ્રાણી બાદર એકેંદ્રિયમાં આવી, વિકલેંદ્રિયમાં થઈ, તિર્યંચગતિમાં

ભમતો ભમતો મનુષ્યગતિમાં આવે છે. અહીં સુધી પહોંચવું જ પ્રથમ દરજ્જે ઘણું મુશ્કેલ છે. આવી મુશ્કેલીથી પ્રાપ્ત થયેલ મનુષ્યભવ પણ ઘણા પ્રાણીઓ કેવી રીતે ગુમાવી નાખે છે અથવા નકામો બનાવી મૂકે છે તે વિચારવા યોગ્ય છે. જો અનાર્ય કુળમાં જન્મ થાય તો નકામી રીતે ભવ પૂર્ણ થાય છે, સુંદર દેશ કે ઉચ્ચ કુળ પ્રાપ્ત થાય તોપણ ત્યાં સદ્ગુરુનો યોગ થવો, ધર્મ ઉપર શ્રદ્ધા થવી, શરીરનું સ્વાસ્થ્ય રહેવું, યોગ્ય સામગ્રી મળવી—એ સર્વ દુર્લભ છે. ખાવાપીવાની મોજો ઉડાવવામાં, નકામી કૂથલી કરવામાં, રાજદ્વારી વાતોના ગપ્પા મારવામાં, પારકી નિંદા કરવામાં, ખાવા-પીવાનાં સાધનો યોજવામાં, તેવાં સાધનોનો લાભ લેવામાં અને એવી અનેક બાબતમાં ભવ પૂર્ણ થાય છે; સંસારના કલહો, નકામી ખટપટ વગેરેમાં આયુષ્ય ચાલ્યું જાય છે; ધર્મની વાત ચાલે ત્યાં ઓકાં આવે છે; ધર્મ કરવાના પ્રસંગ આવે ત્યાં મન સંસારમાં ચાલ્યું જાય છે — આવી રીતે ઘણાખરા પ્રાણીઓ પોતાનું કર્તવ્ય શું છે તે વિચારી શકતા નથી, મનુષ્યભવની કિંમત સમજતા નથી અને પ્રાપ્ત થયેલા ધર્મનું દુર્લભપણું જાણી શકતા નથી.

આ બોધિરત્નનું સ્વરૂપ વિચારવું અને ખાસ કરીને એનું મુશ્કેલીથી પ્રાપ્ત થવાપણું વિચારવું એ આ ભાવનાનું ખાસ સ્વરૂપ છે. ખાસ કરીને વર્તમાન યુગ એવો વર્તે છે કે એમાં જીવનકલહ વિશેષ છે, બાહ્ય ભાવમાં ખેંચાણ વધારે થાય તેવા પ્રસંગો છે અને જીવનનાં હેતુઓ અને સાધ્યો પાશ્ચાત્ય સંસર્ગથી ફરી ગયાં છે—તેવા વખતમાં બોધિરત્નની પ્રાપ્તિ વિશેષ દુર્લભ છે. એ આ ભાવનામાં ખાસ વિચારવાનું છે.

૧૨. ધર્મભાવના

બારમી **ધર્મ**ભાવનામાં ધર્મથી પ્રાણીને કેટલું હિત થાય છે તે પર વિચારણા ચાલે છે. દુર્ગતિમાં પડતાં ધારણ કરી રાખનાર ધર્મ દુ:ખીનો આશ્રય છે, દીનનો બંધુ છે, આપત્તિમાં મિત્ર છે, સુખમાં સાથી છે અને એકંદરે મહાસુખ આપનાર છે. જે જે સામગ્રીશ્રેષ્ઠતા પ્રાપ્ત થઈ હોય, શરીર, સ્ત્રી, પુત્ર, ધનાદિની વિપુલતા થઈ હોય, સ્વરૂપ સમજવા યોગ્ય મગજ મળ્યું હોય—એ સર્વ એનો પ્રભાવ છે. ધર્મ એ કલ્પવૃક્ષ છે; એનાથી સર્વ પ્રકારનાં વાંછિત ફળે છે અને એનાથી સર્વ સંપત્તિ આવી મળે છે. દાન, શીલ, તપ અને ભાવરૂપ, ક્ષમા આદિ દશ યતિધર્મરૂપ અથવા બીજા અનેક ગુણરૂપ આ ધર્મનું સ્વરૂપ વિચારતાં મનમાં એક એવા પ્રકારનો આનંદ આવે છે કે જેવો આનંદ સ્થૂળ વિષયોના અનુભવમાં કદી પણ આવી શકતો નથી. ધર્મનો પ્રભાવ અચૂક છે, એના રસ્તા સીધા છે અને એના પ્રસંગ આંતર રસોત્પાદક છે; એને સેવતાં અતિ આનંદ આવે છે અને ફળ અતિ ઉત્તમ થાય છે. આ ધર્મભાવનાનો વિચાર કરતાં અનેક પ્રાણીઓને બહુ લાભ થયો છે.

આ બાર પૈકી દરેકેદરેક ભાવના અતિ વિશાળ છે, ખાસ વિચારવા યોગ્ય છે, પ્રત્યેકથી મહાલાભ થાય છે, આત્મિક ઉન્નતિ થાય છે અને એને ઉત્કૃષ્ટ સ્વરૂપમાં વિચારવામાં આવે તો વિચારમાં ને વિચારમાં કૈવલ્ય જ્ઞાનદર્શનપ્રાપ્તિ કરાવી છેવટે સિદ્ધદશા સુધી લઈ જાય એવું તેમાં સામર્થ્ય છે. મન ઉપર કર્મબંધનો આધાર હોવાથી અને ભાવના મનને અને તે દ્વારા

આત્માને સીધી અસર કરનાર હોવાથી એ યોગમાં બહુ અગત્યનું સ્થાન ભોગવે છે અને તેટલા માટે **ભાવનાયોગ** એક જુદો યોગ ગણવામાં આવ્યો છે તે યથાયોગ્ય હોય, એમ આપણને સાધારણ બુદ્ધિથી પણ જણાય છે. આ ભાવનાઓના સંબંધમાં અનેક દૃષ્ટાન્તો શાસ્ત્રમાં આપવામાં આવ્યાં છે, પ્રત્યેક ભાવનાથી પ્રાણીઓ સાધ્ય પામી ગયાં છે તે ખાસ વિચારવા યોગ્ય છે. વિચાર કરતાં તેમાંથી બહુ રહસ્ય પ્રાપ્ત થાય તેમ છે.

## ૩. ધ્યાનયોગ.

ધ્યાનયોગ

ધ્યાન નામનો યોગ ભાવનાથી પણ આગળ પ્રગતિ બતાવે છે. સ્થિર પ્રદીપ સદૃશ જ્ઞાનમાં પોતાથી વિપરીત બાબતને ટાળી દઈને લક્ષ્ય બાબતને જ ઉદ્દેશીને જે પ્રશસ્ત અર્થબોધ થાય અને સૂક્ષ્મ બોધથી સહિત હોય તેને ધ્યાનયોગ કહેવામાં આવે છે. એનું તાત્પર્ય એ છે કે ધ્યાનયોગમાં એક બાબતમાં એકાગ્રતા એટલી બધી થાય છે કે પછી તેને અન્ય બાબત પર વિચાર થતો નથી અને બોધ ઘણો ઊંડો થઈ જાય છે. ચિત્તના આઠ દોષોનો અહીં અનુક્રમે નાશ થતો જાય છે તેથી ધ્યાનયોગ ક્રમે ક્રમે બહુ વૃદ્ધિ પામતો જાય છે. એ આઠ દોષ નીચે પ્રમાણે છે—

૧. **ખેદ**—પ્રવૃત્તિ કરવાથી થાક લાગે તે ખેદ. આવો ખેદ જેને થયા કરે છે તેને પ્રણિધાનમાં ચિત્તની એકાગ્રતા થતી નથી તેથી ખેદનો અત્ર ત્યાગ થવાનું સૂચવન કર્યું છે.

૨. **ઉદ્વેગ**—પ્રાણીઓને યોગના ઉપર અનાદર થાય તેને ઉદ્વેગ કહેવામાં આવે છે. શ્રીમાન્ કુટુંબમાં જન્મ થવો

વગેરે યોગને બાધા કરવાના નિમિત્તભૂત થાય છે. ઉદ્વેગથી પ્રવૃત્તિ ન કરી શકે.

૩. **ભ્રમ**—મનમાં વિપર્યય થવો તે. શુક્તિમાં રૂપાનું જ્ઞાન, રજ્જુમાં સર્પનું જ્ઞાન વગેરે. આ કામ મેં કર્યું છે કે નહિ, ક્યારે કર્યું વગેરે શંકાની વાસના થવી તે. યોગ્ય સંસ્કાર વગર યોગ કરવા માંડે અને મનમાં સમજે કે મેં યોગ કર્યો છે, એવી વિચારણાને ભ્રમ કહેવામાં આવે છે.

૪. **ઉત્થાન**—પ્રશાન્તવાહિતા, જેનું ઉપર વર્ણન આપવામાં આવ્યું છે, તેનો અત્ર અભાવ હોવાથી મનનો ઉદ્રેક થવાથી જેમ અભિમાની પુરુષ વર્તન કરે તેવો ત્યાગને મળતો અત્યાગ–ત્યાગનો અભાવ–અહીં પ્રાપ્ત થાય છે. અહીં વર્તન શાસ્ત્રવિહિત રીતે કરે છે, પણ એકાકાર વૃત્તિના અભાવથી તેનો ત્યાગ નકામા જેવો થઈ પડે છે.

૫. **ક્ષેપ**—ક્રિયા કરતાં કરતાં વચ્ચે બીજી ક્રિયા કરવા તરફ દોરવાઈ જવું, એક બાબતમાં ચિત્તને સ્થિર કરવું નહિ. શુભ ક્રિયામાં પણ જે વખતે અમુક ક્રિયા ચાલતી હોય તેમાં જ એકાગ્રતા કરવાની કહી છે. જો અન્યચિત્ત અથવા એકાગ્રતા વગર બીજી ક્રિયામાં પણ માથું મારવામાં આવે તો ધ્યાનભ્રષ્ટ થવાય છે. એવી અન્ય બાબતમાં ચિત્તવૃત્તિ ખેંચી જનારને વારંવાર ઉખેડેલ શાલિના ડુંડાંની પેઠે, યોગને અંગે કાંઈ ફળ પ્રાપ્ત થતું નથી.

૬. **આસંગ**—આદરેલ અનુષ્ઠાનમાં જ તત્પરતા રહે, આગળ પરિણામ અને પ્રવૃત્તિમાં પ્રગતિ કરવાનું લક્ષ્ય રહે નહિ

તેને આસંગ કહે છે. અહીં અનાત્મમાં આત્મબુદ્ધિ થવાથી અસંગક્રિયા અનુષ્ઠાન થતું નથી. એ અનુષ્ઠાન, જેને અમૃતક્રિયા કહેવામાં આવે છે અને જે પર યોગભૂમિકામાં પહેલાં વિવેચન થઈ ગયું છે, તેથી ઊલટું છે અને જ્યાં સુધી અમૃતક્રિયા ન થાય ત્યા સુધી મોહનો નાશ થતો ન હોવાથી પ્રગતિ થતી નથી, માત્ર સામાન્ય લાભ થાય છે, પણ જે ગુણસ્થાનકમાં પ્રાણી વર્તતો હોય છે ત્યાં જ તે રહે છે, આગળ વધતો નથી.

૭. **અન્યમુદ્**—જે વિહિત ક્રિયા યથાવસર બતાવી હોય તેનાથી અન્ય ક્રિયાઓ ઉપર રાગ; એટલે શિષ્ટ પુરુષોએ પ્રતિક્રમણ, પડિલેહણ, ચૈત્યવંદન, સ્વાધ્યાય વગેરે ક્રિયાઓ બતાવી છે. તેમાંથી જે કરાતી હોય તેના ઉપર રાગ ન થતાં તેથી આગળની બીજી ક્રિયા કરવાની વૃત્તિ અને કરાતી ક્રિયા ઉપર અનાદર અથવા અબહુમાન*

* જે વખતે જે ક્રિયા કરવામાં આવતી હોય તે કરવામાં મન અવ્યવસ્થિત રહે અને તે સિવાયની અથવા ત્યાર પછી કરવાની ક્રિયામાં મન ચાલ્યું જાય તે મોટો દોષ છે. દાખલા તરીકે પ્રતિક્રમણ કરતી વખત પડિલેહણમા મન રહે અને પડિલેહણ કરતી વખત સ્વાધ્યાયમાં મન રહે અને સ્વાધ્યાય કરતી વખત વૈયાવચ્ચમાં મન રહે અને વૈયાવચ્ચ કરતી વખત વિનયમાં મન રહે. આવું સાધારણ રીતે ઘણીખરી વખત બને છે. એનું પરિણામ એ આવે છે કે એક પણ ક્રિયામાં મન ચોંટતું નથી.

આ દોષ અને ક્ષેપ દોષ, જે ઉપર બતાવ્યો છે, તેમાં તફાવત એ છે કે ક્ષેપ દોષને અંગે ક્રિયા પૂરી કર્યા વગર જ વચ્ચે વચ્ચે જ્યાં ત્યાં અન્યત્ર માથું મારવાથી ટેવ પડે છે અને આ અન્યમુદ્-દોષમાં

૮. રૂજ—સમ્યગ્ અનુષ્ઠાનનો સર્વથા ઉચ્છેદ કરવો, તે લાભ કરનાર હોઈ શકે જ નહિ એવો નિર્ણય કરવો અને અન્યને તેવો ઉપદેશ આપવો.

આ આઠ પ્રકારની મનની સ્થિતિ જ્યાં સુધી વર્તતી હોય છે ત્યાં સુધી કદી પણ ધ્યાનયોગની પ્રાપ્તિ* થતી નથી. જે શાંત, ઉદાત્ત પ્રાણી ચિત્તના આ આઠ દોષોનો ત્યાગ કરે છે અને તેને આડકતરી રીતે પણ સ્પર્શ ન થઈ જાય એવી ભાવના બરાબર વિચારપૂર્વક રાખે છે તેને જ ધ્યાનયોગની પ્રાપ્તિ થાય છે.

આ ધ્યાનયોગનાં ત્રણ મોટાં ફળ છે. એ ખાસ ધ્યાન ખેંચનારાં હોવાથી અત્ર તેનો નામનિર્દેશ કરી આ ધ્યાનયોગનો વિષય પૂર્ણ કરીએ. ત્યાં ધ્યાનનું પ્રથમ ફળ સર્વ ઇંદ્રિયાદિ પર

---

ક્રિયા તો ચાલતી હોય તે જ કરવામાં આવે છે, પરંતુ ચિત્તની પરિણતિ આગલી આગલી ક્રિયામા લાગે છે. આ દોષ બહુ સારી રીતે દરેક વાચનારે સમજીને વિચારવા યોગ્ય છે. અનેક પ્રકારની ધર્મક્રિયા કરવા છતાં તેના દૃઢ સંસ્કારો અંદર પડતા નથી તેનું કારણ તે ક્રિયામાં એકાગ્રતા ન થતા અન્ય કરવાની ઇચ્છા થયા કરે છે તે જ છે અને તેને લઈને સંસ્કાર દૃઢ ન થવાથી ભવાન્તરમાં તે સંસ્કારનો ઉદય થવાની આશા રાખવી એ પણ ન બનવાજોગ છે. પોતે દરેક ક્રિયા કરવામાં ક્ષેપ અને અન્યમુદ્ દોષો ખાસ કરીને કેટલી વાર કરે છે તેનો વિચાર કરવાથી આ બાબત બરાબર લક્ષ્યમાં આવશે. પં. આ.

* આ આઠ દોષનું વિસ્તારથી સ્વરૂપ ચૌદમાં ષોડશકમા જોવું. સદરહુ ગ્રંથ દે. લા. ગ્રંથમાળામા છપાયો છે. શ્રીમદ્ હરિભદ્રસૂરિ તેના કર્તા છે અને તેના પર ઉપાધ્યાયજી તથા યશોભદ્રસૂરિની બે ટીકા છે. બન્ને ટીકા પણ છપાઈ ગઈ છે.

સંયમ થઈ જવાથી પરતંત્રતા મટી જઈ સ્વાયત્તતા આવે છે. એટલે અત્યાર સુધી પ્રાણીને સર્વ બાબતમાં ઇંદ્રિયો ઉપર અથવા અન્ય મનુષ્યની કૃપા, દયા કે પ્રેમ ઉપર આધાર રાખવો પડતો હોય છે સર્વ મટી જઈ પોતાને સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે અને તેને અન્ય પ્રાણીની કે પુદ્ગલની ગરજ પડતી નથી. અહીં તાત્પર્ય એમ નથી કે એ સર્વ પુદ્ગલસંબંધ છોડી દે છે, પણ વાત એમ છે કે પુદ્ગલ ઉપર ગૃદ્ધિ ન હોવાથી અને આશીભાવનો ત્યાગ થવાથી તેને પૂર્ણ સ્વતંત્રતા, સ્વવશતા, આત્માયત્તતા પ્રાપ્ત થાય છે. આ ધ્યાનયોગના બીજા ફળ તરીકે અંતઃકરણના પરિણામનું નિશ્ચળપણું પ્રાપ્ત થાય છે. અત્યાર સુધી જે મન ડામાડોળ ફર્યા કરતું હતું, મનના ઘોડા દોડયા કરતા હતા, તે હવે બંધ થઈ જાય છે, અને ચિત્તની શાંતિ અને સ્થિરતા પ્રાપ્ત થાય છે, કારણ કે એકાગ્રતા, એ ધ્યાનનો ખાસ વિષય છે અને એકાગ્રતાને પરિણામે ચિત્તની નિશ્ચળતા થાય છે, એ ધ્યાનયોગનુ ત્રીજું ફળ. અનુબંધનો વ્યવચ્છેદ થાય છે એટલે સંસારને વધારનાર કર્મોના ગ્રહણનો તેથી અંત આવે છે. જ્યાં સુધી ધ્યાનયોગ રહે છે ત્યાં સુધી બહુ ઉચ્ચ દશા વર્તે છે અને કર્મની નિર્જરા થાય છે અને તેથી વિચારણા એવી સુંદર થાય છે કે કર્માર્જન થાય એવી સ્થિતિથી દૂર રહેવાનો નિશ્ચય થઈ જાય છે. આટલા માટે શાસ્ત્રકાર અપાયવિચય અને વિપાકવિચય ધ્યાનો, જેનું સ્વરૂપ હવે પછી વિસ્તારથી વિચારવામાં આવશે, તે બતાવે છે. તેથી ઇંદ્રિય, આશ્રવ, દંડ વગેરેના અનર્થોનું સ્વરૂપ ચિંતવવું, તેનાં ફળો વિચારવાં—એથી ઉપર જણાવેલી સ્થિતિ સ્વતઃ પ્રાપ્ત થાય છે. તેની અસર પણ સારી થાય છે અને પાપથી નિવૃત્તિ રહ્યા કરે છે.

## ૪. સમતાયોગ

વ્યાવહારિક દૃષ્ટિથી અમુક વસ્તુઓ ઇષ્ટ અને અમુક અનિષ્ટ થઈ પડે છે તેવી કલ્પના પર વિવેકપૂર્વક તત્ત્વનિર્ણયબુદ્ધિથી રાગદ્વેષપરિહારનું નામ **સમતાયોગ** કહેવામાં આવે છે. આ જીવને અનાદિ કાળથી અમુક વસ્તુને ઇષ્ટ માનવાની અને અમુકને અનિષ્ટ માનવાની ટેવ પડી ગઈ છે. એને લઈને એ કેટલીક વસ્તુ ઉપર રાગ કરે છે, કેટલીક પર દ્વેષ કરે છે. તેને એમ શા માટે થાય છે તે તે પોતે પણ સમજતો નથી. માન્યતાનાં સુખની ખાતર, સ્થૂળ ઇચ્છાઓની તૃપ્તિ ખાતર અને કષાયોના પોષણ માટે તે મનમાં ઇષ્ટ-અનિષ્ટનો નિર્ણય કરવા તત્પર થઈ જાય છે. આવા અનાદિ સંસ્કારને ‘ અવિદ્યા ’ નામ આપવામાં આવે છે. જ્યાં સુધી નયાપેક્ષિત પ્રમાણોપેત જ્ઞાન થયુ ન હોય ત્યાં સુધી આવી કુટેવને સાધ્ય તરીકે માનવાનું રહે છે. આવા તેના મનમાં માની લીધેલા પ્રમોદને આપનાર અને ન આપનાર વસ્તુ પરના ભાવને તજી દઈને જ્યારે તેના મનમાં નિશ્ચય થાય છે કે જે પદાર્થોને પોતે એક વખતે તિરસ્કારે છે તે જ પદાર્થોને વળી પાછો અન્ય વખતે રાગથી ચાહે છે; તેથી, ખરેખરી રીતે તો, કોઈ પદાર્થ ઇષ્ટ-અનિષ્ટ નથી, આવા પ્રકારની સમબુદ્ધિ થવી, વસ્તુને વસ્તુ તરીકે ઓળખવાનો વિવેક પ્રાપ્ત થવો અને તેના સંબંધી તત્ત્વચિંતવન કરવું, વિશાળ બુદ્ધિથી તે પર વિચાર કરવો, અવલોકન કરવું અને બરાબર વિચારને પરિણામે તેનું સત્ય સ્વરૂપ સમજી તેના પર તુલ્ય દૃષ્ટિ રાખવી, સમભાવ રાખવો અથવા ઉપેક્ષાભાવ રાખવો અને પોતાના ઇષ્ટ-અનિષ્ટના ખોટા

ખ્યાલને અથવા કલ્પનાજાળને દૂર કરવા તેનું નામ સમતાયોગ કહેવામાં આવે છે.

આ સમતાયોગમાં દ્રવ્યાનુયોગના ફળરૂપ ચરણકરણાનુયોગનો સંપૂર્ણ સમાવેશ થાય છે અને તે એટલો વિશાળ છે કે તે પર જેમ જેમ વિચાર કરવામાં આવે તેમ તેમ તેમાંથી અનેક નવીન સત્યો નજર આગળ તરી આવે છે, મનને પ્રમોદ આપે છે અને અંતરાત્મા પ્રસન્ન થાય છે. સમતા શબ્દ માત્ર જીવો ઉપર જ કષાયત્યાગ જેટલા સંકુચિત અર્થમાં વપરાય છે તે અર્થમાં અહીં સમજવાનો નથી. તે અર્થમાં વપરાતા સમતા શબ્દ પર અધ્યાત્મકલ્પદ્રુમના પ્રથમ સમતા અધિકારમાં વિવેચન કર્યું છે. અહીં તો વિવેકપૂર્વક તત્ત્વવિચારણાના વિશાળ અર્થમાં સમતા શબ્દ વપરાયો છે અને તે એટલો વિસ્તૃત શબ્દ છે કે તેમાં આખા જૈન અને જૈનેતર તત્ત્વજ્ઞાનનો સમાવેશ થઈ જાય છે. કહેવાની જરૂર નથી કે સંકુચિત અર્થમાં સમતા શબ્દનો જે ઉપયોગ અન્યત્ર થયો છે તે અર્થનો પણ અત્ર નિર્દિષ્ટ કરેલા વિશાળ ભાવમાં સમાવેશ થઈ જાય છે.

એક ખાસ મુદ્દાની વાત એ છે કે ધ્યાન વગર સમતાયોગ સંભવતો નથી અને સમતાયોગ વગર ધ્યાન સંભવતું નથી અને બન્ને જ્યારે સાથે હોય છે ત્યારે એકબીજાને વધારે સારી સ્થિતિમાં મૂકી પરસ્પર કારણભાવ પામે છે. આથી ધ્યાનયોગ સાધનારને આ સમતાયોગની પૂરેપૂરી જરૂરીઆત છે. આ સમતાયોગમાં જે પ્રાણી આચરણા કરતો હોય છે તેને અનેક લબ્ધિઓ પ્રાપ્ત થયેલી હોય છે, પણ તેની તત્ત્વબુદ્ધિ

એટલી સ્થિર થયેલી હોય છે કે તેવી લબ્ધિઓ અથવા અસાધારણ શક્તિઓનો તે કદી ઉપયોગ કરતો નથી, તે તેનું સ્થૂળ સ્વરૂપ સમજે છે અને તેમાં કદી પણ લલચાઈ જતો નથી અને સૂક્ષ્મ કર્મનો પણ આ યોગમાં ક્ષય થઈ જાય છે, તેથી વિશિષ્ટ ચારિત્ર, જેને 'યથાખ્યાત ચારિત્ર' કહેવામાં આવે છે, તેને આવરણ કરનાર અને કૈવલ્યજ્ઞાનદર્શનને આવરણ કરનાર કર્મોનો પણ આ યોગથી ક્ષય થઈ જાય છે અને સંસારઅપેક્ષારૂપ તંતુનો વિચ્છેદ થઈ જાય છે; એટલે સંસારમાંથી કોઈ પણ પ્રકારનું સુખ મેળવવાની કાંઈ પણ અપેક્ષા તેને રહેતી હતી તે સર્વનો આ સમતાયોગથી છેદ થઈ જાય છે. આવી રીતે આ સમતાયોગનાં ત્રણ ફળ બતાવ્યાં, તે સમજવામાં આવી ગયાં હશે. લબ્ધિમાં અપ્રવર્તન, સૂક્ષ્મ કર્મનો ક્ષય અને અપેક્ષાતંતુનો વિચ્છેદ—એ ત્રણે આ સમતાયોગનાં ફળ છે એ નિર્દિષ્ટ થયું.

## ૫. વૃત્તિસંક્ષયયોગ

અન્યકૃત વિકલ્પનાજાળરૂપ વૃત્તિઓનો ફરી વખત ઉદ્ભવ ન થાય તેવી રીતે રોધ કરવો તેનું નામ 'વૃત્તિસંક્ષયયોગ' કહેવામાં આવે છે. આ આત્મા મોટા સમુદ્ર જેવો છે, પણ તેનામાં તરંગ નથી, બહારથી જ્યારે પવન આવે છે ત્યારે તેનામાં સંકલ્પરૂપ તરંગો ઉત્પન્ન થાય છે. મન અને શરીરના સંયોગરૂપ પવનથી તેનામાં અનેક વિકલ્પો ઊઠે છે. એ અન્યકૃત વિકલ્પજાળનો એવી રીતે નાશ કરવો કે ફરી વખત તેની ઉત્પત્તિ જ ન થાય; ફરી વાર કલ્પનાજાળ ઊઠે જ નહિ-એવા

પ્રકારના સર્વથા રોધને વૃત્તિસંક્ષયયોગ કહે છે. આ યોગ કૈવલ્યજ્ઞાનદર્શનપ્રાપ્તિ વખતે અને નિવૃત્તિપ્રાપ્તિ વખતે લભ્ય છે, કારણ કે અગાઉ પણ વૃત્તિનો નિરોધ તો થયા કરે છે, પરંતુ તેમાં સર્વથા રોધ થતો નથી. આ યોગનાં ત્રણ ફળ છે: કેવળજ્ઞાનની પ્રાપ્તિ, શૈલેશીકરણ અને મોક્ષની પ્રાપ્તિ. વૃત્તિરોધને અંગે અહીં મનનો રોધ કેવી રીતે અને શા માટે કરવો તે સબંધી મહાન્ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. અન્ય યોગીઓ ચિત્તવૃત્તિના નિરોધને યોગ કહે છે તેવી રીતે મનને મારી નાખવાથી–દાબી દેવાથી–કાંઈ લાભ થતો નથી; તેટલા માટે શાસ્ત્રકારે એવી સુંદર વ્યવસ્થા બતાવી છે કે તેથી અમુક અવસ્થા સુધી મનનો શુભ ઉપયોગ થાય અને જ્યારે તેનાથી કેવલભાસ થઈ જાય અને તેનો ખપ જ ન રહે ત્યારે તેનો સ્વાભાવિક રીતે જ રોધ થઈ જાય.

અહીં એટલું યાદ રાખવાની જરૂર છે કે ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાનમાં મન દ્વારા વિચાર થાય છે અને જ્યારે પછીનાં ત્રણ જ્ઞાનો* થાય છે ત્યારે આત્મા પોતે જ જાણી શકે છે; તે જ્ઞાનમાં મનની જરૂરીઆત રહેતી નથી. આથી મનોગુપ્તિની વ્યવસ્થા બતાવતાં શાસ્ત્રકારે બતાવ્યું છે કે પ્રથમના અધ્યાત્મ, ભાવના, ધ્યાન અને સમતાયોગમાં મનની શુભ પ્રવૃત્તિરૂપ મનોગુપ્તિ પ્રાપ્ત થાય છે; મનને તે યોગો વખતે કેવી રીતે શુભ બાબતોમાં જોડી દેવું એનાં સાધનો અનેક રીતે બતાવ્યાં છે અને નકામી બાબતોમાંથી મનને નિવૃત્ત કરી સ્થિર કરવારૂપ–એકાગ્ર કરવારૂપ–ગુપ્તિ થાય છે અને પાંચમા વૃત્તિ સંક્ષયયોગમાં મનનો તદ્દન

*અવધિ, મનઃપર્યવ, કેવળ.

રોધ થાય છે. આથી મનોગુપ્તિના પ્રવૃત્તિ અને સ્થિરતારૂપ વિભાગ પાડ્યા છે તે બહુ વિચારવા યોગ્ય છે અને તેને લઈને જે ગૂંચવણ યોગના લક્ષણમાં અન્યથા પ્રાપ્તવ્ય છે તેનો જૈન યોગમાં નિકાલ થઈ જાય છે.

પ્રથમના ચાર યોગોમાં ઉત્તરોત્તર યોગપ્રાપ્તિ સવિશેષ થતી જાય છે અને બહુ ઉત્ક્રાન્તિ થતી જાય છે. પાંચમા યોગમાં તેની પરાકાષ્ઠા પ્રાપ્ત થાય છે. મનોગુપ્તિને અંગે ત્રણ વિષય પ્રાપ્ત થાય છે: કલ્પનાજાળથી વિમુક્ત, સમભાવમાં સુપ્રતિષ્ઠિત અને આત્મભાવમાં પ્રતિબદ્ધ—આ ત્રણ સુંદર ભાવો પ્રાપ્ત થાય છે. મનોગુપ્તિના આ ભાવ ઉપરોક્ત પાંચે યોગથી જ થાય છે, તે પ્રત્યેક યોગની વ્યાખ્યા વિચારવાથી સમજાશે. આવી જ રીતે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ, જેનુ સ્વરૂપ વિચારવા અત્ર સ્થળસંકોચથી અવકાશ લીધો નથી, તેની ઉપયુક્તતા પણ યોગને અંગે બહુ છે અને વાસ્તવિક રીતે તે યોગ જ છે. અન્યત્ર પ્રસંગની અનુકુળતા હશે તો હવે પછી અષ્ટ પ્રવચનમાતાને અંગે વિચાર કરશું. અત્ર જણાવવાનુ એટલું છે કે આ આઠ પૈકી અતિ અગત્યની મનોગુપ્તિ છે, તેની બાબતમાં બહુ સભાળપૂર્ક ધ્યાન આપવાની જરૂર છે, કારણ કે ઉત્કૃષ્ટ યોગ તેનાથી પ્રાપ્ત થાય છે અને સમ્કક્ત્વપ્રાપ્તિ થતાં જ તે ચેતનને પ્રાપ્ત થાય છે. મતલબ, આખા યોગના પ્રકરણમાં મનોગુપ્તિ ઘણો અગત્યનો ભાગ ભજવે છે.

અષ્ટ પ્રવચનમાતા એ ઉત્કૃષ્ટ યોગ હોવાથી તેનું સ્વરૂપ સમજી લેવું જરૂરનું છે. અતિ વિસ્તારથી તે કહેવાનો અત્ર

પ્રસંગ તેમ જ અવકાશ નથી, પણ સંક્ષેપમાં કહીએ તો વસ્તુ લેવા–મૂકવામાં, બોલવામાં, ચાલવામાં, ગમનાગમનમાં અને વિચાર વગેરેમાં યથોચિત યોગ્ય પ્રવૃત્તિ અથવા સ્થિરતા એ સમિતિ–ગુપ્તિથી પ્રાપ્ત થાય છે. યોગના અતિ અગત્યના પાંચ વિભાગ પર આપણે સંક્ષેપથી વિચાર કર્યો. એ ભેદો બહુ જરૂરના છે અને ખાસ સમજવા યોગ્ય છે. એનું વિસ્તારથી સ્વરૂપ સમજવા માટે જૈનના યોગદૃષ્ટિસમુચ્ચય, યોગબિન્દુ, યોગવીશી, યોગબત્રીશી વગેરે યોગગ્રંથો જોવા.

## યોગના બીજા ભેદો

અત્યાર સુધીમાં વિષયની ચર્ચા કરવામાં મોક્ષમાં પ્રાપ્ત થતી અવ્યાબાધ સ્થિતિનો વિચાર કર્યો. એને અંગે કર્મક્ષયનાં સાધનો અથવા મોક્ષપ્રાપ્તિ માટે થતી પરિણતિને અંગે યોગના ભેદનો અત્યાર સુધી વિચાર કર્યો. સર્વ પ્રયત્નના સાધ્ય–મોક્ષમાં રહેલ અતિ આનંદજનક આત્મીય સુખને અંગે યોગના ભેદો આપણે વિચાર્યા. હવે તે સુખપ્રાપ્તિને અંગે થતી પ્રવૃત્તિને લક્ષ્યમાં લઈ તેને અંગે યોગના ભેદોની કાંઈક વિચારણા કરીએ. આ જુદા દૃષ્ટિબિન્દુથી હવે આપણે યોગના બીજા ભેદો જરા સંક્ષેપમાં વિચારી જઈએ. શ્રી હરિભદ્રસૂરિ મહારાજે યોગદૃષ્ટિસમુચ્ચય ગ્રંથમાં યોગના ત્રણ વિભાગ પાડ્યા છે અને તે પર સહજ વિવેચન કરી તેઓએ આપણે ઉપર બતાવી તે યોગની આઠ ભૂમિકા ઉપર અતિ વિસ્તારથી ઉલ્લેખ કર્યો છે. આ ભેદો પણ સમજવા યોગ્ય હોવાથી આપણે તે પર પણ દૃષ્ટિપાત કરી જઈએ. એ ભેદો, ઉપર જણાવ્યું તેમ, પ્રવૃત્તિને અંગે પડે છે.

ઇચ્છાયોગ

જે પ્રાણીએ અનેક શાસ્ત્રો સાંભળ્યાં હોય, જાતે પ્રમાદી હોય, તેને સંપૂર્ણ કરવાની ઇચ્છા છતાં પૂર્ણ વ્યાપાર ન થાય, તેને 'ઇચ્છાયોગ' કહેવામાં આવે છે. અહીં પ્રાણીએ શાસ્ત્ર સાંભળ્યાં હોય તેથી તેને ઇચ્છાઓ બહુ પ્રકારની થયા કરે, પણ પોતાને આળસ એટલું બધું હોય કે તે જ્યારે ત્યારે વિકથાદિક કરવામાં અથવા વિષયકષાયમાં પડી જઈ કાંઈ શુભ પ્રવૃત્તિ કરતો ન હોય, છતાં તેના મનમાં શુભ ક્રિયા કરવાની હોંશ બહુ રહે અને જ્યારે બની આવે ત્યારે તે કરવા અભિલાષા રહે, તેવા પ્રાણી વખતે-કવખતે કદાચ કાંઈ ચૈત્યવંદનાદિ કરે તોપણ તેમાં યથાકથિત વિધિનો ઢંગધડો ન હોય—આવા પ્રાણીના યોગને શાસ્ત્રકાર 'ઇચ્છાયોગ' એવું નામ આપે છે. જ્યાં લાંબા કાળ સુધી યોગ કરવાનો હોય તેમા પ્રમાદ કરી પૂર્ણ યોગ-સાધન કરવામાં ન આવે, પણ કરવાની ઇચ્છા રહે તેને-ઇચ્છા યોગ કહેવામાં આવે છે. તેમાં સાધારણ વંદન, નમસ્કાર વગેરે ક્રિયાઓ સંપૂર્ણ થઈ જાય તો તેથી ઇચ્છાયોગની વ્યાખ્યામાં કાંઈ વિરોધ પ્રાપ્ત થતો નથી.

શાસ્ત્રયોગ

ઇચ્છાયોગમાં જે વિકળતા હોય છે તે અહીં દૂર થાય છે. શાસ્ત્રમાં બતાવેલી રીત પ્રમાણે આસ્તિકતાપૂર્વક અભ્યાસ સાથે અપ્રમાદી પ્રાણી યથાશક્તિ ક્રિયાઓ કરે તેને શાસ્ત્રયોગ કહેવામાં આવે છે. ઇચ્છાયોગમાં જે પ્રમાદ હોય છે તે અહીં રહેતો નથી, તેમ જ અહીં આગળ ઉપરની તીવ્ર શ્રદ્ધા સારી રીતે જાગ્રત થાય છે અને જે ક્રિયા કરે છે તે સંપૂર્ણ કરે છે.

ઇચ્છાયોગમાં સારી સારી ઇચ્છાઓ થાય છે અને પ્રવૃત્તિ કરવામાં આવે છે, પણ યોગશુદ્ધિ થતી નથી, કારણ કે તેમાં યથાવત્ પ્રવૃત્તિની ખામી રહે છે. જ્યારે યથાવત્ પ્રવૃત્તિ થાય છે ત્યારે શાસ્ત્રયોગ કહેવાય છે. ઇચ્છાયોગ અને શાસ્ત્રયોગ વચ્ચેનો તફાવત આટલા ઉપરથી સમજાયો હશે. ઇચ્છાયોગ કરતાં શાસ્ત્રયોગમાં પ્રગતિ વધારે હોય છે અને બહુધા તેની ભૂમિકા પણ વધારે સારી હોય છે. શાસ્ત્રયોગમાં ત્યાગ-વૈરાગ્ય પણ વધારે સારો હોય છે. આ શાસ્ત્રયોગ પંચમ ભૂમિકામાં રહેલ શ્રાદ્ધ અથવા તે જ ભૂમિકામાં રહેલા સર્વવિરતિ ગુણવાનને હોવો સંભવે છે. ત્રીજા સામર્થ્યયોગની વિચારણા પછી આ બાબત બરાબર સ્પષ્ટ થઈ જશે.

સામર્થ્યયોગ

શાસ્ત્રમાં યોગસિદ્ધિના હેતુઓ બતાવ્યા હોય તે ઉપરાંત વધારે સાક્ષાત્કાર થયેલો અને થતો જતો હોવાથી શક્તિના ઉદ્રેકપણાથી (વૃદ્ધિથી) વિશેષ હેતુઓ પુરુષાર્થ વાપરીને શોધવા અને કરવા તેને સામર્થ્યયોગ કહેવામાં આવે છે. સિદ્ધિપ્રાપ્તિ માટે શાસ્ત્રકારે અનેક ઉપાયો બતાવેલા છે, પણ તે તદ્દન સંપૂર્ણ હોઈ શકે જ નહિ, તેમ હોય તો શાસ્ત્ર વાંચવાથી જ સર્વજ્ઞપદ પ્રાપ્ત થઈ જાય. આ પ્રમાણે હોવાથી અને વ્યક્તિગત સાધ્યસાધનમાં ઉઘાડી રીતે વ્યક્તિ પરત્વે ફેરફાર રહેતો હોવાથી આવા હેતુઓ શોધી તેને અમલમાં મૂકવા માટે પુરુષાર્થ કરવો—સ્વવીર્યસ્ફુરણા કરવી—એનું નામ સામર્થ્યયોગ કહેવામાં આવે છે. આવી અતિ ઉત્કૃષ્ટ જ્ઞાનદશા અને ચારિત્રમાર્ગ પ્રાતિભજ્ઞાનનો વિષય છે. એ પ્રાતિભજ્ઞાન પાંચ જ્ઞાનમાંનું

જ એક જ્ઞાન છે. જેમ સૂર્યોદય થયા પહેલાં અરુણોદય થાય છે, તેમ કેવળજ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થયા પહેલાં આ જ્ઞાન થાય છે. એ શ્રુતજ્ઞાન અને કેવળજ્ઞાન વચ્ચેની મહાન્-સ્થિતિનું સૂચક, તીવ્ર તત્ત્વબોધને પ્રગટપણે બતાવનાર અને તેવા બોધનો સાક્ષાત્કાર કરાવનાર જ્ઞાન છે. એ અનુભવથી વેદ્ય જ્ઞાન હોવાથી એનું વર્ણન સામાન્ય રીતે ખ્યાલમાં આવવું મુશ્કેલ છે, પરંતુ એમાં સાધ્યનું દર્શન સ્પષ્ટ થાય છે અને પોતે તેની નજીક જતો હોય તેમ સ્પષ્ટ દેખાય છે.

આ મહાઉત્કૃષ્ટ દશા બે પ્રકારની છે : **ધર્મસંન્યાસ** અને **યોગસંન્યાસ.** તેમાંની પ્રથમ ધર્મસંન્યાસ દશા અપ્રમત્ત સંયતી જ્યારે અષ્ટમ ગુણસ્થાનકે ક્ષપકશ્રેણી આદરે ત્યારે થાય છે. આ બીજા અપૂર્વકરણ વખતે જે મહા આત્મારામત્વની સ્થિતિ પ્રાપ્ત થાય છે તેને શાસ્ત્રકાર ધર્મસંન્યાસ સામર્થ્યયોગનો પ્રથમ ભાગ જણાવે છે. આ વખતે આત્મસ્ફુરણા તીવ્ર થાય છે, પરપરિણતિ થતી નથી અને થવાનો ભય પણ રહેતો નથી. એ અતિ સુંદર દશાને જ્ઞાનીઓ પણ વર્ણવી શકે તેમ નથી એમ તેઓ કહે છે.

અતિ આનંદજનક આ ઉત્કૃષ્ટ સ્થિતિને અન્ય યોગગ્રંથકારો **'ઋતંભરા'** શબ્દથી બોલાવે છે; એને જૈન યોગકારો **પ્રાતિભજ્ઞાન** કહે છે. વ્યાસજી પણ કહે છે કે આગમથી, અનુમાનથી અને યોગાભ્યાસના રસથી એ ઉત્કૃષ્ટ ઋતંભરા પ્રજ્ઞા પ્રાપ્ત થાય છે. એવી ઉત્કૃષ્ટ પ્રજ્ઞા, જે કૈવલ્યજ્ઞાનની પહેલાં પ્રાપ્ત થાય છે, તે વખતે ચારિત્ર પણ ઉત્કૃષ્ટ વર્તે છે. એ ચારિત્રને **'યથાખ્યાત ચારિત્ર'** એવું અભિધાન આપવામાં આવે છે.

આ અતિ ઉત્કૃષ્ટ ચારિત્ર અને જ્ઞાનદશામાં વર્તતા ચેતનનાં ઘનઘાતી-કર્મોનો એકદમ નાશ થવા માંડે છે અને તે શ્રેણી ઉપર આરૂઢ થઈ બહુ અલ્પ કાળમાં અનેક ચીકણાં કર્મોને ભસ્મ કરી નાખે છે. અહીં આત્મપરિણામની નિર્મળતા એટલી બધી થાય છે કે તેના સામર્થ્યથી જગતના અનંત જીવોનાં તમામ કર્મોને બે ઘડીમાં પોતે એકલો આત્મસામર્થ્યથી બાળી નાખી શકે, પણ કર્મનું પાર્થક્ય છે અને તેની એ ખાસીઅત છે કે પોતાના આશયને તપાવ્યા વગર તે છોડતા નથી.

આ **સામર્થ્યયોગના બે મોટા** વિભાગ કરવામાં આવેલા છે: **ધર્મસંન્યાસ** અને **યોગસંન્યાસ.** ક્ષમા વગેરે ધર્મો ક્ષયોપશમભાવ તજીને અવિચ્યુતપણે (ક્ષાયિક ભાવે) પ્રાપ્ત થાય તેને ધર્મસંન્યાસ કહેવામાં આવે છે; એટલે ક્ષમા, માર્દવ, આર્જવ, લોભત્યાગ, તપ, સંયમ, સત્ય, શૌચ, અકિંચનત્વ અને બ્રહ્મચર્ય એ દશ ધર્મો અને બીજા સર્વ ત્યાગભાવના સંયમો અહીં એવી સારી રીતે પ્રાપ્ત થાય છે તે પ્રાપ્ત થયા પછી જતા નથી. મતલબ એમ છે કે અત્યાર સુધી તે ધર્મો કોઈ વાર આવે, કોઈ વાર ચાલ્યા જાય એમ થતુ હતું (એવા ભાવને ક્ષયોપશમિક ભાવ કહેવામાં આવે છે); હવે તે ધર્મમાં સ્થિતિ કાયમ રહે છે એમ થાય છે (એ ભાવને ક્ષાયિક ભાવ કહે છે) અને બીજા યોગસંન્યાસમાં શરીરાદિ વ્યાપાર ઉપર અંકુશ આવી જાય છે અને યથાસ્વરૂપે યોગની પ્રાપ્તિ થાય છે.

ધર્મસંન્યાસ યોગ આઠમા નિવૃત્તિ ગુણસ્થાનકે બીજી વખત અપૂર્વકરણ કરે છે ત્યારે પ્રાપ્ત થાય છે, એટલે અપ્રમત્ત યતિ જ્યારે ક્ષપકશ્રેણી આદરે છે ત્યારે તેને તાત્ત્વિક રીતે ધર્મસંન્યાસ

પ્રાપ્ત થાય છે. તાત્ત્વિક રીતે યથાસ્થિત ધર્મસંન્યાસ આ સ્થિતિમાં જ પ્રાપ્ત થાય છે; એનું કારણ એમ છે કે એ પ્રહેલાં ધર્મસંન્યાસ થાય છે પણ તે અતાત્ત્વિક હોય છે, જ્યારે પ્રાણી ક્ષપકશ્રેણી ઉપર આરોહણ કરે છે ત્યારે જ તેને ક્ષાયિક ભાવે તે ધર્મો પ્રાપ્ત થાય છે. સાધારણ રીતે તો પ્રવ્રજ્યા ગ્રહણ કરે ત્યારે પણ ધર્મપ્રાપ્તિ થાય છે, પરંતુ તે સાધારણ છે. આ ધર્મસંન્યાસની યોગ્યતા તો ભવવિરક્તને જ શક્ય છે. શાસ્ત્રકાર દીક્ષાને યોગ્ય કોણ હોઈ શકે તેનુ સ્વરૂપ બતાવતાં કહે છે કે ‘આર્ય દેશમાં ઉત્પન્ન થયેલ હોય, વિશિષ્ટ જાતિ અને કુળવાળો હોય, કર્મમળબુદ્ધિ જેની લગભગ ક્ષીણ થઈ ગઈ હોય તેવો, જે પોતાના મનમાં વિચારતો હોય કે મનુષ્યભવ દુર્લભ છે, જન્મ-મરણ નિમિત્ત માત્ર છે, ધનસંપત્તિ ચળ છે, વિષયો દુઃખના હેતુ છે, સંયોગમાત્રનો વિયોગમાં અંત આવે છે, પ્રતિક્ષણે મરણ થયા જ કરે છે અને તેનો સંભવ પણ તેટલો જ રહે છે, ભોગનો વિપાક અતિ ભયંકર છે—આવા આવા સુંદર વિચારો જે પ્રાણી કરતો હોય અને એવા વિચારથી જે સંસારથી વિરક્ત રહેતો હોય, જેના કષાયો અલ્પ હોય, જેને હાસ્ય વગેરે અલ્પ હોય, જે ઉપકારનો જાણકાર હોય, જે વિનયવાન હોય, જે પ્રવ્રજ્યા ગ્રહણ કરવા પહેલાં પણ રાજ્ય, પ્રધાન, નગરવાસી વગેરેમાં બહુમાન પામેલો હોય, જે કોઈનો દ્રોહ કરનાર ન હોય, પરનું કલ્યાણ કરનાર હોય, શ્રાદ્ધગુણ-સંપન્ન હોય—આવી સ્થિતિનો જે પ્રાણી ઉન્નતિક્રમમાં વધેલો હોય તે પ્રવ્રજ્યાને યોગ્ય ગણાય છે, અને તે વાસ્તવિક રીતે

ધર્મસંન્યાસવાન થઈ શકે છે, કારણ કે અહીં જ્ઞાનયોગની પ્રતિપત્તિ થાય છે. એવો પ્રાણી ન હોય તે જ્ઞાનયોગને આરાધી શકતો નથી અને જે આવો હોય છે તે આરાધતો જ નથી એમ બન્ને પણ નહિ એમ વિચારવું.

આટલા ઉપરથી સમજાયું હશે કે ઉપર ઉપરનો બાહ્ય ધર્મસંન્યાસ તો છઠ્ઠે ગુણસ્થાનકે પ્રાપ્ત થઈ શકે છે, પરંતુ તાત્ત્વિક ધર્મસંન્યાસની પ્રાપ્તિ તો આઠમા ગુણસ્થાનકે જ શક્ય છે. એ વખતે પ્રાણીની ઉત્કૃષ્ટ બોધ થવાની યોગ્યતા થાય છે અને તેના ક્ષાયોપશમિક ભાવો નાશ પામી જાય છે. આ ધર્મસંન્યાસના વેગના વધારાથી મોહ વગેરે ઘનઘાતી કર્મોનો નાશ થતો જાય છે અને પ્રાણી એકદમ પ્રગતિ કરી આગળ વધતો જાય છે. આ બીજા અપૂર્વકરણ વખતે પ્રાણી ક્ષપકશ્રેણી માંડે છે. પ્રથમ અપૂર્વકરણ વખતે ગ્રંથિભેદ કરે છે એ આપણે ઉપર જોઈ ગયા છીએ.

તેરમા ગુણસ્થાનકના અંતમાં દરેક કેવળી આયોજીકરણ કરે છે, અને તે પછીના મુહૂર્તમાં અયોગી સ્થિતિ પ્રાપ્ત કરે છે. શૈલેશી અવસ્થા પ્રાપ્ત થતાં જે મહાઉત્કૃષ્ટ યોગ પ્રાપ્ત થાય, શરીરયોગ પર તદ્દન અંકુશ આવી જાય તેવા યોગને–અયોગી ગુણસ્થાનક (ચૌદમા)ની અવસ્થાને–**યોગસંન્યાસ** કહેવામાં આવે છે. યોગનો અયોગ તે યોગ એવી જે યોગની વ્યાખ્યા શ્રી હરિભદ્રસૂરિ મહારાજે કરી છે તે આ ઉત્કૃષ્ટ યોગસંન્યાસમાં મનોયોગના ત્યાગરૂપ અથવા યોગ ઉપર અંકુશરૂપ સમજવી. એ યોગસંન્યાસયોગમાં યોગો નિરુદ્ધાવસ્થાને પ્રાપ્ત થાય છે,

અને છેવટે અયોગીભાવ પ્રાપ્ત કરી, શુક્લધ્યાનના ચતુર્થ પાદ પર પંચ હ્રસ્વાક્ષર કાળસ્થિતિ કરી સાધ્યપ્રાપ્તિ થાય છે. આ યોગ-સંન્યાસ અંતિમ યોગભૂમિકા(આઠમી)ની ઉત્કૃષ્ટ સ્થિતિ બતાવે છે. ધર્મસંન્યાસ તાત્ત્વિક અને અતાત્ત્વિક છે, તેમાં અતાત્ત્વિક બાહ્યાચારરૂપે છે તે પંચમ ભૂમિકાએ લભ્ય છે; તાત્ત્વિક ધર્મસંન્યાસ યોગની પરા ભૂમિકા(આઠમી)માં જ પ્રાપ્ય છે; પરંતુ તે આ ભૂમિકાની શરૂઆતમાં પ્રાપ્ય છે અને તેની પરાકાષ્ઠાએ યોગસંન્યાસ થાય છે અને છેવટે અષ્ટમ ભૂમિકાથી પણ આગળ ગતિ કરી ચેતન પરમાત્મભાવ પામે છે.

યોગના આ ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ એવા ત્રણ ભેદ પાડ્યા છે તે બહુ વિચારવા યોગ્ય છે. એ સંબંધી વિશેષ વિવેચન કરવાની જરૂર છે, પણ તે માટે વધારે શાસ્ત્રાવગાહનની આવશ્યકતા છે. શ્રી હરિભદ્રસૂરિએ યોગદૃષ્ટિસમુચ્ચયમાં તે સંબંધી જે વાત કરી છે તદનુસાર અહીં કાંઈક સંક્ષેપથી વસ્તુનિર્દેશ કરેલ છે. હવે આપણે યોગીના ભેદો કેટલા હોઈ શકે તે વિચારી જઈએ.

## યોગીઓના ભેદો : ૧. કુળયોગી

જે યોગીના કુળમાં ઉત્પન્ન થયેલા હોય અને તેના કુળધર્મને અનુસરનાર હોય તેને **કુળયોગી** કહેવામાં આવે છે. આ લક્ષણ દ્રવ્યથી સમજવું. ભાવથી કર્મભૂમિમાં ઉત્પન્ન થયેલ ભવ્ય જીવોનો આ વ્યાખ્યામાં સમાવેશ થઈ શકે છે. આ કુળયોગીની અત્ર જે વ્યાખ્યા આપવામાં આવી છે, તે જરા અસ્પષ્ટ લાગે છે. મતલબ કે દ્રવ્યથી જે વ્યાખ્યા આપ-

વામાં આવે તે આવા જ પ્રકારની હોવી સંભવિત છે. એનો વિશેષ ખ્યાલ એવા યોગીના સ્વરૂપ ઉપરથી આવી શકશે. જેઓ કોઈના ઉપર દ્વેષ રાખનાર ન હોય, જેઓ ધર્મપ્રભાવના કરનાર ગુરુ અને સાધુવર્ગ ઉપર પ્રેમ રાખનાર હોય, અને જેઓ પ્રકૃતિથી જ દયાળુ હોય તેમ જ જેઓ કુશળ હોય અને બોધવાળા હોય, તેઓ કુળયોગી કહેવાય છે. આ ગુણ ઉપરાંત તેઓ જિતેંદ્રિય પણ હોવા જોઈએ, કારણ કે તેઓમાં ચારિત્રનો સદ્‌ભાવ છે. આ વ્યાખ્યા પ્રમાણે, જેઓ શ્રાદ્ધપણાની સ્થિતિમાં રહ્યા હોય તેઓને દ્રવ્યથી કુળયોગી કહી શકાય. કુશળતા, દયાળુતા અને દેવ, ગુરુ અને ધર્મ ઉપર પ્રીતિભાવ આ પંચમ ભૂમિકામાં જ પ્રાપ્ય છે. અહીં કેટલીક વાર દ્રવ્યથી શ્રાદ્ધગુણો જેનામાં હોય તેને પણ કુળયોગી ગણી લેવામાં આવે છે, તેથી એની વ્યાખ્યા પણ તેમને સામેલ ગણી શકાય તેમ રાખી છે. આ કુળયોગીઓની વ્યાખ્યામાં ઘણો વિચાર કરવાનો છે, કારણ કે તેમાં કેટલીક વખત બાહ્ય વર્તનને સ્થાન મળી જાય તેમ છે, પણ તેથી કોઈ પણ પ્રકારની સિદ્ધિ નથી, તેથી કદાચ બાહ્ય દૃષ્ટિ શ્રાદ્ધોનો એમાં સમાવેશ ગણ્યો હોય અને વ્યાખ્યા જોતાં ગણ્યો છે એમ જણાય છે, તો તેમાં કાંઈ વાંધા જેવું નથી.

## ૨. પ્રવૃત્તચક્રયોગી

યમ ચાર પ્રકારના છે: ઇચ્છાયમ, પ્રવૃત્તિયમ, સ્થિરયમ અને સિદ્ધિયમ. આ ચાર યમ પૈકી પ્રથમના બે યમ જેને પ્રાપ્ત થયા હોય અને બાકીના બે યમ પ્રાપ્ત કરવાની જેમને

ઇચ્છા હોય અને જેનામાં શુશ્રૂષા વગેરે ગુણો હોય તેને **પ્રવૃત્તચક્રયોગી** કહેવામાં આવે છે. જેને ત્રણ અવંચક ભાવો પૈકી પ્રથમ યોગાવંચક ભાવ પ્રાપ્ત થયો હોય, અને જેને બીજા બે ક્રિયાઅવંચક અને ફળાવંચક ભાવની પ્રાપ્તિ કરવાની ઇચ્છા હોય, તે આ વ્યાખ્યામાં આવે છે. આ પ્રવૃત્તચક્રયોગી તે સંવિજ્ઞપક્ષીના નામથી જૈન આગમમાં ઓળખાય છે. આ પ્રવૃત્ત-ચક્રયોગીઓનું સ્વરૂપ ખાસ વિચારવા યોગ્ય છે. પાંચ યમ આપણે સારી રીતે જાણીએ છીએ. અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અકિંચનત્વ. એના પર હવે પછી સહજ વિવેચન પણ થશે, કારણ કે તે યોગનું પ્રથમ અંગ છે. બીજી રીતે યમના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે, જેનાં નામ ઉપર આપવામાં આવ્યાં છે.

**ચાર યમનું સ્વરૂપ**

જે પ્રાણીઓએ યમ કરેલો હોય તેની કથા સાંભળવામાં આનંદ આવે અને તેવા યમ કરવાની ઇચ્છા થાય તેને **ઇચ્છા-યમ** કહેવામાં આવે છે. ઉપશમભાવપૂર્વક યમનું પાલન કરવું તે બીજો **પ્રવૃત્તિયમ** કહેવાય છે. ઇચ્છાથી આગળ વધીને અહી પ્રવૃત્તિ થાય છે. ક્ષયોપશમ ભાવથી અતિચારની ચિંતા-રહિતપણે જે યમનુ પાલન કરવામાં આવે તેને ત્રીજો **સ્થિરયમ** કહેવામાં આવે છે. અહીં ઉપશમ ભાવને બદલે ક્ષાયોપશમિક ભાવ પ્રાપ્ત થાય છે. આ સ્થિરયમવાળો પ્રાણી જે યોગપ્રક્રિયા કરે છે તે પ્રકૃતિથી જ અતિચાર રહિત થાય છે. શુદ્ધ અંત-રાત્મામાં ઉત્કૃષ્ટ સિદ્ધિસાધક યોગની અચિંત્ય વીર્યોલ્લાસપૂર્વક પ્રક્રિયા કરવામાં આવે તેને ચોથો **સિદ્ધિયમ** કહેવામાં આવે

છે. આ સિદ્ધિયમમાં એટલી ઉત્કૃષ્ટ યમપ્રાપ્તિ થાય છે કે તેની સાથે જ વૈરત્યાગ થઈ જાય છે. આવી રીતે જે ચાર યમની અહીં વ્યાખ્યા કરી તે પૈકીના પ્રથમના બે યમ—ઇચ્છાયમ અને પ્રવૃત્તિયમ—જેને હોય અને બાકીના બે યમો પ્રાપ્ત કરવાની અત્યંત ઇચ્છા હોય તેને પ્રવૃત્તચક્રયોગી કહેવામાં આવે છે.

અવંચકત્રયનું સ્વરૂપ

આ સાથે આપણે ત્રણ અવંચકનું સ્વરૂપ પણ વિચારી જઈએ. જેઓના દર્શનથી પણ પવિત્રતા થાય એવા પુણ્યવાન મહાત્માઓની સાથે યોગ-સંબંધ થવો તે **યોગાવંચક** કહેવાય છે. ઘણાખરા પ્રાણીઓને તો આવા મહાત્માઓનો સંબંધ થવો જ અશક્ય છે અને ગુણવાન સાથે મેળાપ થાય તો તેઓને તેવા ગુણવાન તરીકે ઓળખવા એ પણ બહુ મુશ્કેલ છે, તેથી આદ્ય અવંચક ભાવ તરીકે ગુણવાન મહાત્માઓની ગુણવાન તરીકે ઓળખાણપૂર્વક તેઓ સાથે યોગ-સંબંધને ગણવામાં આવ્યો છે. સત્સંગની કેટલી જરૂરીઆત છે તે આ ઉપરથી જણાશે અને તે વાતને કેટલું મહત્ત્વ આપવામાં આવ્યું છે તેનો પણ આટલા ઉપરથી વિચાર થશે. જ્યાં સુધી આવા મહાત્માઓ સાથે યોગ થતો નથી ત્યાં સુધી વસ્તુસ્વરૂપનો યથાસ્થિત બોધ થતો નથી અને બોધ વગર—વસ્તુગત ધર્મોના ભાન વગર-વસ્તુની ઓળખાણ થતી નથી, તેથી પરિણામે અનેક પ્રકારનાં લાભ થવાનો સંભવ પ્રાપ્ત થતો નથી. મહાત્માઓનો યોગ તેટલા માટે અતિ ઉપયોગી છે અને તેની સાથે તેમનું તથારૂપે (ગુણવાન તરીકે) દર્શન થાય ત્યારે બહુ લાભ થાય છે. આવા મહાત્મા પુરુષોને યથાયોગ્ય પ્રણામ, નમસ્કારાદિ

કરવાં અને તે માટે અંતઃકરણમાં પૂજ્યબુદ્ધિ રાખવી એ બીજો **ક્રિયાઅવંચક** ભાવ કહેવાય છે. વસ્તુસ્વરૂપના બોધ પછી જે ક્રિયા થાય છે તે અતિ આહ્લાદજનક અને સ્વરૂપદર્શક હોવાથી બહુ લાભ થાય છે, મહાઅનિષ્ટ કર્મોનો નાશ કરનાર હોય છે અને સિદ્ધિ તરફ પ્રયાણ કરાવનાર હોય છે. યોગાવંચકત્વ પ્રાપ્ત થયા પછી જો ક્રિયાવંચકત્વ પ્રાપ્ત થાય તો જ તે લાભ કરનાર થવાનો સંભવ છે, કારણ કે યોગ વગર સત્ક્રિયનો સંભવ જ નથી. આ યોગાવંચક અને ક્રિયાવંચકપણાથી શુભ અનુબંધરૂપ ફળની પ્રાપ્તિ થાય તેને **ફળાવંચક** ભાવ કહે છે. મહાત્માઓની સાથે સંયોગ થવાથી, તેઓએ આપેલા ઉપદેશ અનુસાર, જે ક્રિયા કરવામાં આવે તેના પરિણામ તરીકે મહાઉત્તમ ફલાવાપ્તિ થાય તે આ ત્રીજો અવંચકભાવ છે. સાધ્યપ્રાપ્તિરૂપ મહાઉત્તમ ફળાવચકભાવ તો બહુ ઉચ્ચ દશાએ પ્રાપ્ત થાય છે, પણ સાધનધર્મોની પ્રાપ્તિરૂપ ફળ અવાંતર-દશામાં પણ પ્રાપ્ત થાય છે. આપણે યોગભૂમિકાના નિરૂપણ પ્રસંગે જોઈ ગયા છીએ કે આ યોગાવંચકભાવરૂપ પ્રથમ યોગ પ્રથમ ભૂમિકાએ પ્રાપ્ત થાય છે.

અત્ર વક્તવ્યતા એ છે કે પ્રવૃત્તચક્રયોગીને પ્રથમના બે યમ હોય છે, એટલે તેઓને ઇચ્છાયમ અને પ્રવૃત્તિયમ પ્રાપ્ત થયેલા હોય છે, અને બાકીના સ્થિરયમ અને સિદ્ધિયમ પ્રાપ્ત કરવાની તેઓને ઇચ્છા હોય છે, તેમ જ પ્રથમ યોગાવંચક ભાવ તેઓને પ્રાપ્ત થયેલ હોય છે અને બાકીના બે અવંચક યોગ પ્રાપ્ત કરવાની ઇચ્છા તેઓને હોય છે. આ સંવિજ્ઞપક્ષીના

નામથી ઓળખાતા **પ્રવૃત્તચક્રયોગીઓ** બહુધા પંચમ ભૂમિકા ઉપર, અથવા તેથી આગળ સ્થિત થયેલા હોય છે.

**શ્રી હરિભદ્રસૂરિ** મહારાજે યોગગ્રંથોના અધિકારી તરીકે આ કુળયોગી અને **પ્રવૃત્તચક્રયોગીઓનું** સ્વરૂપ યોગદૃષ્ટિ-સમુચ્ચયમાં બતાવ્યું છે તે આપણે વિવેચનપૂર્વક વિચારી ગયા. એ અધૂરા યોગવાળા પુરુષો પોતાનો યોગ પૂરો કરવાની ભાવનાવાળા હોય છે. એ ઉપરાંત આપણે યોગીઓના અનેક ભેદો પાડી શકીએ. ગ્રંથિભેદ થયા પછી અવિરતિ દશામાં રહેનાર જીવોને અવ્રતી કહી શકાય, દેશથી વ્રત લીધેલ યમી શ્રાદ્ધને દેશવિરતિ કહી શકાય, સર્વથા પંચ યમ કરનાર મહાત્માને સર્વવિરતિ કહેવાય છે. એ સર્વવિરતિ યોગીઓમાં પણ જેઓ અપ્રમત્ત દશામાં હોય છે તેમાંનાં કેટલાક શ્રેણી–આરૂઢ અને શ્રેણી-અનારૂઢ અવસ્થામાં હોય છે. શ્રેણીગત યોગીઓમાં પણ કેટલાક સયોગી કેવળી અને કેટલાક ઇતર હોય છે અને સર્વો-પરી અયોગી છે. આવી રીતે યોગીઓના અનેક ભેદ પાડી શકાય છે, તે શાસ્ત્રગ્રંથોથી વિચારી લેવા. અત્ર તે વિષય પર વધારે વિવેચન કરવાની આવશ્યક્તા નથી.

હવે એ યોગપ્રાપ્તિના ઉપાય માટે પ્રથમ શું કરવું જોઈએ તે ખાસ વિચારવા યોગ્ય છે (કારણ કે જેને યોગપ્રાપ્તિ થઈ ન હોય તેણે એ બાબતમાં બહુ લક્ષ્ય આપવાની જરૂર છે.), એ વિચારી આપણે યોગનાં સુપ્રસિદ્ધ આઠ અંગો પર વિચાર કરી આ વિષય પૂર્ણ કરશું. તે કરવા પહેલાં યોગદર્શનકાર ભગવાન પતંજલિ યોગનું સ્વરૂપ શું બતાવે છે? તેમાં ક્યાં ન્યૂનતા છે? તે પર વિવેચન કરવું પ્રાસંગિક ગણાય, પણ તેમ

કરવા જતાં વિષય બહુ લંબાય છે, તેથી* આગળ ઉપર અન્ય પ્રસંગે વિચાર કરવાનું રાખી હાલ યોગપ્રાપ્તિના ઉપાયો વિચારીએ.

## યોગપ્રાપ્તિના ઉપાય

અત્ર જે યોગનું વર્ણન કર્યું છે તેની પ્રાપ્તિ માટે યોગ્યતા પ્રાપ્ત કરવા સારુ કેટલાક ઉપાયો યોગાચાર્યોએ બતાવ્યા છે, જેને સેવવાથી યોગપ્રાપ્તિ થાય છે. એને માટે ચાર મુખ્ય ઉપાય બતાવવામાં આવ્યા છે તે પર આપણે જરા વિચાર કરી જઈએ, જેથી એ ઉપાય તરફ ખાસ ધ્યાન રહે અને તે લક્ષ્યમાં હોય તો તેની પ્રક્રિયા કરવાનો ઉદ્યોગ થાય. આ ઉપાયો વિચારવાથી જણાશે કે તે પ્રત્યેક પ્રાથમિક છે, અને ખાસ જરૂરના છે. વ્યવહારમાં ફત્તેહ મેળવવા માટે પણ એ ઉપાયોને અમલમાં મૂકવાની જરૂરિઆત જણાઈ આવશે.

**૧. દેવગુરુપૂજન**—ગુરુ એટલે વૃદ્ધ. માતા, પિતા, વિદ્યાચાર્ય, વયોવૃદ્ધ, શ્રુતવૃદ્ધ વગેરે જે ગુરુજન હોય તેની યોગ્ય રીતે માન-સન્માન-દાનથી પૂજના કરવી, તેઓનાં વય, જ્ઞાન અને ઉપકારને અનુરૂપ તેઓને માન આપવું અને તેઓના તરફ વિનીતભાવ રાખવો. દેવપૂજન દ્રવ્યથી અને ભાવથી બે પ્રકારે બને છે. વિશિષ્ટ વસ્તુઉપચારથી તેઓની પૂજા કરવી તે દ્રવ્યપૂજન કહેવાય છે, અને ભાવપૂર્વક મનમાં તેઓને સ્થાન આપવું તે ભાવપૂજન કહેવાય છે. પોતાની સારામાં સારી વસ્તુ

* યોગને અંગે આવા ઘણા વિષયો વિચારવાના છે, તે આ પુસ્તકના બીજા ભાગમાં વિચારવામા આવશે.

તેઓને અર્પણ કરવી અને બની શકે તેટલી તેમની ભક્તિ કરવી એ દેવપૂજનમાં આવે છે. ધનનો તીર્થાદિક શુભ સ્થાનમાં વ્યય કરવો, દેવ માટે સુંદર મંદિરો કરાવવાં, બિંબસ્થાપના કરવી વગેરે અનેક રીતે દેવપૂજન થાય છે. જો અમુક દેવમાં દેવના ગુણ છે કે નહિ એનો નિર્ણય ન થઈ શક્યો હોય તો પ્રશસ્ત આશયવાળા ગૃહસ્થે સર્વે દેવની પૂજા કરવી. સત્ય દેવની પરીક્ષા વિના અમુક એક જ દેવને નમસ્કાર કરવાની આગ્રહબુદ્ધિ કરતાં આવી ઓઘદૃષ્ટિથી સર્વ દેવોને નમસ્કાર કરવા તે અપેક્ષાએ સારું છે. એને માટે શાસ્ત્રકાર ચારિસંજીવિનીચાર ન્યાય બતાવે છે. બળદરૂપ થયેલ પતિને વિદ્યાધરના આદેશથી અમુક વૃક્ષ નીચેની સર્વ વનસ્પતિનો આહાર કરાવવાથી પણ છેવટે તેનું મનુષ્યરૂપ કરનાર નવ વધૂની પેઠે, જો એક દેવના દેવત્વ માટે નિર્ણય થયો ન હોય તો, સર્વ દેવને નમસ્કાર કરવો એ માટે અત્રે આ ન્યાય છે. એથી ઓઘદૃષ્ટિમાં લાભ થાય છે, કારણ કે માર્ગદર્શીપણું તેથી પ્રાપ્ત થાય છે અને ત્યાર પછી વિશેષ બોધ થતાં વિશેષ દેવત્વનો નિર્ણય થાય છે એટલે તેનો સ્વીકાર કરી શકાય છે, પણ જો હઠ, કદાગ્રહ કે અજ્ઞાનથી અમુક દેવને આદરેલ હોય તો, મર્કટમુષ્ટિની પેઠે, તેનો ત્યાગ થઈ શકતો નથી. આવી રીતે દેવપૂજન કરવું તે યોગપ્રાપ્તિનો એક ઉપાય છે.

તેવી જ રીતે વૃદ્ધ પુરુષોની સેવા કરવી તે પણ માર્ગ-દર્શકપણું પ્રાપ્ત કરવામાં અતિ ઉપયોગી હોવાથી બહુ લાભ કરનાર છે. ગુણવાનની સંગતિથી. તેઓના સંપર્કથી અને તેઓની પર્યુપાસનાથી ગુણની ઓળખાણ થાય છે, ગુણ ઉપર

રાગ થાય છે અને તે પ્રાપ્ત કરવા પ્રયાસ થાય છે. વળી માતા-પિતા વગેરેનો ઉપકાર એટલો બધો છે કે તેનો બદલો કોઈ રીતે વળી શકે તેમ નથી. તેના તરફ પૂજ્યબુદ્ધિ બતાવીને તેઓનું યોગ્ય આદરાતિથ્ય કરવું તે તેઓના ઉપકારને માટે ઘટે છે. દેવના સંબંધમાં એટલું ખાસ યાદ રાખવા યોગ્ય છે કે પોતે સવિશેષ દૃષ્ટિએ દેવતત્ત્વનો યોગ્ય નિર્ણય કર્યો હોય તો-પણ અન્ય દેવ ઉપર દ્વેષ તો કદી કરવો જ નહિ. પરમત-સહિષ્ણુતા રાખવાની ખાસ જરૂર છે અને તેને માટે યોગ્ય શબ્દોમાં યોગગ્રંથકારો વારંવાર ઉલ્લેખ કરી ગયા છે.

૨. **દાન**—પાત્રને યોગ્ય વખતે યોગ્ય રીતે સન્માનપૂર્વક ઉચિત દાન આપવું. આ સિવાય કીર્તિદાન પોતાની સ્થિતિને યોગ્ય આપવુ ઘટે છે. દયાને પાત્ર પ્રાણી ઉપર અનુકંપા લાવી વસ્ત્ર, ધન પ્રમુખનું દાન આપવુ તેને અનુકંપાદાન કહેવામાં આવે છે. દાન આપવામાં વિવેક રાખવાની જરૂર છે. રોગીને અપથ્ય વસ્તુનું દાન આપવુ તે મૂર્ખાઈ છે, તેમ જ દીન-અનાથને દાન આપતી વખતે પોતાનાં માતા, પિતા, સ્ત્રી, પુત્ર વગેરે જેના ભરણપોષણનો આધાર દાન આપનાર ઉપર હોય તેવા પોષ્ય વર્ગની વૃત્તિને વિરોધ ન આવે તેવી રીતે દાન-આપવું. ખાસ કરીને જેઓ દીન, અંધ, કૃપાપાત્ર હોય, શરીરે અપંગ હોય, તેઓને વિવેકપૂર્વક દાન આપવું યોગ્ય છે. દાનના સંબંધમાં યોગના પૂર્વઉપાય તરીકે યોજના બતાવવાનું કારણ એમ જણાય છે કે એથી ત્યાગધર્મની શરૂઆત થાય છે. પોતાની વસ્તુ પરને આપી દેવાનો માર્ગ સુલભ નથી, તેથી તેનો જેને અભ્યાસ પડે તે વસ્તુનો ત્યાગ કેમ કરવો તે સારી

રીતે સમજે છે અને તેને પરિણામે યોગભૂમિકામાં જે પૌદ્ગલિક સર્વ વસ્તુઓનો અને સંબંધોનો ત્યાગ કરવો પડે છે તેની અત્ર શરૂઆત થાય છે. આનો સમાવેશ સદાચાર, જે પર હવે વિવેચન કરીએ છીએ, તેના પેટામાં થાય છે.

**સદાચાર**—નીતિના ઉત્તમ નિયમોને અનુસરવાનું નામ સદાચાર કહેવામાં આવે છે. માર્ગદર્શક તરીકે એ અતિ ઉપયોગી છે. અનેક ગુણોનો અત્ર સમાવેશ થાય છે અને તેનો વિસ્તારથી નામનિર્દેશ કરીએ તોપણ વિવેચન ઘણું લાંબું થઈ જાય. બહુ અગત્યના સદાચારો આપણે વિચારી જઈએ. ગંભીર, ધીર પ્રાણી પ્રકૃતિથી જ પારકાનું મન રાખી તેનું કામ કરવા તત્પરતા બતાવે તે સુદાક્ષિણ્ય; અન્યનું દુઃખ દૂર કરવાની ઇચ્છા તે દયાળુતા; દુઃખી પ્રાણી ઉપર દયા લાવી તેનો ઉદ્ધાર કરવા યત્ન કરવો તે દીનોદ્ધાર; અન્ય મનુષ્ય પોતા ઉપર ઉપકાર કરે તેની બૂઝ જાણવી તે કૃતજ્ઞતા; લોકમાં પોતાની અપકીર્તિ થાય તો તે માટે મરણથી પણ વિશેષ ભય લાગે તે જનાપવાદભીરુત્વ; ગુણવાન પ્રાણી ઉપર સ્વાભાવિક રીતે રાગ રાખવો તે ગુણીરાગ; ઉત્તમ, મધ્યમ કે અધમ મનુષ્યની નિંદાનો ત્યાગ કરવો તે નિંદાત્યાગ; ગમે તેવી વિપત્તિ આવે તો તેમાં રાંકડા–દીન ન થઈ જવુ, ગભરાઈ ન જવું અને જાણે પોતામાં કાંઈ પુરુષાર્થ જ નથી એમ જણાવા ન દેવું એ અદૈન્ય; કોઈને આપેલ વચન અથવા પોતે કરેલ નિયમને ગમે તેટલા ભોગે નિર્વહવા એ સત્પ્રતિજ્ઞત્વ; ગમે તેવી અથવા તેટલી સંપત્તિ, ભોગ, વૈભવ પ્રાપ્ત થાય તોપણ જરા પણ અભિમાન થવા ન દેવું એ નમ્રતા; પોતાનાં વ્રત-નિયમાદિ ધર્મોને અડચણ

ન કરે એવા કુળાચારને અનુસરવું તે સુકુલ્યત્વ; કારણ વગર નકામું ન બોલવું, પરનું હિત થાય તેવું બોલવું, પરને પ્રિય લાગે તેવું બોલવું તે મિતભાષિતા; પોતાના પ્રાણ કંઠે આવે તોપણ નિંદ્ય આચરણ સેવવું નહિ એ નિંદ્યત્યાગ; સારાં કામ માટે દૃઢ આગ્રહ; શુભ માર્ગમાં ધનનો વ્યય, લોકરુચિને અનુસરવાનો નિર્ણય; પ્રમાદત્યાગ વગેરે વગેરે અનેક પ્રકારના સદાચારો છે. જે વર્તનથી વ્યવહારુ રીતે ઉપયોગી મનુષ્યમાં ગણના થાય, જે વર્તનથી એક નીતિમાન અને સારો સદ્ગુણી મનુષ્ય ગણાય, જે વર્તનથી ઊંચામાં ઊંચા પ્રામાણિકતાના અને સૌજન્યના ગુણો પ્રાપ્ત થાય તે સર્વનો સદાચારમાં સમાવેશ થાય છે.

નીતિના ઊંચામાં ઊંચા નિયમોનું પાલન કરવું અને અત્યારે જેને નૈતિક બિંદુ (Moral Point of View)કહેવામાં આવે છે, તે બિંદુથી ઉત્કૃષ્ટ ચારિત્રગુણ બતાવવો તે સર્વનો આ યોગની પૂર્વસેવામાં સમાવેશ થાય છે. યોગધર્મનો અધિકારી નૈતિક દૃષ્ટિએ જરા પણ ઊતરતો હોઈ શકે એ વાત તદ્દન અસંભવિત છે. પ્રામાણિકપણામાં પણ ઉત્કૃષ્ટ વ્યાપારી, મુત્સદ્દી કે નોકર જેવું વર્તન રાખે, અથવા હાઈકોર્ટના જજની પાસેથી જે પ્રકારના વર્તનની આશા રાખી શકાય, તેનાથી ઊંચુ નૈતિક બળ આ માર્ગગામી પ્રાણીએ બતાવવાનું છે, અને એવા વર્તન વગર ગ્રંથિભેદ થાય કે યોગભૂમિકાની પ્રાપ્તિ થઈ શકે એમ માનવું એ તદ્દન ધૃષ્ટતા જ છે. આવી ધૃષ્ટતા બતાવનારા અને ધર્મને વગોવનારા પ્રાણીઓ ઘણા હોય છે, પણ તે બાહ્યચારી જ છે એમ સમજવું. યોગની વ્યાખ્યા અને આશયો ઉપર અગાઉ જે વર્ણન કર્યું છે તે પરથી પણ આ વાત સ્પષ્ટ રીતે

સમજાઈ જાય તેવી છે. સદાચાર શબ્દ એટલો વિસ્તૃત છે કે ઘણા નૈતિક નિયમોનો સમાવેશ થવા ઉપરાંત તેમાં વર્તન અને પ્રક્રિયાનો પણ સમાવેશ થઈ જાય છે.

૩. **તપ**—અનેક પ્રકારનાં તપ કરવાથી ઇન્દ્રિયો પર સંયમ થાય છે. બાહ્ય-અભ્યંતર તપનો અનેક પ્રકારે વિધિ બતાવેલ છે, તેમાં અત્ર બહુધા બાહ્ય તપ માટે સૂચવન હોય એમ જણાય છે. બાહ્ય તપને અહીં યોગપ્રાપ્તિની પૂર્વાવસ્થામાં આટલું મહત્ત્વનું સ્થાન આપવાનું કારણ એ જણાય છે કે એથી સ્થૂળ શક્તિઓ ઉપર અંકુશ આવવા ઉપરાંત તદ્દ્વારા માનસિક વૃત્તિઓ ઉપર પણ એક પ્રકારનો કાબૂ આવી જાય છે. યોગભૂમિકા ઉપર આરૂઢ થવા માટે આવા તપની પૂર્વસેવા તરીકે ખાસ અગત્ય છે. ચાંદ્રાયણ વગેરે તપનો વિધિ વિહિત-શાસ્ત્રમાં બતાવેલ છે તે અનુસારે તેની પ્રક્રિયા કરવી.

૪. **મોક્ષ-અદ્વેષ**—આ અતિ અગત્યનો માનસિક ઉપાય છે. યોગપ્રાપ્તિને અંગે એની બહુ જ આવશ્યકતા છે. કેટલાક ભવાભિનન્દી પ્રાણીઓને સંસાર ઉપર એટલો રાગ હોય છે કે તેઓ સંસારમાં રાચતા જાય છે; તેવા રાગનો આ સ્થિતિમાં ત્યાગ થતો નથી, પરંતુ તેના મનમાં મોક્ષ ઉપર અભાવ ન હોવો જોઈએ. આવા યોગારૂઢ થવાની ઇચ્છાવાળા પ્રાણીને મનમાં એમ થવું ન જોઈએ કે મોક્ષમાં જઈને શું કરવું? ત્યાં કેમ રહેવાશે? ત્યાં રહેવું પસંદ આવશે કે નહિ? અત્યંત વિશિષ્ટ આત્મારામપણાના સુખનો ખ્યાલ ન હોવાથી મોક્ષ-સુખનો ખ્યાલ તો આ દશામાં આવવો મુશ્કેલ છે, પણ તેને

મોક્ષ ઉપર અભાવ ન હોવો જોઈએ, એક ઋષિ એવું લખી ગયા છે કે 'જ્યાં મદવિહ્વળ મદિરાક્ષી સ્ત્રીઓ ન હોય એવા મોક્ષને શું કરવું છે ?'' આવા તુચ્છ વિષયવાંછાજનક ઉદ્દગારો સાંભળીને લોકમત ઉપર કે કુશાસ્ત્ર ઉપર પ્રેમ આવી જાય અથવા તદનુસાર વર્તન કરવાનો વિચાર થઈ જાય, તો મોક્ષ તરફ તિરસ્કાર આવી જાય છે. એવી જ રીતે વર્તમાન કાળમાં અનેક પ્રકારની જડ સુખની વ્યાખ્યાઓ વાંચી મન ભ્રમિત થઈ જાય, તો મોક્ષ ઉપર દ્વેષ આવી જાય છે.

કેટલાકો ઇન્દ્રિયપોષણને સુખ માને છે; કેટલાકો હેતુ સમજ્યા વગર, સાધ્યની અપેક્ષા વગર, નીતિના નિયમપાલનમાં સુખ માને છે. આવાં ઢંગધડા વગરના ખોટા સુખના ખાલી અભ્યાસથી, અથવા ખાઓ, પીઓ, આનંદ ભોગવો (Utilitarianism) જેવા જડવાદના વિચારોથી ભ્રમિત થઈ મોક્ષ ઉપર દ્વેષ ન લાવવો, તેનું સ્વરૂપ સમજવા નિર્ણય કરવો, ન સમજાય તો સમજેલ હોય તેની પાસે સમજવા શિષ્યવૃત્તિ ધારણ કરવી અને મતિમંદતાથી ન સમજાય તોપણ તેના ઉપર દ્વેષ ન લાવવો એ આ યોગપ્રાપ્તિનો ખાસ ઉપાય છે. યોગપ્રાપ્તિ મોડીવહેલી થાય તે વાત બાજુ ઉપર રાખીએ, પણ મોક્ષ ઉપર દ્વેષ આવી જાય તો તો અનંત સંસાર-પરિભ્રમણમાં પણ પાછો તેનો ઉદય થાય નહિ એ વાત ખાસ લક્ષ્યમાં રાખવાની જરૂર છે. આવા દ્વેષથી તો મહાન અનર્થ થાય છે એ વાત બહુ વિચાર કરીને હૃદયમાં ઉતારવાની છે. આ બાબત બહુ ભાર મૂકીને કહેવાનું કારણ એ છે કે આગળ ઉન્નતિક્રમમાં જે ભવોદ્વેગ થવાની વાત કહી છે તેની શરૂઆત આ મોક્ષ-અદ્વેષથી થાય છે. જો મોક્ષ-

અદ્વેષ હોય તો જ સંસાર પર નિર્વેદ થાય છે અને પરંપરાએ તે મહાવૈરાગ્યનું કારણ બને છે. આવી રીતે આપણે યોગપ્રાપ્તિના ઉપાયનું ચિંતવન કરી ગયા.

## અમૃતઅનુષ્ઠાન સ્વરૂપ

જે જે અનુષ્ઠાનો મોક્ષપ્રાપ્તિને માટે કરવામાં આવે તે સર્વમાં ખાસ કરીને તત્ત્વબોધની બહુ જરૂરીઆત છે, તે યોગ-સિદ્ધિના ઉપાયને અંગે જાણી લેવું જરૂરનુ છે. શાસ્ત્રકારે તેટલા માટે અનુષ્ઠાનોના પાંચ મોટા વિભાગ પાડ્યા છે અને તેમ કરીને બતાવી આપ્યું છે કે જેમ એક આંબો (કેરી) હોય તે રોગી માણસ ખાય તો તેથી તેના વ્યાધિની વૃદ્ધિ થાય છે અને બીજા માણસને તે બળની વૃદ્ધિ કરે છે, તેવી રીતે વ્યક્તિપરત્વે એકસરખાં જ અનુષ્ઠાનો જુદા જુદા પ્રકારનાં ફળ આપે છે. ફળાવાપ્તિનો આધાર આંતર આશય અને તત્ત્વાવ-બોધ પર રહેતો હોવાથી અમુક અનુષ્ઠાન કેવું છે તેનો બાહ્ય દૃષ્ટિએ વિચાર કરવાનો નથી.

આ ભવમા અમુક લબ્ધિની અથવા શક્તિની પ્રાપ્તિ થાય અથવા કીર્તિ થાય એવી કોઈ અપેક્ષાથી અનુષ્ઠાન કરવાં તેને વિષ-અનુષ્ઠાન કહેવામાં આવે છે. વિષ ખાવાથી તરત જ પ્રાણુનો નાશ કરે છે એ જાણીતી વાત છે. વિષની પેઠે આવું અનુષ્ઠાન ત્યાજ્ય છે. ગમે તેવી ક્રિયા આવા ઐહિક સુખની ઇચ્છાથી કરવામાં આવે તેથી લાભ થતો નથી.

તેવી જ રીતે પરલોકમાં દેવ, દેવેન્દ્ર, વિદ્યાધર, ચક્રવર્તી-પણાનાં સુખની પ્રાપ્તિની ઇચ્છાથી જે અનુષ્ઠાન કરવામાં આવે,

એટલે અમુક ક્રિયાના ફળ તરીકે એવી સંપત્તિ અથવા બીજું કાંઈ પણ પરલોકમાં પ્રાપ્ત થવાનું નિયાણું કરવામાં આવે, તે **ગરલ** અનુષ્ઠાન કહેવાય છે. અનેક ઝેરી દવાના મિશ્રણથી ગરો નામનું ઝેરી દ્રવ્ય થાય છે, તે પીવાથી પ્રાણી ધીમે ધીમે મરણ પામે છે; તેના વિષનો વિકાર કાળાન્તરે ઉદ્ભવે છે. કોઈ પ્રકારના પારલૌકિક સુખાદિની ઇચ્છાથી જે ત્યાજ્ય અનુષ્ઠાન થાય તે પણ નકામું જ છે.

ઠેકાણા વગરનો પ્રાણી, સન્નિપાતવાળાની પેઠે, અથવા અજ્ઞાનીની પેઠે, વ્યગ્ર ચિત્તે અનુષ્ઠાન કરે તેને **અનનુષ્ઠાન** કહેવામાં આવે છે. આવા પ્રકારનું અનુષ્ઠાન પણ નકામું છે.

સ્તુતિ, સ્તવન, ધ્યાન વગેરે પોતાથી બની શકે તેવાં અનુષ્ઠાનો પૂર્ણ રાગથી કરવામાં આવે તેને **તદ્ધેતુ** અનુષ્ઠાન કહેવામાં આવે છે. આવાં અનુષ્ઠાનથી મુક્તિ ઉપર રાગ થાય છે અથવા અદ્વેષ થાય છે. અને વિશિષ્ટ સદનુષ્ઠાન અમૃત નામનું છે તેનું તે કારણરૂપ હોવાથી, એ પ્રશસ્ય ગણવામાં આવે છે. એમાં ક્રિયા બાહ્ય થાય છે, પણ મોક્ષ ઉપર અદ્વેષ હોવાથી તે પ્રશસ્ય છે. એમાં રાગનો ભાગ છે તે મોહમૂલક છે, તેથી તેટલા પૂરતું તે વિશિષ્ટ અનુષ્ઠાનથી ઓછું પડે છે, પણ એમાં પ્રીતિ-રાગ શુભ વસ્તુ અને શુભ ક્રિયા ઉપર છે તેથી તે આદરણીય ગણાય છે.

તત્ત્વબોધપૂર્વક શ્રદ્ધા સહિત જે અનુષ્ઠાન થાય તેને **અમૃત** અનુષ્ઠાન કહેવામાં આવે છે. એ અનુષ્ઠાનની અંદર વસ્તુબોધ યથાસ્થિત હોવાથી તેમ જ શુદ્ધ તત્ત્વની ઓળખાણ

થયેલી હોવાથી ત્યાં સંવેગનો રંગ જામે છે. આ સ્થિતિમાં જે અનુષ્ઠાન થાય તે ઇચ્છિત ફળ અતિ શીઘ્ર આપે છે.

મુમુક્ષુ પ્રાણીએ એટલા માટે જે જે અનુષ્ઠાનો કરવાં તે આ હકીકત ધ્યાનમાં લઈ, અમૃત અનુષ્ઠાનની કોટિમાં આવે તેવાં કરવાં, કારણ કે અમુક અનુષ્ઠાન કરવામાં પરિપૂર્ણતા થઈ જતી નથી, પરંતુ વિહિત રીતે બોધપૂર્વક અને રાગાદિનો ત્યાગ કરીને આત્માર્થે જ કરવામાં આવે ત્યારે જ તેમાં આનંદ આવે છે અને તે અભિલષિત ફળ આપનાર પણ ત્યારે જ થાય છે; છતાં અહીં યાદ રાખવાનું છે કે અમુક બાહ્ય ફળની અપેક્ષાએ જો અનુષ્ઠાન કર્યું હોય તો તે તુરત જ વિષ કે ગરલના વિભાગમાં ચાલ્યું જશે. માત્ર અનુષ્ઠાન ખાતર જ તે કરવાં અને તેમાં કોઈ પણ પ્રકારની આકાંક્ષા ન રાખવી એ બહુ અગત્યની બાબત છે અને તેને અંગે સમર્પણનો જે સિદ્ધાન્ત વૈષ્ણવો કહે છે તે વિચારવા યોગ્ય છે. તે તો જે કરે તે પ્રભુને આપવાનું કહે છે; પ્રભુને તેવું કાંઈ લેવાની જરૂર નથી અને પ્રભુ હોય તો તેના દરબારમાં કોઈ વસ્તુની ખોટ નથી, પણ એવા ફરમાનનો આશય એમ જણાય છે કે તારે તેના ફળની અપેક્ષા રાખવી નહિ. ગીતામાં એક પ્રસંગે કહ્યું છે કે 'તારો કાર્ય ઉપર અધિકાર છે, ફળ ઉપર અધિકાર નથી, તેની સાથે તારે લેવાદેવા નથી.' આ વાતનુ રહસ્ય સમજી અમૃત અનુષ્ઠાન કરવા યત્ન કરવો, એવી યોગાચાર્યોની ખાસ ભલામણ છે.

## યોગનાં આઠ અંગ

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ—આ યોગનાં આઠ અંગ છે એમ પૂર્વકાળથી

યોગીઓ માને છે. ભૂમિકાને અંગે આ આઠ અંગોનો આંતર આશય સમજાવી સહજ નિરૂપણ આપણે તત્સંબંધે ઉપર કર્યું છે. જૈન યોગનાં ગ્રંથોમાં એ સંબંધમાં સારી રીતે વિવેચન આવે છે. આપણે તત્સંબંધમાં યોગાચાર્ય શ્રીમાન્ હેમચંદ્રસૂરિ શું કહે છે તે સંક્ષેપમાં વિચારી જઈએ. આ વિષયમાં બહુ લંબાણ કરવાની આવશ્યકતા નથી, કારણ, ઉક્ત મહાત્માનું યોગશાસ્ત્ર પ્રસિદ્ધ થઈ ગયું છે અને યોગાચાર્યો આ આઠ અંગના વિવેચન ઉપર આધાર રાખતા નથી. શ્રી હેમચંદ્રાચાર્યે તો અષ્ટાંગની હકીકત બતાવતાં, પ્રસંગોપાત્ત, બીજી ઘણી વાત કરી છે, તેથી સદરહુ ગ્રંથ બહુ ઉપયોગી છે. આ સુપ્રસિદ્ધ આઠ અંગો પૈકી પ્રથમનાં પાંચ અંગો મધ્યમાધિકારી માટે છે અને છેવટનાં ત્રણ ઉત્તમાધિકારી માટે છે. એ આઠ અંગોનો આપણે જૈન યોગગ્રંથોમાં બતાવેલ નિયમ પ્રમાણે વિચાર કરીએ. (અત્ર અષ્ટાંગનો નિર્દેશ કર્યો છે તે ઉક્ત યોગશાસ્ત્ર અને જ્ઞાનાર્ણવનો સાર છે.)

## ૧. યમ

**સમ્યક્ત્વ**

સંસારસમુદ્રનો પાર પામવા માટે અને અનિર્વાચ્ય આત્મિક સુખ નિરંતરને માટે પ્રાપ્ત કરવા માટે આત્માના સહજ ગુણો જ્ઞાન, દર્શન અને ચારિત્ર પ્રગટ કરવાની ખાસ જરૂર છે. એ ગુણો પ્રગટ કરવા માટે પ્રથમ શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ અને શુદ્ધ ધર્મ ઉપર શ્રદ્ધા રાખવી જોઈએ. એ શ્રદ્ધા બરાબર રહે તેટલા માટે અનેક ગુણોના આશ્રયસ્થાન, રાગદ્વેષ રહિત દેવતત્ત્વને શોધી કાઢવું જોઈએ. દેવતત્ત્વમાં ખાસ એ યાદ રાખવાનું છે

કે દેવ યથાસ્થિત વસ્તુસ્વરૂપના બનાવનાર હોવા જોઈએ અને તેઓને કોઈ પણ પ્રકારનો મોહ, ઇચ્છા કે રાગ ન હોવાં જોઈએ. ગુરુતત્ત્વ શોધતાં તેઓ ખાસ નિઃસ્પૃહ હોવા જોઈએ, સામ્ય-અવસ્થામાં સ્થિત થયેલ જોઈએ, શુદ્ધ ધર્મનો બોધ કરનાર હોવા જોઈએ અને મહાવ્રતને ધારણ કરનાર હોઈ ભિક્ષા ઉપર આજીવિકા ચલાવનાર હોવા જોઈએ. આવા ગુરુ હોય તો જ, શરમ કે સ્પૃહા રાખ્યા વગર, સત્ય માર્ગનો ઉપદેશ આપી શકે. ક્ષમા, માર્દવ, આર્જવ વગેરે ઉપરોક્ત દશ પ્રકારનો ધર્મ એ સદ્ધર્મતત્ત્વ છે. આ સુદેવ, સુગુરુ, સુધર્મ તત્ત્વની બરાબર શોધ કરી તેને આદરવાં તેનું નામ સમ્યક્ત્વ કહેવામાં આવે છે. એ સમ્યક્ત્વ અમુક પ્રાણીમાં છે કે નહિ તેને બતાવનાર પાંચ લિંગ યોગાચાર્યોએ બતાવ્યાં છે તે વિચારવા યોગ્ય છે.

### પાંચ લિંગ

એ પાંચ લિંગ આ પ્રમાણે છે : તીવ્ર કષાયના ઉદયના ત્યાગથી **શમ;** મોક્ષના તીવ્રતમ અભિલાષરૂપ **સંવેગ;** સંસારથી વૈરાગ્ય, તેના ઉપર ખેદ, તેના ઉપર અનાદરવૃત્તિ એ **નિર્વેદ;** કોઈ પણ પ્રકારના સ્વાર્થ વગર દુઃખી પ્રાણીને દુઃખમાંથી છોડાવવાની ઇચ્છા તે **અનુકંપા** (દુઃખ અનેક પ્રકારનાં છે, સાંસારિક, માનસિક, આત્મિક વગેરે.); શુદ્ધ તત્ત્વ ઉપર શંકારહિતપણું તે **આસ્તિક્ય.** આ પાંચ લિંગ ઉપરથી સમ્યક્ત્વના અસ્તિત્વની ખબર પડે છે. ગ્રંથિભેદ થઈ સમ્યક્ત્વ થયા પછી પ્રાણી દેશવિરતિપણું પ્રાપ્ત કરે છે એટલે પાંચ યમોને અમુક અંશે પ્રાપ્ત કરે છે, એટલે હિંસા વગેરે પાંચને મન,

વચન અને કાયાથી કરવા-કરાવવાં નહિ વગેરે રૂપે ત્યાગ કરે છે. અહીં જે ત્યાગ થાય છે તે સ્થૂળથી થાય છે એટલે સર્વ-વિરતિની પેઠે સર્વથા ત્યાગ બની શકતો નથી.

**અહિંસા**—આ યમમાં પ્રાણી હિંસાનો ત્યાગ કરે છે. અહીં તેને વિચાર થવો જોઈએ કે જેટલું પોતાનું જીવિતવ્ય પોતાને પ્રિય છે તેટલું જ સર્વ પ્રાણીઓને પ્રિય છે. એકેંદ્રિય વન-સ્પતિમાં જીવન છે એ તો હવે વિજ્ઞાનના પ્રયોગોથી સિદ્ધ થઈ ચૂક્યું છે, કારણ કે મનુષ્યશરીર પેઠે તે પણ વિજળીક પ્રવાહનો જવાબ આપે છે, ઝેરી પદાર્થો તેના પર અસર કરે છે અને ઉત્તેજક વસ્તુઓ તેના પર મનુષ્યો કે દેડકાનાં શરીર પર જેવું કામ કરે છે તેવી અસર ઉપજાવે છે. સર્વ જીવોને પોતાના આત્મા જેવા જાણી તેનો વધ ન કરવો અથવા યથાશક્તિ વિના કારણ કોઈનું જીવિતવ્ય લેવું નહિ એ પ્રથમ અહિંસાવ્રત છે. અહિંસાવ્રતના સંબંધમાં વારંવાર બહુ ઉલ્લેખ આ શાસન-માં કરવામાં આવેલ છે, કારણ કે અહિંસાને પાળવા માટે શારીરિક કષ્ટો પણ સહન કરવાની આજ્ઞા આપવામાં આવે છે અને એ અગત્યના વ્રતને પાળવા માટે બીજાં વ્રતોની સંકલના છે એમ બતાવવામાં આવ્યું છે. અન્યના પ્રાણ તેને એટલા બધા વહાલા હોય છે કે તેનો નાશ કરતાં તેને મહાદુઃખ થાય છે, તેથી આ વ્રતના સંબંધમાં બહુ ભાર મૂકી મૂકીને એ સંબંધમાં બહુ જાગૃતિ રાખવાનું, ઉપયોગ રાખવાનું, સાવધતા રાખવાનું કહેવામાં આવ્યું છે. કેટલીક જગ્યાએ ધર્મને નામે હિંસા બતાવવામાં આવી છે તે આ દૃષ્ટિથી તદ્દન ત્યાજ્ય છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે. આ અહિંસા વ્રતનો દેશથી આદર

કરવો તેને પ્રથમ યમ કહેવામાં આવે છે. સર્વ વ્રતની વાડરૂપ હોવાથી આ યમ ઉપર સવિશેષપણે લક્ષ્ય આપવાનું છે. હિંસાનું ફળ શરીરમાં વ્યાધિ વગેરે થાય છે અને અહિંસાથી દીર્ઘ આયુષ્ય, રૂપ, આરોગ્ય વગેરે પ્રાપ્ત થાય છે.

**સત્ય**—આ દ્વિતીય યમ છે. એને અંગે કોઈ પણ પ્રકારની ક્રોધાદિક તુચ્છ વૃત્તિને આધીન ન થયાં અસત્ય ન બોલવું એ સર્વવિરતિપદસ્થિત સાધુઓ માટે અને પાંચ મોટાં જૂઠાંનો તો સર્વથા ત્યાગ કરવો, એ દેશવિરતિપદસ્થિત અન્ય મનુષ્યો માટે જરૂરનું છે. આ પાંચ મોટાં અસત્ય આ પ્રમાણે: ૧. કન્યાના વેવિશાળાદિ સંબંધને અંગે કન્યા સંબંધી, ૨. ભૂમિ સંબંધી, ૩. જનાવર સંબંધી, ૪. અસત્ય બોલવું, થાપણ (ડિપોઝીટ)ને ઓળવવી અને ૫. સોગન ઉપર ખોટી સાક્ષી આપવી. આ પાંચ મહાઅસત્યનો સર્વથા ત્યાગ કરવો એવો યોગાચાર્યોનો આદેશ છે. અસત્ય વચનથી સામો માણસ ખોટે રસ્તે દોરાય છે અને તેને સત્ય હકીકત જણાતાં એટલું બધું દુઃખ લાગે છે કે અસત્ય વચનોચ્ચાર કરવો એ એક પ્રકારે જોતાં એના ભાવપ્રાણને હણવા જેવુ છે. આ પ્રમાણે હોવાથી સુજ્ઞ પ્રાણીએ હિત, મિત, પ્રિય, તથ્ય અને પથ્ય વચન બોલવું યુક્ત છે. સત્ય બોલવાથી મનમા પણ એક એવા પ્રકારની શાંતિ થાય છે કે તેનું વર્ણન કરવુ મુશ્કેલ છે. પોતાને સત્ય બોલવાથી કદાચ જરા ઘસારો સહન કરવો પડે તોપણ સત્યનો ત્યાગ કરવો ઉચિત નથી, કારણ કે એવા ઘસારાથી પણ મનમાં સ્વાત્મસંતોષ થાય છે અને એક ફરજ બજાવી એવું લાગે છે. અસત્યનાં ફળ તરીકે મૂંગાપણું, ગૂંગળાપણું

વગેરે મુખના વ્યાધિઓ થાય છે અને સત્ય બોલનારને કેટલીક અમાનુષી પ્રકૃતિઓ પણ અસર કરી શકતી નથી.

**અસ્તેય**—ચોરીનો ત્યાગ. જે વસ્તુ પોતાની ન હોય તેને ધણીની રજા વગર લેવી તેને અદત્તાદાન કહેવામાં આવે છે. કોઈની પડેલી, વીસરાઈ ગયેલી, નાશ પામેલી, સ્થિર પડેલી, દાટેલી કે એવી બીજી કોઈ પણ રીતે અન્યની માલેકીવાળી વસ્તુ તેના માલિકે આપ્યા વિના લઈ લેવી તેનો ચોરીમાં સમાવેશ થાય છે. પરધન અથવા વસ્તુ ઉપર તેના માલેકને પ્રાણ જેટલો પ્રેમ હોય છે, તેથી તે લઈ લેવામાં તેના પ્રાણ લેવા જેટલું દુઃખ તેને લાગે છે. આવી ભાવહિંસાને અટકાવવા માટે ચૌર્યનો ત્યાગ કરવાની ખાસ જરૂર છે. આ પ્રમાણે હોવાથી અન્યનું તૃણ માત્ર પણ હોય તે લેવું નહિ એ આ યમ બતાવે છે. ચોરી કરવાથી દુઃખ, દુર્ભાગ્ય પ્રાપ્ત થાય છે, દારિદ્ર આવે છે અને મનમાં ક્લેશ થાય છે. તેના ત્યાગથી અનર્થ-પરંપરાનો નાશ થાય છે અને લક્ષ્મી સ્વયમેવ આવી મળે છે. લક્ષ્મીની પછવાડે જેઓ દોડે છે તેનાથી તે દૂર ચાલી જાય છે, પણ જે તેની સ્પૃહા કરતા નથી તેને તે ખુશીથી આવીને વરે છે.

**બ્રહ્મચર્ય**—પ્રથમ અંશે મન–વચન–કાયાથી દેવતા સંબંધી, મનુષ્ય સંબંધી કે તિર્યંચ સંબંધી ભોગોનો સર્વથા વિરામ અથવા સ્થૂળથી સ્વદારાસંતોષ કરવારૂપ આ ચતુર્થ યમમાં વિષયવાંછાનો ત્યાગ કરવા સંબંધી સૂચવન કર્યું છે. ગમે તેવી રૂપવાળી સ્ત્રી હોય તેનો ત્યાગ કરવા દૃઢ ભાવના કરવી એ યોગપ્રાપ્તિનું એક મુખ્ય અંગ છે. બદ્ધ વીર્યવાન પોતાની સર્વ ઇંદ્રિયો પર એટલો અંકુશ રાખી શકે છે કે તેને

સાધ્ય સમીપ થઈ જાય છે. અને તેથી યોગના ગ્રંથોમાં બ્રહ્મચર્ય માટે વારંવાર ઘણું કહેવામાં આવ્યું છે. આપણે આ વિષયની શરૂઆતમાં પણ બ્રહ્મચર્યનું મહત્ત્વ વિચારી ગયા છીએ. કેટલાક તુચ્છ વિષયાભિલાષી પ્રાણીઓની સ્ત્રીઓ તરફની ચેષ્ટા, વાતચીત તથા વર્તન જોઈ તેઓના મદોન્મત્તપણા ઉપર મનમાં હાસ્ય આવ્યા વગર રહેતું નથી. મોહરાજાના પ્રબળ યોદ્ધા કામદેવ પર વિજય મેળવવાની ખાસ જરૂર છે, કારણ કે સર્વ કર્મમાં મોહનીય કર્મ વિશેષ બળવાન છે અને સંસારચક્રમાં ફસાવનાર અને રખડાવનાર પણ તે જ છે. વિષયભોગ વખતે સ્ત્રીસંયોગથી અનેક જીવોનો નાશ થાય છે તેથી પ્રથમ યમની અપેક્ષાએ પણ આ યમ ગ્રહણ કરવા યોગ્ય છે. વળી, મૈથુનસેવનથી જેનાં નામો પણ આવા ગ્રંથમાં આપવાં ઉચિત ન ગણાય એવા અનેક રોગો થાય છે અને રાત્રિએ ઊંઘમાં પણ શાંતિ મળતી નથી. આ ઉપરાંત પરસ્ત્રીગમનથી મોટું વૈર તેના પતિ સાથે થવાનો અને પ્રાણાંત કષ્ટ થવાનો પણ સંભવ રહે છે. સ્ત્રીશરીરમાં શું ભર્યું છે તેનો વિચાર કરવાથી વિષયભોગ ઉપર એકદમ વૈરાગ્ય આવે તેમ છે. વિષયેચ્છાથી અથવા વિષયસેવનથી અનેક વ્યાધિઓ થાય છે. અને તેની શરૂઆતમાં સહજ સ્થૂળ સુખ લાગે છે, પણ પછી તેમાં કાંઈ સુખ જેવું રહેતું નથી અને પરિણામે મહાદુઃખ ઉત્પન્ન થાય છે; તેમ જ તેના ત્યાગથી શરીરનું લાવણ્ય, સૌંદર્ય અને સંપત્તિ જળવાઈ રહે છે ને વિશેષ પ્રાપ્ત થાય છે. બ્રહ્મચર્ય પાળવાથી યોગમાં બહુ જલદી પ્રગતિ થાય છે એ સુપ્રસિદ્ધ હકીકત છે. આ અગત્યના યમ પર ખાસ વિચાર કરવા યોગ્ય છે.

**અકિંચનત્વ**—પાંચમા નિષ્પરિગ્રહતારૂપ યમમાં મૂર્છાનો ત્યાગ કરવાનો માર્ગ બતાવ્યો છે. ધન, ધાન્ય, પશુ આદિ કોઈ પણ વસ્તુઓ ઉપર મૂર્છા કરવી, અત્યંત ઇચ્છાથી તેને પોતાની કરવા મનસૂબો કરવો એ પરિગ્રહ છે. અમુક વસ્તુ પાસે હોવી તેને પરિગ્રહ કહેવામાં આવતો નથી, પણ તેના ઉપર મૂર્છા કરવી અથવા વિહિત રીતિ કરતાં વધારે ધર્મોપકરણ રાખવાં તેનુ નામ પરિગ્રહ છે. મૂર્છાથી અસંતોષ ઉત્પન્ન થાય છે અને અસંતોષથી અનેક કુકૃત્યો અને કુચિંતવનો થાય છે. સંતોષથી જે માનસિક સુખ થાય છે તેનું વર્ણન કરવું અશક્ય છે. સંતોષને યોગાચાર્યો કામધેનુ અથવા કલ્પવૃક્ષ સાથે સરખાવે છે તેનું કારણ સ્પષ્ટ સમજી શકાય તેમ છે. સંતોષથી જ્યાં ઇચ્છા ઉપર જ અંકુશ આવી જાય ત્યાં પછી કલ્પવૃક્ષ પણ તેને નકામાં છે. મનુષ્યને કર્મનો ભાર કરાવનાર અનેક આરંભો છે અને તે આરભો કરવાનું કારણ મૂર્છા છે. મૂર્છાને લીધે તેવા આરંભો કરવાની વૃત્તિ થાય છે. આથી આ અતિ ઉત્પાત કરાવનાર તૃષ્ણાનો ત્યાગ કરવો ઉચિત છે. ધનની ઇચ્છાથી પ્રાણી કેવાં કેવાં અયોગ્ય વર્તન કરે છે તે અનુભવનો વિષય છે અને જરા અવલોકન કરનાર પણ તે સારી રીતે જોઈ શકે તેમ છે. આ પ્રમાણે સ્થિતિ હોવાથી સંતોષ રાખવો એ ખાસ કર્તવ્ય તરીકે પ્રાપ્ત થાય છે. **મનોરથ** ભટની ખાણ એટલી ઊંડી છે કે તે કદી પુરાતી જ નથી, તેને પૂરવાનો ઉપાય કરવો એમાં મૂઢતા છે, સંતોષ રાખી પ્રાપ્ત થયેલ સંપત્તિમાં રાજી રહેવું એ જ શ્રેષ્ઠ વાત છે.

આ પાંચ યમોનો સામાન્યથી તેમ જ દેશથી ત્યાગ અત્ર

બતાવ્યો છે. જ્યારે તેનો સર્વથા ત્યાગ થઈ શકે છે ત્યારે તેમાં બહુ જ આનંદ આવે છે. મનથી પણ હિંસાનો ત્યાગ થાય, કોઈ પણ પ્રકારનું અસત્ય વચન કે ભળતું સંદિગ્ધ વચન પણ ન બોલાય, ગુરુની રજા વગર, આપ્તપુરુષના આદેશ વગર અને તે જીવની રજા વગર અદત્ત જીવ કે વસ્તુનો સ્વીકાર ન થાય, સ્વસ્ત્રી ઉપર પણ ભગિનીબુદ્ધિ થાય અને પ્રાપ્ત ધનનો પણ સર્વથા ત્યાગ થાય–એવી રીતે જુદી જુદી રીતે પાંચે યમનો સર્વથા સ્વીકાર થાય ત્યારે યોગભૂમિકામાં અધિક પ્રગતિ થતી જાય છે અને માર્ગ બહુ સરળ થતો જણાય છે. આ પ્રત્યેક યમના પાંચ પાંચ અતિચારો દેશત્યાગને અંગે બતાવ્યા છે અને સર્વથી ત્યાગરૂપ દરેક યમ પર પાંચ પાંચ ભાવનાઓ છે. પ્રથમની હકીકત અતિ સુંદર રીતે અર્થદીપિકા નામની શ્રાવક-પ્રતિક્રમણ સૂત્ર પરની ટીકામાં બહુ વિવેચન સાથે બતાવી છે અને બીજી હકીકત ઉક્ત યોગશાસ્ત્રના પ્રથમ પ્રકાશમાં બતાવી છે. અહીં વિસ્તારભયથી તે પર ઉલ્લેખ કર્યો નથી. જિજ્ઞાસુએ બરાબર અભ્યાસ કરી આ વિષય સમજવા યોગ્ય છે. આ પાંચ યમનું અત્ર વર્ણન કર્યું છે તે દેશથી આદર કરેલા હોય છે ત્યારે શ્રાવકનાં દ્વાદશ વ્રતો પૈકી પ્રથમનાં **પાંચ અણુવ્રત** બને છે અને સર્વથી આદરેલા હોય છે ત્યારે સાધુનાં **પાંચ મહાવ્રત** બને છે. સિદ્ધિસાધના માટે શ્રાદ્ધ અને યતિ એ બન્ને માર્ગ ઉપયોગી છે. એકમાં ઉન્નતિ સવિશેષ છે અને વિશેષ પ્રગતિને યોગ્ય સાધનોની પ્રાપ્તિ માટે અવકાશ છે; બીજામાં પ્રગતિ અલ્પ અને ધીમી છે; પરંતુ યોગસાધના માટે અને નિર્વાણપ્રાપ્તિ માટે બન્ને માર્ગ બહુ ઉપયોગી હોવાથી બન્ને પર લક્ષ્ય આપવાની જરૂર છે.

## ૨. નિયમ

ઇચ્છા ઉપર અંકુશ લાવવા માટે અનેક પ્રકારના નિયમોની વ્યવસ્થા યોગમાં બતાવી છે. શૌચ, સંતોષ, સ્વાધ્યાય, તપ અને દેવતાપ્રણિધાન એ પાંચ પ્રકારના નિયમના સંબંધમાં આપણે દ્વિતીય યોગભૂમિકાના નિરૂપણ પ્રસંગે વિવેચન કરી ગયા છીએ. આ પાંચ નિયમના સંબંધમાં વિવેચન કરતાં શ્રી યશોવિજય ઉપાધ્યાય બાવીશમી બત્રીશીમાં કહે છે કે શૌચથી છઠ્ઠી અશુચિ ભાવના ભાવવાથી શરીર ઉપર જુગુપ્સા થાય છે. માંસ, રુધિર, મેદ, અસ્થિ અને મજ્જાથી ભરેલી ચર્મની કોથળી ઉપર રાગ કરવો ઉચિત નથી અને એવી જ પરની કાયા હોવાથી તેનો સંસર્ગ કરવો તે કેમ ઉચિત ગણાય? આ શૌચભાવથી સાત્વિક ગુણની વૃદ્ધિ થાય છે અને રજસ અને તમોભાવનો અભિભવ થાય છે, ઇંદ્રિયો પર જય પ્રાપ્ત થાય છે અને આત્મદર્શન કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. સંતોષથી ઉત્તમ પ્રકારનું આત્મીય સુખ થાય છે, સ્વાધ્યાયથી ઇષ્ટદર્શન થાય છે; તપસ્યા કરવાથી શરીર અને ઇંદ્રિય પર બહુ ઉત્તમ પ્રકારનો અંકુશ પ્રાપ્ત થાય છે અને ઈશ્વરપ્રણિધાન નામના પાંચમા નિયમથી આત્મસમાધિની પ્રાપ્તિ થાય છે.

નિયમોનો આવો ચમત્કાર હોવાથી ઇચ્છારોધ કરવા માટે અનેક પ્રકારના નિયમો યોગાચાર્યોએ બતાવ્યા છે. આપણે અત્ર યોગશાસ્ત્રનિર્દિષ્ટ ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રતનું સંક્ષેપમાં નિરૂપણ કરશું. શ્રાદ્ધનાં દ્વાદશ વ્રતમાં પ્રથમનાં પાંચ અણુવ્રતોનું પ્રથમ યમ યોગાંગને અંગે ઉપર નિરૂપણ થઈ ગયું. એ

પાંચની રક્ષા માટે અને આત્માને બરાબર માર્ગ પર રાખવા માટે ત્રણ **ગુણવ્રતો** અને **ચાર શિક્ષાવ્રતોની** યોજના કરી છે. એ પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત મળીને બાર વ્રત થઈ જાય છે અને દેશવિરતિ શ્રાદ્ધાવસ્થાને અંગે અતિ અગત્યનો ભાગ ભજવે છે. જ્યારે અણુવ્રતને બદલે સાધ્વાવસ્થામાં પાંચ મહાવ્રત આદરવામાં આવે, ત્યારે બાકીનાં ગુણ-શિક્ષાવ્રતોનો યોગ સહજ સાધ્ય થઈ જતો હોવાથી સાધુ-યતિઓના સંબંધમાં તેની જુદી વિવક્ષા કરવાની રહેતી નથી, તેથી તેઓને માટે ઉપરોક્ત શૌચાદિની યોજના નિયમ નામના યોગાંગમાં આવે છે, જ્યારે શ્રાદ્ધગુણવિવૃદ્ધિ માટે ગુણ-શિક્ષાવ્રતોની યોજના નિયમ નામના યોગાંગમાં કરી હોય એમ મને લાગે છે.

પચ્ચખ્ખાણનું આંતરરહસ્ય.

નિયમને અંગે પચ્ચખ્ખાણ લેવા માટે શાસ્ત્રમાં અનેક પ્રકારના વિધિ બતાવવામાં આવ્યા છે, તેનો હેતુ એ છે કે અમુક પ્રસંગે ગુરુમહારાજના મુખથી વિશિષ્ટ ધર્મોપદેશના શ્રવણથી, સત્સમાગમના ફળ તરીકે અથવા કોઈ અસાધારણ મન પર અસર કરનાર વ્યાવહારિક બનાવથી ચિત્ત વૈરાગ્ય-વાસિત થઈ જાય છે, કોઈ નજીકના સંબંધીના મૃત્યના બનાવથી અથવા અગ્નિ-જળપ્રકોપથી ધનની અસ્થિરતા અથવા શરીરની ચંચળતા સમજાય છે—આવું જીવનમાં અનેક પ્રસંગે અવારનવાર બને છે. આવી રીતે મનની જે વિશુદ્ધ સ્થિતિ થઈ હોય તે નિરંતર બની રહેતી નથી, કારણ કે અન્ય નિમિત્તો પ્રાપ્ત કરી

સંસારરસિક પ્રાણી પાછો બનેલા બનાવોને ભૂલી જાય છે અને સંસારમાં આસક્ત થઈ જાય છે. હવે જે વખતે આવા બનાવો બને અથવા સંસારથી ઉદ્વિગ્ન થઈ ચિત્ત વૈરાગ્યવાસિત થાય, તે વખતે કેટલાક નિર્ણયો કરવામાં આવે, જીવન વહન કરવા માટે નિયમો મુકરર કરવામાં આવે અને ગમે તેટલા ભોગે તેને અનુસરવા દૃઢ વિચાર કરવામાં આવે, તો બનેલા બનાવ વખતે થયેલ વિશુદ્ધ ચિત્તસ્થિતિનું સાર્થક્ય થાય છે. અને કરેલ નિર્ણયોને અનુસરવામાં આવે તો જીવનયાત્રા સફળ થાય છે. આવા નિયમને વળગી રહેવા માટે દેવ-ગુરુ સમક્ષ જાહેર રીતે વિશિષ્ટ જ્ઞાનસામર્થ્યવાન મહાપુરુષોએ બતાવેલા અપવાદના પાઠો સાથે સૂત્રઉચ્ચારણા કરીને નિર્ણય કરવો તેનું નામ 'પચ્ચખ્ખાણ' કહેવામાં આવે છે. અને એ પચ્ચખ્ખાણ આત્માની ઉત્ક્રાન્તિમાં અતિ અગત્યનો ભાગ ભજવે છે.

હવે આપણે ગુણવ્રતો પર વિચાર કરીએ. તે પ્રસંગે એટલું જણાવવું અહીં પ્રસ્તુત છે કે આ યમ અને નિયમને અંગે પચ્ચખ્ખાણનો જે વિધિ આ યોગમાર્ગમાં બતાવ્યો છે તે, તેના આંતર આશય સાથે, બહુ સૂક્ષ્મ દૃષ્ટિથી સમજવા યોગ્ય છે. વ્રતપચ્ચખ્ખાણ કદી બળાત્કારે લેવાતાં નથી અને તેવી રીતે લેનાર–આપનારને ભવિષ્યમાં લાભ થવાનો સંભવ પણ બહુ જ ઓછો છે; પરંતુ સ્વેચ્છાથી અમુક નિર્ણય કરી તેના પર ધર્મનું સીલ કરવામાં આવે એટલે દેવ, ગુરુ અને આત્મા સમક્ષ કોઈ પણ બાબતને અંગે નિયમ–પચ્ચખ્ખાણ કરવામાં આવે, તો તેથી જ બહુ લાભ થાય છે. મહાકષ્ટને પ્રસંગે પણ નિયમ છોડતાં અથવા તેનો ત્યાગ કરતાં બહુ વિચાર થાય છે

તેનો અન્ય મનુષ્ય દ્વારા અનુભવ કરતાં, એક વ્યવહારુ માણસ તરીકે પણ તેનો ઉપયોગ કરવો ઉચિત લાગતો નથી. અને માંસ કે જે પારકા શરીરનો વિભાગ છે, તેનાથી આપણા પોતાના શરીરનું પોષણ કરવાનો આપણને શો અધિકાર છે? માંસ-ભક્ષણમાં અનેક દૂષણો છે, પણ જ્યારે તે ખાવાનો આપણો અધિકાર જ નથી તો પછી તેનાં દૂષણોની વિચારણા કરવાની જરૂર જ શી છે? અનંત જીવોવાળા પદાર્થો ખાવાથી પણ એટલી જ હાનિ થાય છે. શરીરને ટકાવવા માટે જગતમાં અનેક પદાર્થો છે, પણ આવી તુચ્છ વસ્તુઓ ખાવાથી આત્માની બહુ મલિનતા થાય છે અને અહિંસાના પાયા કાચા પડી જાય છે. રાત્રિભોજન કરવાથી શરીરને બહુ નુકસાન છે અને વૈદ્યક નિયમથી પણ નુકસાન સિદ્ધ હોવાથી તે ત્યાજ્ય છે. આવી રીતે ભોગઉપભોગની વસ્તુઓ માટે વિચાર કરી માંસ, મદ્ય, અનંત-કાય, અભક્ષ્ય પદાર્થો આદિનો ખોરાક તરીકે ત્યાગ કરવો, રાત્રિભોજનનો ત્યાગ કરવો અને આવા પ્રકારના ત્યાગથી પોતાની જાતને કબજામાં લાવવી, તેના પર અંકુશ લાવવો અને પૌદ્ગલિક ત્યાગભાવમાં વિકાસ કરી તેનો સર્વથા ત્યાગ કરવા યોગ્ય ચેતનને બનાવવાની શરૂઆત કરવી.

આવા ભોગોપભોગની વસ્તુઓના નિયમ ઉપરાંત વ્યાપારને અંગે પણ કેટલીક વિચારણા કરવાની જરૂર આ ગુણવ્રતને અંગે બતાવી છે, તેનો આશય એ છે કે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી જેમાં મહાઆરંભ થાય, ઘણા જીવોની હિંસા થાય તેવો વેપાર કરવો નહિ. આ પ્રાણીને ગમે તેટલું મળે તોપણ ધનથી તૃપ્તિ થવાની નથી અને તેને લાગ મળે તો તે ગમે તેવા

અધમ ધંધા વડે પણ ધન એકઠું કરવા લાગી જાય તેવો છે, પરંતુ તેણે અહિંસાનો મુદ્દો ધ્યાનમાં રાખી કર્માદાનના વેપારો ન કરવા જોઈએ. કર્માદાનના વેપારો તેવા પ્રકારના છે કે એનાથી બહુ મોટો આરંભ થઈ પ્રાણીને કર્મોની રાશિથી દાબી દે છે. મતલબ, વિપુલ સંખ્યામાં કર્મો ગ્રહણ કરી લે તેવી સ્થિતિમાં તે પ્રાણીને મૂકે છે. ત્યાં પ્રથમ કર્મ પાંચ છે, જેનો ત્યાગ કરવા ફરમાન બતાવ્યું છે : અંગારકર્મ એટલે કોલસાનો, કુંભારનો, ધોબીનો ધંધો, જેમાં અંગારા સાથે–ભઠ્ઠી સાથે સબંધ હોય છે. આમાં ઈંટ-ચૂના પાડવાના ધંધાનો, લુહારના ધધાનો તથા કંસારાના ધંધાનો પણ સમાવેશ થઈ જાય છે. વનકર્મમાં ઝાડ તોડવાં, પાંદડાં તોડવાં, ઝાડ કપાવવાં તથા ફળ-ફૂલ વેચવાના ધંધાનો સમાવેશ થાય છે. શકટઆજીવિકા. ગાડાં, ઘોડાગાડીઓ, ટ્રામ, મોટર આદિ ચક્રથી ચાલતાં વાહનોનો ધધો કરવો, તેને ચલાવવાં વગેરે. ભાટકઆજીવિકા : ગાડાં, બેલ, પાડા, ઊંટ, ગધેડાં, ખચ્ચર વગેરે પર ભાર ભરી એક જગ્યાએથી બીજી જગ્યાએ વહન કરી તેના વડે આજીવિકા ચલાવવી તે. સ્ફોટકઆજીવિકા : કૂવા, તળાવ ખોદી, અનેક જીવોનું મર્દન કરી તેની આવક પર જીવન ગુજારવું, અથવા તેનો વ્યવસાય કરવો, તેને માટે કંટ્રાકટ વગેરે લેવા તે. આ પાંચ કર્માદાનોના નામ ઉપરથી જણાયું હશે કે તેમાં ઘણાં સ્થાવર તથા ત્રસ જીવોનો વિનાશ થાય છે, ઘણા પ્રાણોની હાનિ થાય છે, ઘણા જીવોને પરિતાપ ઊપજે છે અને પરંપરાએ અનેક પ્રાણીઓના વિનાશનાં કારણો બને છે.

અને ઉક્ત રીતે લીધેલ નિયમ ટકી શકે છે અને એવી રીતે આત્મિક ઉત્ક્રાન્તિમાં પચ્ચખ્ખાણ એક અગત્યનો ભાગ ભજવે છે. જ્યારે વિપત્તિમાં પણ નિયમને વળગી રહેવાની ચીવટ બતાવવામાં આવે ત્યારે ચેતનના વિશુદ્ધ ગુણો વધારે પ્રગટ થવા માંડે એમાં કાંઈ પણ આશ્ચર્ય નથી.

**ગુણવ્રત**—ગુણવ્રતો ત્રણ છે. એનાથી અનેક પ્રકારના ગુણની વૃદ્ધિ થાય છે એ સંદેહ વગરની બાબત છે. પ્રથમના પાંચે યમને ગુણ કરનારા હોવાથી આ ત્રણ **ગુણવ્રત** કહેવાય છે. આપણે એ ત્રણે ગુણવ્રતો વિચારીએ. પ્રથમ **દિગ્વિરતિ** ગુણવ્રત આવે છે. અહીં ચાર દિશાઓ, ચાર વિદિશાઓ અને ઊર્ધ્વ તથા અધો—એ દશ દિશામાં વધારેમાં વધારે કેટલે સુધી જવું-આવવું તેનો નિર્ણય કરાય છે. અમુક મર્યાદાથી આગળ ચાલવાનો અહીં નિષેધ થતો હોવાથી તેનાથી આગળના જીવોની કદી હિંસા થતી નથી, ત્યાં રહેલા કન્યાદિ પદાર્થો માટે અસત્ય બોલાતું નથી કે તત્સંબંધી સાક્ષી દેવાનું થતું નથી, તેમ જ ત્યાંના પદાર્થો ન્યાસ કરેલા હોય તો તેનું અપહરણ થતું નથી, ત્યાં રહેલ વસ્તુની ચોરી થતી નથી, ત્યાં રહેલ સ્ત્રીઓના સેવનનો ત્યાગ થાય છે અને ત્યાં રહેલી લક્ષ્મીની ઉપેક્ષા થવાથી સંતોષ પણ તેટલા પૂરતો રહે છે. જીવને ઘણીવાર આખી દુનિયાની લક્ષ્મી એકઠી કરવાની ઇચ્છા થાય છે, કરોડોના વૈભવથી પણ શાંતિ થતી નથી અને જેમ બધી નદીઓનું પાણી પોતામાં વળે છતાં સમુદ્ર ચોમાસામાં હીન થાય છે, તેમ આ જીવને પૌદ્ગલિક પદાર્થને અંગે વૃદ્ધિ થતાં ઓછપ લાગે છે. આ દિગ્વ્રતથી તેના મનમાં એક પ્રકારની શાંતિ આવી જાય

છે. પહેલા અને પાંચમા યમને વિશેષ ઉદ્દીપન કરનાર આ ગુણવ્રત આધુનિકસમયમાં જરા સાહસ (Adventure)ની આડે આવતું હોય એમ લાગે છે, પરંતુ એનો આંતર આશય અને વર્તમાન ઔદ્યોગિક જીવનથી પાશ્ચાત્ય સંસ્થાઓમાં થયેલી આત્મીય અવનતિ અને વધેલી સ્વાર્થવૃત્તિ તરફ જો લક્ષ્યપૂર્વક શાંતિથી વિચારણા કરવામાં આવે તો આ વિષયનું મહત્ત્વ બરાબર લક્ષ્યમાં આવે તેમ છે. સ્મૃતિભંગથી કરેલ નિયમ વિસારી દિશાનું ઉલ્લંઘન થઈ જાય, નિયમિત ભૂમિ બહાર આદેશ કરી અન્યને મોકલવામાં આવે અને એક તરફ દિશા ઘટાડી બીજી તરફ વધારવાના ગોટા વાળવાની વૃત્તિ થાય એ સર્વ આ દ્વિવિધ–ત્રિવિધે ઉચ્ચરેલા ગુણવ્રતને માટે ત્યાજ્ય છે, દોષરૂપ છે અને એવા દોષોને જૈન પરિભાષામાં અતિચાર કહે છે.

બીજા ગુણવ્રતમાં ભોગઉપભોગની વસ્તુઓના સંબંધમાં યોગ્ય નિયમનો સમાવેશ થાય છે. એક જ વાર વપરાતી ભોગ્ય વસ્તુ અને વારવાર વપરાતી ઉપભોગ્ય વસ્તુને અંગે બહુ નિયમ કરવાની જરૂર છે. તેમાં પણ મદ્ય, માંસ જેવા અતિ કનિષ્ઠ પદાર્થો, જે ખાવાથી બુદ્ધિની તુચ્છતા થાય, હૃદય-બળ નરમ પડે અને મગજ બહેર મારી જાય તેનો તો એકદમ ત્યાગ કરી દેવો જોઈએ. એવી વસ્તુના ઉપયોગથી સર્વ રીતે હાનિ છે. દારૂ પીનારની થતી માઠી સ્થિતિ પર વિચાર કરતાં જ્યારે તે મગજ પર પોતાનો કાબૂ ખોઈ બેસે છે ત્યારે તેના જે બેહાલ થાય છે તેનો ખ્યાલ કરતાં, અને દારૂ જેવી વસ્તુ દરરોજને માટે મગજને કેટલું ઉશ્કેરાયલું બનાવી મૂકે છે

આ પછી પાંચ પ્રકારના વાણિજ્ય-વેપાર આવે છે, તે વ્યાપારની વસ્તુઓ અતિ નિંદનીય છે, તેની ઉત્પત્તિ નિંદનીય છે અને તેનો સંબંધ બુદ્ધિને મલિન કરનાર છે, પરિચય અપવિત્ર કરનાર છે અને સંસર્ગ અધઃપાત કરનાર છે. પ્રથમ દંતવાણિજ્યમાં હાથીદાંત, ચમરી ગાયના કેશ, ઘૂકાદિના નખો, શંખ, કોડા, કોડી, હાડકાં, જનાવરનાં ચામડાં, પીંછાં, રોમ વગેરેના વ્યાપારનો સમાવેશ થાય છે. બીજા લાક્ષવાણિજ્યમાં લાખ, મણુશીલ, ગળી, ટંકણખાર જેવી વસ્તુઓના વેપારનો સમાવેશ થાય છે. ત્રીજા રસવાણિજ્યમાં માખણ, ચરબી, મધ, જેવી વસ્તુઓ, જેમાં અનેક જીવો સ્વતઃ ઉત્પન્ન થાય છે, તેનો સમાવેશ થાય છે. મનુષ્યને તથા તિર્યંચને વેચવા તે કેશવાણિજ્ય કહેવાય છે. જીવતા પ્રાણીનો વ્યાપાર કેશવાણિજ્યમાં આવે છે અને તેઓનાં નખ વગેરે અંગોનો વ્યાપાર દંતવાણિજ્યમાં આવે છે. વિષવાણિજ્યમાં વચ્છનાગ, તરવાર, હડતાલ વગેરે વસ્તુઓનો વ્યાપાર આવે છે. આ પાંચે પ્રકારના વાણિજ્યમાં વસ્તુની ઉત્પત્તિ અને સ્થિતિમાં અને કેટલાકના ઉપયોગમાં અનેક જીવોની સીધી અથવા આડકતરી રીતે હાનિ થતી હોવાથી તેનો વ્યાપાર ત્યાજ્ય ગણાય છે. આ પાંચ વાણિજ્ય થયા.

હવે પાંચ સામાન્ય કર્મોની વાત કરતાં પ્રથમ યંત્રપિલણકર્મ આવે છે. તલ, સર્ષવ પીલવાના સંચા, શેલડી પીલવાના ચીચુડા અને બીજા અનેક પ્રકારના સંચાઓ, જેમાં જીવવધનું કારણ મુખ્ય બને છે, તે તથા વર્તમાન મિલોનો આ પ્રથમ વિભાગમાં સમાવેશ થાય છે. જનાવરનાં નાક વિંધવાં, ઘોડાને ખસી કરવી, બેલને આંકવા, ઊંટની પીઠ ગાળવી તથા જનાવરોનાં અંગોનો

છેદ કરવો ઈત્યાદિ કાર્યને નિર્લાંછનકર્મ કહેવામાં આવે છે. પોપટને પાંજરે નાખવા, કૂતરાં-બિલાડાંને પાળવાં, કુકડાને રાખવા, એને અસતીપોષણકર્મ કહેવામાં આવે છે. જંગલ કે પર્વતને સળગાવવાં, ખેતરમાં દાહ મૂકવો, તેવા અતિ હિંસ્ય કાર્યમાં પુણ્ય માનીને વર્તવું એ દવદાનકર્મ કહેવાય છે અને તળાવ, કૂવા વગેરે જળાશયોને સુકાવવાં અથવા તેનું પાણી અન્યત્ર ખેંચી લેવું, તે સર.શોષણકર્મ કહેવાય છે. આ પાંચ સામાન્ય કર્મો છે.

એવી રીતે પાંચ કર્મ, પાંચ વાણિજ્ય અને પાંચ સામાન્ય કર્મો, કુલ પંદર કર્માદાન કહેવામાં આવે છે. તેની પ્રક્રિયામાં મહાદોષ થાય છે, મહાઆરંભ થાય છે અને અનેક જીવોના પ્રાણનો નાશ થાય છે. અનાભોગે કરવાથી સહજ દોષ થાય છે અને ઈરાદાપૂર્વક કરવાથી વ્રતભંગ થાય છે. પ્રથમ વ્રતના પોષણ માટે આ ભોજન અને વ્યાપારને લગતા દરરોજના ઉપયોગી ગુણવ્રતની બહુ આવશ્યક્તા અત્ર સમજાશે. એને બરાબર લક્ષ્યમા રાખવાથી અહિંસાવ્રત અને તે સાથેનાં બીજાં વ્રતો સારી રીતે સ્થિર થાય છે અને ગુણવ્રતનું એ જ કાર્ય છે. પહેલા ને પાંચમા વ્રતને તો આ ગુણવ્રત અત્યંત લાભ કરનાર છે.

**ત્રીજા અનર્થદંડ ત્યાગ નામના** ગુણવ્રતમાં કારણ વગર, લાભ વગર થતી અવનતિના ત્યાગની વિચારણા થાય છે. સ્વજન કુટુંબના પોષણ માટે જે કાર્ય કરવું પડે તેનો અત્ર સમાવેશ થતો નથી; અત્ર તો પ્રયોજન વગર થતી હાનિ પર

વિચાર થાય છે અને વિચારણાથી પ્રતિજ્ઞા કરી તેનો ત્યાગ કરવામાં આવે છે. નવરા બેસી રાજકથા, સ્ત્રીકથા અને ભોજનની કથાઓ કરવી, ન્યૂસપેપર વાંચવાં, નાટકો જોવાં, નવરા બેસી આર્ત્તધ્યાન-રૌદ્રધ્યાન ધ્યાવાં, કોઈ પણ જાતના લાભ વગર અન્ય માણસને પાપનો ઉપદેશ કરવો, પાપમાર્ગે જોડવાની સલાહ આપવી, પ્રાણનો વધ કરે તેવાં શસ્ત્રો તથા સાધનો એકઠાં કરી રાખી અન્યને આપવાં તે સર્વથા નિષ્કારણ પાપ છે. ભાંડભવાયાના વેશો જોવાં, નાટકો જોવાં, સિનેમા જોવાં, મિલો કાઢવાની સલાહ આપવી, ન્યૂસપેપરમાં આવેલ લડાઈઓ, પાર્લામેન્ટ, મ્યુનિસિપાલીટી આદિ વાતોના તડાકા મારવા, હવા કેવી છે વગેરે પ્રશ્નો ઉપસ્થિત કરી વાતો લંબાવવી—એ સર્વ નિષ્કારણ પાપો છે, મનને દૂષિત કરનાર છે અને પરિણામે કોઈ પણ પ્રકારના લાભ કરનારાં નથી. આવા પાપો આખા દિવસમાં પ્રાણી બહુ વહોરે છે.

આં અનર્થદંડ-ત્યાગમાં મુખ્ય ચાર બાબતો પર ધ્યાન રાખવાનું છે. આર્ત્ત-રૌદ્રધ્યાનનો ત્યાગ કરવો એ પ્રથમ ઉપયોગી વાત છે. એના પર હવે પછી ધ્યાનના વિષયને અંગે વિચારણા કરવાની હોવાથી અત્ર તે પર કાંઈ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. પાપોપદેશ એ બીજો વિષય છે. એમાં આરંભનાં કાર્યો કરવાં, નવી મિલો કાઢવી, નવી દુકાનો ઉઘાડવી, નવી મોટરો ખરીદવી, નવાં મકાનો બાંધવાં વગેરેનો ઉપદેશ આપવો, તે માટે સલાહ આપવી, તત્પ્રેરક ભાષણો આપવાં ઇત્યાદિનો સમાવેશ થાય છે. ત્રીજું, અનર્થદંડનાં અધિકરણો—સાધનો, જેથી પ્રાણીની હિંસા થાય તે દાક્ષિણ્યને લીધે અન્યને માગ્યાં

આપવાનો ત્યાગ કરવો. ઘંટી, દાતરડાં, ખારણિયા વગેરે હોય તે અન્યને આપવાથી તેનો ઉપયોગ હિંસામાં જ થાય છે તેથી આવાં હથિયારો વસાવવાં નહિ અથવા તેનો દુરુપયોગ થવા દેવો નહિ. ચોથા પ્રમાદાચરણમાં નાટક જોવાં, કામશાસ્ત્રનાં પુસ્તકો વાંચવાં, જુગટું રમવું, ગંજીપો ખેલવો, મદ્ય પીવું, જલક્રીડા કરવી, ક્રીકેટના મેદાનમાં જોવા જવું, સરકસમાં પ્રાણીઓ હેરાન થાય તે જોવા જવું, સાઠમારી લડતા પ્રાણીઓને જોઈ આનંદ પામવો, કુકડા વગેરેને લડાવવા, ઘણો વખત ઊંઘ્યા કરવું, દિવસે ઊંઘવું અથવા જ્યારે તક મળે ત્યારે ઊંઘ્યા કરવું—આ સર્વ અનર્થદંડ છે. એ સર્વનો ત્યાગ કરવો. ઉપયોગ વગરની સ્થિતિને લઈને આ ભૂલો થાય છે અને જરા સમજણ રાખવાથી અથવા અવલોકન કરવાથી આવી બાબતમાં બહુ સાવચેતી રાખી શકાય છે. આ ત્રણે ગુણવ્રતોના પોષણ ઉપર ધ્યાન રાખવાથી અનેક ગુણો સ્વતઃ પ્રાપ્ત થાય છે, યોગમાં ઉત્ક્રાન્તિ થતી જાય છે અને પ્રથમનાં પાંચ અણુવ્રતો સવિશેષપણે પાળી શકાય છે.

ત્યાર બાદ ક્રમપ્રાપ્ત **ચાર શિક્ષાવ્રત પર** ટૂંકામાં દૃષ્ટિક્ષેપ કરી જઈએ. શિક્ષાવ્રતો શિખામણરૂપે ગોઠવાયલાં છે અને તેઓ સાધ્ય તરફ ધ્યાન ખેંચવાની શિખામણ આપતાં હોય તેવાં છે. પરિણતિની દૃઢતા માટે વારંવાર કરવામાં આવતા હોવાથી તે શિક્ષાવ્રત કહેવાય છે. એ ચાર શિક્ષાવ્રતોમાં પ્રથમ **સામાયિક વ્રત** આવે છે. સમતાનો જેમાં લાભ થાય, સાધ્ય-અવસ્થા પ્રાપ્ત કરવાની સ્થિરતા જેમાં મળે અને થોડા વખત સુધી આર્ત્ત-રૌદ્રધ્યાન રહિત થઈ આત્મા અપૂર્વ આનંદનો

અનુભવ કરે તેને સામાયિક કહેવામાં આવે છે. અહીં સુજ્ઞ પ્રાણી બે ઘડી અથવા અન્ય મર્યાદિત વખત સુધી સ્થિર ચિત્તે એક જગ્યા પર બેસી જાય, આત્મવિચારણા કે જ્ઞાન-ધ્યાન કરે છે અને તેટલા વખત સુધી કોઈ પણ આરંભનાં કાર્યોનો ત્યાગ કરી સાધુ-અવસ્થા અનુભવે છે. આવી રીતે સામાયિક કરવાનો વિધિ બતાવવામાં આવ્યો છે. બહારની ખટપટનો ત્યાગ કરતાં અને ચિત્તની શાંતિ રાખતાં સામાયિકમાં કેવી અપૂર્વ શાંતિ પ્રત્યક્ષ થાય છે તે અનુભવથી લક્ષ્યમાં લેવા યોગ્ય છે. આર્ત્ત, રૌદ્રધ્યાન તજીને અને સાવદ્ય કર્મનો ત્યાગ કરીને મુહૂર્ત સુધી સમતા રાખવી તેનું નામ સામાયિક છે, એમ શ્રી હેમચન્દ્રાચાર્ય કહે છે. પુદ્‌ગલાનંદીપણાની ટેવથી અત્યાર સુધી જે બાહ્ય ભાવને પ્રાણી સાધ્ય તરીકે ગણતો હતો તેના ત્યાગથી થોડો વખત ચેતનજી આનંદ અનુભવે છે, સમતાસુખની વાનગી પ્રાપ્ત કરે છે અને તેવા વખતમા ધીમે ધીમે આત્મવિચારણા કરતાં પરસ્પર ભાવનું ચિંતવન થાય છે અને વસ્તુતત્ત્વનો વિચાર કરતાં આગળ વધેલા ગુણ પ્રાપ્ત કરવા વિચાર થાય છે અને ભાવનાદૃષ્ટિ વિસ્તૃત અને વિશાળ થતાં તે ગુણો પ્રાપ્ત કરવાની સ્થિતિમાં સ્વને મુકાય છે.

સામાયિક એવી સુંદર વ્યવસ્થિત જૈન પ્રવૃત્તિ છે કે એના સંબંધમાં બહુ લખી શકાય તેમ છે અને અન્યત્ર તેવો પ્રયત્ન આ લેખકે કર્યો છે (જુઓ શ્રી જૈન ધર્મ પ્રકાશ, પુસ્તક બાવીશમું). એ અતિ ઉપયોગી વિષય ઉપર અત્ર બહુ લખવાની જરૂર વિસ્તારભયથી લાગતી નથી, પરંતુ સામાયિક કરવાની ટેવ પાડી કાંઈ વિશિષ્ટ સુખના અનુભવની ખાતરી કરવાની,

અનુભવ કરવાની અને તેને માટે વૃદ્ધિ પામતો પ્રયત્ન કરવાની બહુ જરૂર છે. એમાં સાવદ્ય કર્મોનો ત્યાગ થતો હોવાથી સાંસારિક ખટપટ ઓછી થઈ જાય છે અથવા તદ્દન બંધ થઈ જાય છે અને મન-વચન-કાયાના યોગો પર ધીમે ધીમે અંકુશ આવતો જાય છે. દુનિયાના અનેક સપાટાઓ વચ્ચે ઊભો રહી અવકાશના વખતમાં સમતાનો અનુભવ કરે છે તે જાણે સહરાના રણની ગરમીમાં શાંતિસ્થાન-(Oases) ના જેવું લાગે છે અને તે વખતે ચેતન એવી વિપુલ સુખસ્થિતિ અનુભવે છે કે એનો અભ્યાસ કરવાથી, ટેવ પાડવાથી, પ્રક્રિયામાં મૂકવાથી બહુ આનંદ આવે તેમ છે. સાધ્યની સમીપતા કરવા માટે આ બહુ ઉપયોગી વિષય છે અને એને લક્ષ્યમાં રાખવા ખાસ આગ્રહ છે.

બીજા શિક્ષાવ્રતમાં **દેશાવગાશિક વ્રતનો** વિષય છે. ગુણવ્રતને અંગે દિશાઓનું પરિમાણ કર્યું હોય તેનો પણ અહીં અમુક દિવસ અથવા રાત્રિની કે અન્ય બીજા કામની અપેક્ષાએ વિચાર કરી તેમાં સંક્ષેપ કરવામાં આવે છે. મતલબ, આ વ્રતથી વૃત્તિ પર વિશેષ અંકુશ આવે છે અને તેની મર્યાદા બંધાય છે.

ત્રીજા **પૌષધ વ્રતમાં** સામાયિક વ્રતની પેઠે આખા દિવસ માટે સાધુઅવસ્થાની તુલના કરાય છે, તેનો અનુભવ કરાય છે અને તે માટે વિચારણા થાય છે. દિવસ માત્ર કે રાત-દિવસ સાવદ્ય યોગથી વિરમી, બ્રહ્મચર્ય આદરી, સ્નાનાદિનો ત્યાગ કરી, ભાવાર્ચન આદરી આત્મધ્યાનમાં, અથવા અધિકાર પ્રમાણે ધાર્મિક ક્રિયામાં આદર કરવો તેને પૌષધ કહેવામાં આવે છે.

સામાયિક માટે જેટલું કહેવામાં આવ્યું છે તે સર્વ અહીં સારી રીતે વિશેષે કરીને લાગુ પડે છે. એક દિવસ બાહ્ય વસ્તુઓનો ત્યાગ કરી, ઉપવાસ કે એકાસણું કરી જ્ઞાનધ્યાનમાં મગ્નતા કરવાથી કેવો આનંદ થાય છે તે ખાસ અનુભવવા યોગ્ય છે. એમાં અન્ય વસ્તુઓનો ત્યાગ કરવાની એવી યોગ્ય ઘટના કરવામાં આવી છે કે, એના બરાબર આદરથી સંસારમાં વર્તતો પ્રાણી સર્વથા ત્યાગ કરવાની દશાનું સુસ્પષ્ટ દર્શન કરી શકે અને જ્યારે વિશેષ વીર્યસ્ફુરણા થાય ત્યારે તેવી સ્થિતિ આદરવાનું લક્ષ્યમાં રાખી શકે. જેઓ પૌષધનો કાળ વિશેષપણે ધ્યાનમાં ગાળી શકે તેટલી હદ સુધી પહોંચી શક્યા ન હોય તેમને માટે ભાવાર્ચન કરવા દેવવંદનાદિનો વિધિ બતાવવામાં આવ્યો છે. તેથી પ્રવૃત્તિની દિશા બદલાય છે, જ્ઞાનધ્યાનથી આત્મવિચારણા થાય છે અને એવી રીતે ઉદાત્ત બનેલો આત્મા પોતાનો વાસ્તવિક માર્ગ જોઈ આદરી શકે છે.

ચોથા **અતિથિસંવિભાગ** નામના શિક્ષાવ્રતમાં અતિથિનો આદર કરી તેમને આહાર, વસતિ, પાત્ર તથા વસ્ત્રોનું દાન કરવામાં આવે છે. ગુણવાન પ્રાણીઓનું અનેક પ્રકારે આતિથ્ય કરવું, તેમને બહુમાન આપવું, તેમની પર્યુપાસના કરવી એ તેઓના ગુણોની કિંમત જાણવા જેવું છે. અને ગુણની કિંમત જાણે છે તે તેને આદરવાની ભાવના રાખી શકે છે, પરિણામે ગુણપ્રાપ્તિની સમીપ જઈ શકે છે અને પોતે પણ ઉચ્ચ સ્થિતિએ પહોંચવાને યોગ્ય થાય છે. આને માટે પૌષધને પારણે અતિથિને આમંત્રી તેઓને અર્પણ કરવામાં આવે તે વસ્તુઓનો જ ઉપયોગ કરવો એ આ વ્રતનો એક વિધિ છે. સામાન્ય રીતે

અતિથિને, એટલે વિશિષ્ટ વિરતિભાવ ધારણ કરનાર સાધુપુરુષોને, ધર્મસાધનની વસ્તુઓ પૂરી પાડવામાં, તેઓની સંભાળ રાખવામાં અને ધર્મબંધુઓ ઉપર વાત્સલ્યભાવ રાખવામાં આ વ્રતનો સમાવેશ થાય છે.

સુપાત્રને દાન આપતાં પહેલાં પાત્ર કોને કહેવા તે સમજવા યોગ્ય છે. ત્યાં અષ્ટ પ્રવચનમાતારૂપ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિને ધારણ કરનાર, પંચ મહાવ્રત પાળનાર, ઉપસર્ગ-પરિષહની સેનાને જીતવામાં સુભટ સમાન, સ્વશરીર ઉપર પણ મમતા વગરના, ધર્મોપકરણ સિવાય અન્ય વસ્તુનો ત્યાગ કરનારા, ધર્મના સાધન તરીકે શરીરને સમજનારા, અને તેટલા સારુ જ તેને અનેક દોષરહિત આહારથી જ્ઞાનાદિની વૃદ્ધિ માટે જરૂર પૂરતું પોષણ આપનાર, નવ ગુપ્તિ સહિત બ્રહ્મચર્ય પાળનારા, સ્પૃહા વગરના, માનાપમાન, લાભાલાભ, સુખ-દુઃખમાં સમવૃત્તિવાળા સાધુઓ ઉત્તમ પાત્ર છે, દેશથી ત્યાગ કરનાર, વ્રતધારી અને સર્વવિરતિ આદરવાની વૃત્તિવાળા ગૃહસ્થ મધ્યમ પાત્ર છે અને સમ્યક્ત્વમાં સંતુષ્ટ, વિરતિ વગરના, પણ વિરતિના ઇચ્છક અને તીર્થપ્રભાવના માટે ઉદ્યમી પ્રાણીઓ જઘન્ય પાત્ર છે. આવાં પાત્રોને યથોચિત દાન આપવું, તેઓની યોગ્ય પ્રકારે પર્યુપાસના કરવી એ આ વ્રતમાં આવે છે. અપાત્ર અથવા કુપાત્રને કીર્ત્તિ માટે દાન આપવામાં આવે તેનો અત્ર સમાવેશ નહિ થતાં તેની ગણના દયા—અનુકંપા વગેરેમાં થાય છે.

આવી રીતે ચારે શિક્ષાવ્રતોની વિચારણા ઉપરથી જણાયું હશે કે એનાથી ગુણપ્રાપ્તિ ઉપર લક્ષ્ય રહે છે, મૂળ ગુણનું

પોષણ થાય છે. અને ધીમે ધીમે તે ગુણો પ્રાપ્ત કરવા તરફ ભાવ થાય છે. ગુણ તરફ લક્ષ્ય રખાવનાર, ગુણને પોષનાર અને ગુણમાં વધારો કરાવનાર આ શિક્ષાવ્રતો પણ બહુ ઉપયોગી છે.

આ બાર વ્રતોના અતિચાર અને તેઓનું સૂક્ષ્મ સ્વરૂપ અતિ વિસ્તારથી, જૈન કથારત્નકોશના ચોથા ભાગમાં અર્થદીપિકા નામની શ્રાવક પ્રતિક્રમણસૂત્ર (વંદિત્તુ)ની ટીકામાં અને બાર વ્રતની ટીપમાં છપાઈ ગયાં છે તે વાંચવા ખાસ ભલામણ છે. અત્ર તે શ્રાદ્ધગુણને અંગે નિયમ નામના યોગના બીજા અંગને કેવી રીતે પોષે છે તે બતાવવા સારુ તેનું સામાન્ય દિગ્દર્શન કરાવ્યું છે. સાધુઓને માટે પાંચ મહાવ્રતમાં આ સર્વનો સમાવેશ થાય છે અને તેથી તેઓને માટે ગુણવ્રત અને શિક્ષાવ્રતની વિવક્ષા જુદી કરવામાં આવતી નથી, એ વાત ઉપર જણાવી છે. આ યોગના બીજા અંગને માટે ખાસ વિવેચન કરવાનું કારણ એટલું છે કે મન જ્યારે ઉદાત્ત અવસ્થામાં આવેલ હોય છે તે વખતે તેને ચોક્કસ માર્ગ પર વાળવાની બહુ જરૂર છે અને તેવા સારા વખતમાં તેને માટે કાંઈ નિયમો બાંધી દીધા હોય તો તેનો લાભ દરરોજ મળ્યા કરે છે અને ચિત્ત અસ્થિર અવસ્થામાં જ્યાં ત્યાં ભટકતું અટકી જાય છે. એક વખત તે અંકુશમાં આવી જાય તો પછી તે માર્ગ પર ચાલે છે, પણ જેમ નવીન અશ્વને ગાડીમાં જોડવા પહેલાં તેને પળોટવો પડે છે, તેમ પ્રથમ સન્માર્ગ પર જોડતાં મનને નિયમમાં રાખવા માટે પળોટવું પડે છે. માર્ગ પર આવી ગયા પછી સ્થૈર્યસંપાદનમાં નિયમની બહુ જરૂર રહેતી નથી, પણ તે પહેલાં મનને તદ્દન વશ કરવું જોઈએ અને મનને વશ

પડવું ન જોઈએ. મનને વશ કરવા માટે, તેના પર આધિપત્ય મેળવવા માટે અને તેના પર અકુંશ લાવવા માટે નિયમની—પચ્ચખ્ખાણની બહુ જરૂર છે. યોગના આ દ્વિતીય અંગની જરૂરીઆત અને તેની વિધિ માટે જૈન યોગીશ્વરોએ ઘણું લખ્યું છે. (સામાન્ય બોધ માટે શ્રી દેવેંદ્રસૂરિવિરચિત પચ્ચખ્ખાણ-ભાષ્ય છપાયેલ છે તે વિચારી જવું.) આવી રીતે યોગના દ્વિતીય અંગ નિયમ ઉપર વિચારણા થઈ.

## ૩. આસન

યોગનું તૃતીય અંગ 'આસન' છે. તેને અંગે આસન અને સ્થાનની અનેક પ્રકારની પ્રક્રિયા યોગગ્રંથકારોએ બતાવી છે. શ્રી હેમચંદ્રાચાર્ય યોગશાસ્ત્રમાં પર્યંકાસન, વીરાસન, વજ્રાસન, અબ્જાસન, ભદ્રાસન, દંડાસન, ઉત્કટિકાસન, ગોદોહિકાસન તથા કાયોત્સર્ગ મુદ્રાનું લક્ષણ બતાવે છે. એનું સ્પષ્ટ સ્વરૂપ તો યોગપ્રક્રિયા જાણનાર પાસેથી જ જાણી શકાય તેમ છે, કારણ કે એ અનુભવનો વિષય છે. જ્ઞાનાર્ણવકાર ભદ્રાસનને બદલે સુખાસન નામ આપે છે અને દંડાસનનું નામ આપતા નથી. એ ઉપરાંત લક્ષણ બતાવ્યા વગર આમ્રકુબ્જાસન, ક્રૌંચાસન, હંસાસન, અશ્વાસન, ગજાસન વગેરે નામો યોગશાસ્ત્રની ટીકામાં આપ્યાં છે. આસનની હકીકત લખ્યા પછી સ્પષ્ટ રીતે કહે છે છે કે જે-જે આસન કરવાથી મન સ્થિર થાય તે તે ધ્યાનને સાધનારું આસન સમજવું. યોગપ્રક્રિયામાં જેઓ આગળ વધી ગયા હોય છે, તેઓ તો ગમે તે આસને આત્માનું ધ્યાન કરે છે, પણ પ્રાથમિક સ્થિતિમાં આસનની જરૂર છે, પરંતુ તેનો

એકસરખો નિયમ નથી. આસન અને સ્થાન પસંદ કરવામાં પોતાની અનુકૂળતા વિચારવાની છે. જે સ્થાનકે બેસવાથી ચિત્તની સ્થિરતા થાય અને એકાગ્રતા થઈ શકે ત્યાં બેસવું, અને ત્યાં બેસવાની સાથે ઇંદ્રિયોની ચપળતા ન થાય એવી રીતે બેસવાનો વિચાર રાખવો. સ્થાન અને આસનના સંબંધમાં યોગાચાર્યોએ કેટલીક ભલામણ કરી છે તે, જો બની શકે તો, અનુસરવી અને તેવા પ્રકારનાં આસન-સ્થાન પોતાને માટે મેળવવા વિચાર કરી લેવો.

**સ્થાન–ક્ષેત્રની યોગ્યતા**

સિદ્ધક્ષેત્ર, પર્વતની ઉપરનો શાંત ભાગ, દરિયાકાંઠો, અરણ્યનો સુંદર પ્રદેશ, જીર્ણ ઉદ્યાન, નદીનો સંગમ વગેરે સ્થાનો પસંદ કરવાથી ચિત્તની અસ્થિરતાનાં કારણો નાશ થાય છે; તેવી જ રીતે પર્યંકાસન વગેરે સિદ્ધ આસને બેસવાથી અનેક મહાત્માઓ આત્મારામને સાધી શક્યા છે, તેથી આવાં સ્થાન-આસનને સાધવાં, અને તેની વ્યવસ્થા વખતે એને પસંદ કરવાના નિયમો લક્ષ્યમાં રાખવા. જ્યાં રાગદ્વેષના પ્રસંગો ઓછા હોય, જ્યાં બહુ માણસોનો અવરજવર ન હોય, જ્યાં ચિત્તની પ્રસન્નતા રહેતી હોય, એવું સ્થાન પસંદ કરવું. તીર્થંકર ભગવંત તથા કેવળી અને ભાવિતાત્મા મુનિ-મહારાજાઓ નિર્વાણભૂમિ માટે તીર્થસ્થાનાદિ પસંદ કરે છે; તથા ગોદોહાસન, ઉત્કટિકાસન વગેરે ધારણ કરે છે તે પણ યોગના આ અંગને પુષ્ટિકારક હકીકત છે. આસન સિદ્ધ કરેલ માણસ ધર્મક્રિયામાં શરીરની નિશ્ચળતા જાળવી શકે છે અને સામાયિક, પોસહાદિકમાં સ્થિર આસને બેસી શકે છે. આસન સિદ્ધ કરવાથી શારીરિક

ચપળતાનો અવશ્ય રોધ થાય છે; એટલા માટે એની આવશ્યકતા છે. વ્યાખ્યાનાદિ અવસરે, પ્રતિક્રમણાદિકમાં મુનિ સ્થિર આસન લાંબા વખત સુધી જાળવી શકે છે તે યોગનું એક અંગ છે ને તેનો આમાં સમાવેશ થાય છે.

એક પુસ્તકમાં હઠયોગને અંગે ચોરાશી આસનો બતાવ્યાં છે, તેનાં ચિત્રો પણ આપ્યાં છે અને તે છપાયાં પણ છે. આ આસનોમાં શરીરને કષ્ટ આપવાનો હેતુ છે. મનને મજબૂત કરવાની વિશેષ જરૂર હોવાથી હઠયોગ ઉપર જૈન યોગીઓ વિશેષ ધ્યાન આપતા નથી અને તેની આવશ્યકતા એટલી બધી હોય એમ લાગતું પણ નથી. છતાં અમુક આસને બેઠા પછી અને ધ્યાનધારાએ આગળ ચાલવા માંડયા પછી કદાચ ઉપસર્ગ –પરિષહ થાય તોપણ ધ્યાનભ્રષ્ટ ન થવાય તેટલા પૂરતું શરીરનું ધૈર્ય પણ ધ્યાનકાળે આવશ્યક છે, એ સંબંધમાં બે મત નથી. લક્ષ્યમાં રાખવાની બાબત એ છે કે આસન અને સ્થાન એ સાધન છે, એને સાધ્ય માની લેવાની અથવા તેને સિદ્ધ કરવામા પરિપૂર્ણતા માની લેવાની કદી પણ ભૂલ થવી ન જોઈએ. કેટલીક વાર આવી ભૂલ થતી જોવામાં આવે છે તેથી આ બાબત ઉપર ખાસ લક્ષ્ય ખેંચવાની જરૂરિઆત માનવામાં આવી છે. અવિક્ષિપ્ત મનને આત્મસ્વરૂપ સન્મુખ કરવાનાં સાધનો પૈકી જે જે સાધન ઉપયોગી જણાય તેનો સાધન તરીકે જરૂર ઉપયોગ કરવો એટલી વાત અત્ર બતાવવી આવશ્યક છે અને જૈન યોગકારોએ આસન અને સ્થાનની ઉપયોગિતા એટલા પૂરતી સ્વીકારી છે.

## ૪. પ્રાણાયામ

યોગના આ ચોથા અંગ પર યોગગ્રંથોમાં બહુ વિવેચન કરવામાં આવ્યું છે. પ્રાણ પાંચ પ્રકારના છે: પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન. પ્રાણવાયુ નાસિકાના અગ્રભાગ, હૃદય, નાભિ અને પગના અંગૂઠામાં રહે છે અને લીલા વર્ણનો હોય છે. અપાન વાયુ કાળા રંગનો હોઈ ગળાની પાછળની નાડીઓમાં, ગુદામાં અને પગના પછવાડેના ભાગમાં રહે છે. સમાન વાયુ સફેદ રંગનો હોઈ સંધિસ્થાનોમાં રહે છે. રક્ત વર્ણનો ઉદાન વાયુ હૃદય, કંઠ, તાળુ અને કપાળના મધ્યભાગમાં રહે છે. ઇંદ્રધનુષ્યના વર્ણવાળો વ્યાન વાયુ ચામડીમાં સર્વત્ર રહે છે. આ વાયુનાં લક્ષણ જાણી તેઓ પર વિજય મેળવવો એને પ્રાણાયામ કહે છે.

**પ્રાણાયામના પ્રકાર**

શ્વાસોચ્છ્વાસની ગતિનો છેદ કરવો એનું નામ પ્રાણાયામ કહેવાય છે અને તે રેચક, પૂરક અને કુંભક એ ત્રણ પ્રકારનો છે. કેટલાક આચાર્યો પ્રત્યાહાર, શાંત, ઉત્તર અને અધર એ ચાર પ્રકાર ઉપરના ત્રણ પ્રકાર સાથે મેળવી સાત પ્રકારના પ્રાણાયામ બતાવે છે. નાભિમાંથી બહુ યત્નપૂર્વક ધીમેથી વાયુને બહાર કાઢવો તેનું નામ **રેચક** કહેવાય છે. બહારથી આકૃષ્ટ કરેલા વાયુને નાભિમાં સારી રીતે ભરીને ત્યાં તેને સ્થાપવો તે **કુંભક** કહેવાય છે. અને આકર્ષણ કરવાના કાર્યને **પૂરક** કહેવાય છે. પ્રાણાયામનો આ ત્રણ પ્રકાર સુપ્રસિદ્ધ છે. નાભિઆદિ સ્થાનમાંથી વાયુને હૃદયમાં ખેંચવો તે **પ્રત્યાહાર**. તાળુ, નાસિકા

અને મુખથી વાયુનો રોધ કરવો તે **શાંત.** બહારના પવનને ઊંચો ચઢાવી હૃદયમાં ધારણ કરી રાખવો તે **ઉત્તર.** અને તેથી ઊલટી રીતે તેને નીચે લાવવો તે **અધર** પ્રાણાયામ. એ ઉપરાંત જ્ઞાનાર્ણવમાં **પરમેશ્વર** નામનો પ્રાણાયામ બતાવ્યો છે. તેનું લક્ષણ બતાવતાં કહે છે નાભિકમળમાંથી નીકળતો વાયુ હૃદયકમળમાં થઈને બ્રહ્મરંધ્રમાં સ્થિત થાય તે અતિ ઉત્કૃષ્ટ પરમેશ્વર પ્રાણાયામ જાણવો. પાંચે પ્રકારના પ્રાણવાયુનાં જે સ્થાનો ઉપર બતાવ્યાં છે તે તે સ્થાનકેથી તેનું આકર્ષણ કરીને નાભિ સુધી લઈ આવવાનો વિધિ અને તેના ગમનાગમનનાં દ્વારો યોગગ્રંથોમાં બહુ સૂક્ષ્મ રીતે બતાવ્યાં છે. ઉપર બતાવેલા રેચક, કુંભક અને પૂરકથી આ પ્રયોગ સારી રીતે થઈ શકે છે.

પ્રાણ વાયુના જયથી જઠરાગ્નિનું પ્રાબલ્ય થાય છે, શ્વાસોચ્છ્વાસ દીર્ઘ થાય છે અને શરીરની લઘુતા થાય છે. સમાન અને અપાન વાયુના જયથી ગુમડા તથા ઘાનું રૂઝાઈ જવુ થાય છે, પાચક અગ્નિ પ્રદીપ્ત થાય છે, ચરબી અલ્પ થાય છે અને વ્યાધિનો નાશ થાય છે. ઉદાનના જયથી જળ તથા કાદવની પીડા નાશ પામે છે. વ્યાનના જયથી કાંતિ પ્રબળ થાય છે અને શરીર નીરોગી થાય છે.

શરીરમાં અનેક પ્રકારનાં વ્યાધિઓ થાય છે તેનો નાશ વિધિપૂર્વક પવનનો જય કરવાથી અભ્યાસ વડે થઈ શકે છે. પવનના ચાર પ્રકારનાં મંડળ થાય છે: પૃથ્વી, અપ્, તેજ, વાયુ. આ ચાર મંડળમાંથી કયા મંડળમાં પવન વર્તે છે તે જાણવાની આવશ્યક્તા છે. પૃથ્વીમંડળ વજ્રલાંછનયુક્ત સુવર્ણ

વર્ણવાળું હોય છે અને તેમાં જ્યારે પ્રાણવાયુ વર્તે છે ત્યારે આઠ અંગુલપ્રમાણ શ્વાસ ચાલે છે. અપ્મંડળ વરુણબીજના ચિહ્નયુક્ત અર્ધચંદ્રાકાર શુકલ વર્ણવાળું હોય છે અને તેમાં પ્રાણવાયુ બાર અંગુળ ચાલે છે. તેજમંડળ ત્રિકોણાકાર, ભીમ, ઊર્ધ્વ જ્વાળાયુક્ત પીત વર્ણવાળું હોય છે અને તેમાં પ્રાણવાયુ ચાર અંગુળ ચાલે છે. વાયુમંડળ ગોળ આકારયુક્ત વાદળાના રંગવાળું હોય છે અને નિરંતર વહન કરતો પવન તેમાં છ આંગળ પ્રમાણ ચાલે છે. પવનના જય માટે પ્રાણાયામ કરતી વખત સારા સ્થાનમાં સ્થિર આસને બેસી પગના અંગૂઠાથી બ્રહ્મરંધ્ર સુધી પવનને લઈ આવવાનો અને તેમ કરતાં અનુક્રમે પગને તળિયેથી આગળ ચલાવી શરીરના પ્રત્યેક અવયવમાં તેને ફેરવી તાળુપ્રદેશ સુધી લઈ આવવાનો વિધિ બતાવ્યો છે. જેઓ પ્રાણાયામમાં આગળ વધેલા હોય છે તેઓ કહી શકે છે કે એવી રીતે પ્રાણાયામનો પ્રયોગ કરતી વખતે વાયુને કીડીની ગતિએ એક જગ્યા પરથી બીજી જગ્યા પર જતો તેઓ બરાબર અનુભવી શકે છે. પગથી બ્રહ્મરંધ્ર સુધી લઈ ગયેલા વાયુને પાછો તેથી ઊલટી વિધિએ અંગૂઠા સુધી લઈ આવી તેનું રેચન કરવું. આવી રીતે પ્રાણાયામમાં આગળ વધવા પછી ધારણા થઈ શકે છે અને એનાથી શારીરિક અને માનસિક અનેક વ્યાધિઓનો નાશ થાય છે અને હવે પછી કહેવામાં આવશે તેવું કાળજ્ઞાન પણ થાય છે.

જુદા જુદા મંડળમાં વાયુનો સંચાર હોય તે વખતે ક્યાં ક્યાં કાર્યો કરવાં તે બતાવતાં કહે છે કે પૃથ્વીતત્ત્વ વખતે સ્તંભન કાર્ય કરવું; પ્રશસ્ત કાર્ય કરતી વખતે જીવતત્ત્વ

શોધવું, મલિન કાર્ય માટે વાયુતત્ત્વ લેવું અને વશ કરવાના કાર્ય માટે અગ્નિતત્ત્વ પસંદ કરવું.

**વાયુસંચાર : સ્વરોદય**

ડાબી નાસિકામાં શ્વાસોચ્છ્વાસ ચાલે છે તેને ઈડા નાડી કહે છે, અન્યત્ર તેને ચંદ્ર નાડી પણ કહે છે. એનું સ્થાન ચંદ્ર કહેવાય છે. જમણી બાજુની નાસિકામાંથી પવન ચાલે તેને પિંગલા નાડી કહે છે, અન્યત્ર તેનું નામ સૂર્ય નાડી પણ કહેવાય છે. એનું સ્થાન સૂર્ય છે. બન્ને બાજુની જમણી તથા ડાબી નાસિકામાથી પવન સાથે ચાલે તેને સુષુમ્ણા નાડી કહે છે, એનું શિવસ્થાન છે. બારીકીથી જરા અવલોકન કરવામાં આવશે તો જણાશે કે આપણી નાસિકાઓ એક સ્વરમાં નિરંતર વહેતી નથી, પરંતુ વારંવાર ફર્યા કરે છે. એ શ્વાસોચ્છ્વાસ કેવી રીતે લેવાય છે, તેનો અભ્યાસ કરવા માટે સ્વરોદય જ્ઞાનનાં* પુસ્તકોમાં એ સંબંધી બહુ હકીકત લખી છે. કઈ નાડી વહેતી વખતે કયું કામ કરવું, એથી કેવા પ્રકારનું ફળ થાય, ભવિષ્યત્ જ્ઞાન માટે એ નાડીઓ કેટલી ઉપયોગી છે, એનાં પૃથ્વી આદિ ચાર તત્ત્વો કેવા પ્રકારનાં છે, એનું શું ફળ છે વગેરે અનેક વાતો સ્વરોદયનાં ગ્રંથોમાં અને કેટલાંક યોગનાં પુસ્તકોમાં આપવામાં આવી છે. આવી બાબતના ખાસ અનુભવી સદ્ગુરુ મળે અને તેઓને સાંપ્રદાયિક જ્ઞાન હોય તો જ આવા વિષયમાં ઊતરવુ સહજ પણ યોગ્ય ગણાય, નહિ તો

* સ્વરોદયજ્ઞાન ચિદાનંદજીનું કરલું છે. તેવી રીતે શિવસ્વરોદયજ્ઞાન વગેરે બીજા સ્વરોદયજ્ઞાનના ગ્રંથો પણ છે.

એમાં ઉતરવાથી ઘણું નુકસાન થાય છે. એનું કારણ એ છે કે પૌદ્‌ગલિક બાબતોમાં પડી જઈ જે મહાન હેતુથી અને વિશિષ્ટ સાધ્યપ્રાપ્તિ માટે યોગપ્રક્રિયા આદરી હોય છે તે અહીં અટકી જાય છે. યોગગ્રંથકારો આ નાડીજ્ઞાનમાં શું શું બતાવે છે, તેનો સહજ વિચાર કરી પ્રાણાયામના સામાન્ય વિષયને અંગે જૈન શાસ્ત્રકારનો શુ અભિપ્રાય છે તે આપણે હવે જોઈ જઈએ.

**નાડીવિજ્ઞાન**

**ચંદ્ર, સૂર્ય** અને મધ્યમા અથવા **સુષુમ્ણા** એ ત્રણ નાડી કોને કહેવી તે આપણે ઉપર જોઈ ગયા. ચંદ્ર નાડી વામ બાજુએ ચાલનારી, અભીષ્ટને આપનારી ગણાય છે. સૂર્ય નાડી દક્ષિણ બાજુએ ચાલનારી, અનિષ્ટનું સૂચવન કરનારી છે. અને સુષુમ્ણા નાડી મધ્યમાં ચાલનારી, નિર્વાણ ફળને આપનાર છે. ઉત્તમ કાર્યોમાં ચંદ્ર નાડી ઉપયોગી છે અને દીપ્ત કાર્યોમાં સૂર્ય નાડી ઉપયોગી છે. અમુક તિથિએ ચંદ્ર નાડીનો ઉદય શુભ ગણાય છે, અને અમુકમાં સૂર્યનો ઉદય શુભ ગણવામાં આવ્યો છે. અમુક રીતે કેટલાક દિવસ સુધી ચાલે તો તેથી મૃત્યુનો કાળ નક્કી કરી શકાય છે. આ ઉપરાંત નાડીથી કાળજ્ઞાન પણ થઈ શકે છે. શરીરમાં વ્યાધિ વગેરે હોય તો કેટલીક વાર ગોટાળો પણ થઈ જાય છે, તેથી બાહ્ય કાળનુ લક્ષણ પણ બતાવવામાં આવેલ હોય છે. નેત્રમાં અમુક વિકાર થાય, મસ્તકમાં અમુક દેખાવો જણાય અને કાનમાં અમુક અવાજ સંભળાય તેનાથી પણ કાળજ્ઞાનનો નિર્ણય થઈ શકે છે. આ સિવાય કાળજ્ઞાનના બીજા અનેક પ્રકારો છે અને તે સ્વરોદય વગેરે ગ્રંથોમાં બહુ વિસ્તારથી આપવામાં આવ્યા છે. દાખલા તરીકે

અમુક પક્ષીના દર્શનથી અથવા અમુક રીતે તેના અવાજથી કાળજ્ઞાનનો નિર્ણય થઈ શકે છે, અમુક આસને પવિત્ર થઈને બેસીને અંતરાત્માને પ્રશ્ન કરવાથી ધ્વનિ દ્વારા પણ કાળનો નિર્ણય થઈ શકે છે. એને ઉપશ્રુતિથી કાળનિર્ણય કરેલો કહેવામાં આવે છે. પ્રશ્ન મૂકીને લગ્ન દ્વારા પણ કાળજ્ઞાન થાય છે. છાયા-જ્ઞાનથી, યંત્રની કલ્પનાથી અને યંત્રમાં સૂર્યઉદય વખતે અમુક પ્રકાર જોવાથી પણ કાળનિર્ણય થઈ શકે છે.

વળી, એક વિદ્યાપ્રયોગ પણ કાળનિર્ણય માટે બતાવ્યો છે. એ પ્રયોગમાં અમુક અક્ષરોની ઘટના કરી સવારમાં છાયા-લગ્ન જોવાનો વિધિ બતાવ્યો છે, અને તેમાં જે દેખાય તે પરથી કાળનિર્ણય થઈ શકે છે. જય-પરાજયનો નિર્ણય કરવા તથા બીજી બાબતોના ભવિષ્ય જ્ઞાનને અંગે જ્યારે કોઈ પ્રશ્ન કરે, ત્યારે નાડીસંચારથી અમુક વિધિએ તેની કાર્યસિદ્ધિનું જ્ઞાન આપી શકાય છે. આવી રીતે પ્રશ્ન મૂકવાનો રિવાજ હજુ પણ ઘણી જગ્યાએ જોવામાં આવે છે. નાડી ક્યા પ્રવાહમાં વર્તે છે, તેનો નિર્ણય બિંદુજ્ઞાનથી થઈ શકે છે અને અભિમત નાડી ન હોય તો તેને બદલવાના રસ્તા પણ બતાવવામાં આવ્યા છે અને નાડીની શુદ્ધિનો વિધિ પણ બતાવવામાં આવેલ છે. નાડી પર અંકુશ મેળવતાં પરપુરપ્રવેશ પણ થઈ શકે છે, એટલે હાથી-ઘોડા અથવા અન્ય મનુષ્યના શરીરમાં પ્રવેશ કરી તદ્ દ્વારા અનેક કામો કરી શકાય છે, જુદાં જુદાં રૂપ ધારણ કરી શકાય છે અને અનેક પ્રકારની ક્રીડા થઈ શકે છે. પાપની શંકાથી જીવતા મનુષ્યના શરીરમાં પ્રવેશ કરવાનો નિષેધ કર્યો છે.

આ ઉપરાંત નાડીજ્ઞાનથી ગર્ભમાં રહેલ બાળકનું જ્ઞાન થઈ

શકે છે. આ વિષય પર લખાયેલા ગ્રંથોમાં નાડીનું અચિંત્ય સામર્થ્ય બતાવવામાં આવ્યું છે અને તેની શુદ્ધિનો માર્ગ પણ બહુ વિસ્તારથી બતાવવામાં આવ્યો છે.

**પ્રાણાયામફળ અને કર્તવ્યવિચારણા**

એ અતિ વિસ્તારવાળા વિષય ઉપર જ્ઞાનાર્ણવ અને યોગશાસ્ત્રમાં બહુ વર્ણન કરવામાં આવ્યું છે. પવનનો વેધ કરી પરપુરપ્રવેશ કરવાનો જે વિધિ આ ગ્રંથમાં બતાવ્યો છે, તે હોંશથી વાંચવાલાયક છે; પરંતુ આવા **કાળજ્ઞાનના કે શરીરસ્વાસ્થ્યના હેતુથી કદી પણ પ્રાણાયામ કરવો યુક્ત નથી.** વિચાર કરવા યોગ્ય છે કે પ્રાણાયામનો હેતુ જો આવું કાળજ્ઞાન હોય તો તેમાં લાભ શો? શરીરસ્વાસ્થ્યનો હેતુ પણ પૌદ્‌ગલિક છે અને તેવી અપેક્ષાથી પ્રાણાયામ કરવો ઉચિત નથી. વળી, કાળજ્ઞાનાદિમાં પણ એટલો ભ્રમ થાય છે કે સત્ય શું છે અને અસત્ય શું છે તેનો નિર્ણય થવો મુશ્કેલ પડે છે. યોગગ્રંથકારો પ્રાણાયામના ઉત્કૃષ્ટ ફળ તરીકે પરપુરપ્રવેશ જણાવે છે, પરંતુ સાથે જ જણાવી દે છે કે, ઘણો પ્રયત્ન કરતાં અને ઘણા વખત સુધી તેને ચાલુ રાખતાં છતાં પણ, આ પરપુરપ્રવેશ સિદ્ધ થાય કે ન પણ થાય. ધ્યાનસિદ્ધિને માટે જરૂરનો ધારવામાં આવે તો જ પ્રાણાયામ કરવો ઉચિત છે, નહિ તો તેથી પ્રાણવાયુનો રોધ થતાં કેટલીક વાર મનને પીડા થઈ જાય છે. તેથી ખાસ લાભનું અને સાધ્યપ્રાપ્તિનું તેને કારણ માની શકાય તેમ હોય તો પોતે પોતાના સંબંધમાં આ પ્રાણાયામનો ઉપયોગ કરવો, બાકી **સામાન્ય રીતે એ બહુ ઉપયોગી અંગ નથી.**

ખાસ કરીને નાડીજ્ઞાન અથવા કાલજ્ઞાનાદિ માટે પ્રાણાયામનો ઉપયોગ ન કરવાનાં ઘણાં કારણો છે. એવા વિશિષ્ટ જ્ઞાનવાળા ગુરુમહારાજો મળવા લગભગ અશક્ય છે. જેઓ તેનો પ્રયોગ કરે છે, તેઓમાં દંભ અને આત્મવંચના એટલી બધી હોય કે સત્યને શોધી કાઢવું મુશ્કેલ પડે છે અને એવી રીતે કદાચ નાડીજ્ઞાન પ્રાપ્ત થાય તો તે આડે રસ્તે ઉતારી નાખનાર થાય છે. શરીરસ્વાસ્થ્ય પૌદ્ગલિક છે અને પરપુરપ્રવેશ બહુધા કૌતુકાંતર હોવાથી સંસાર વધારનારાં જ છે. આ પ્રમાણે હોવાથી પોતાને ખાસ લાભ હોય તો જ પ્રાણાયામ નામના યોગના અંગનો આશ્રય કરવો. આ વિષયમાં સામાન્ય રીતે ચર્ચા કરતાં શ્રીમદ્યશોવિજયજી ઉપાધ્યાય, બાવીશમી બત્રીશીમાં ચોથી યોગદૃષ્ટિ પર ઉલ્લેખ કરતાં, પ્રાણાયામની વ્યાખ્યા આપી જણાવે છે કે "પ્રાણાયામથી ધારણાની યોગ્યતા થાય છે એવો પતંજલિ વગેરેનો અભિપ્રાય છે. ભગવાનના સિદ્ધાન્તમાં તો શ્વાસોચ્છ્વાસના રોધથી વ્યાકુળતા થવાના હેતુથી તેનો નિષેધ કર્યો છે. અમુક વ્યક્તિને ઉપયોગી હોય તો તેણે પ્રાણાયામ કરવા, કારણ કે યોગીઓને નાના પ્રકારની રુચિ થાય છે અને પોતાની રુચિ પ્રમાણે યોગનો ઉપાય કરવામાં આવે તો ઉત્સાહ રહે, તેથી પ્રાણાયામથી પણ ફળસિદ્ધિ થઈ જવી તેવા પ્રાણીને સંભવે છે. યોગબિન્દુમાં યોગસિદ્ધિના છ પ્રકાર શ્રી હરિભદ્રસૂરિએ બતાવ્યા છે: ઉત્સાહથી, નિશ્ચયથી, ધૈર્યથી, સંતોષથી, તત્ત્વદર્શનથી અને જનપદ(લોક)ના ત્યાગથી. આ પ્રમાણે હોવાથી જે **પ્રાણીની ઇંદ્રિયવૃત્તિનો નિરોધ પ્રાણવૃત્તિના નિરોધથી જ થઈ શકે તેમ હોય તેને જ આ પ્રાણાયામ નામનું**

અંગ ઉપયોગી છે.” (અઢારમી ગાથા પર ટીકા; બત્રીશ બત્રીશી ગ્રન્થની બાવીશમી બત્રીશી).

આ લંબાણ ટાંચણ ઉપરથી જણાશે કે પ્રાણાયામને માટે મુખ્ય વૃત્તિએ તો તેની આવશ્યકતા સ્વીકારવામાં આવતી નથી, અને જ્યાં આવે છે ત્યાં પણ સાધનવૃત્તિ તરીકે અને આડકતરી રીતે વ્યક્તિ પરત્વે તેનો ઉપયોગ ગણવામાં આવે છે અને તેમાં પણ તેનો પૌદ્ગલિક હેતુ કે આશય ન હોવો જોઈએ, એ ખાસ લક્ષ્યમાં રાખવાનું છે. શ્રીમાન હેમચંદ્રાચાર્ય પ્રાણાયામના વિષય પર બહુ લંબાણ પ્રકરણ લખે છે, પણ શરૂઆતમાં જ કહે છે કે મુક્તિના સાધન તરીકે તે ધ્યાનમાં ઉપયોગી નથી. આ ઉપરાંત પરપુરપ્રવેશ વગેરેને તેઓ આદરથી ઉપયોગી ગણતા નથી, પરંતુ આટલું છતાં બહુ વિસ્તારથી નાડીજ્ઞાન વગેરે વિષયો પર વિવેચન આપ્યું છે તે, મારા માનવા પ્રમાણે, વિષયને સંપૂર્ણ ચર્ચવા અને તે સંબધી જૈનો જ્ઞાત છે એમ જણાવવા અને કેટલાક મધ્યમાધિકારીનું તે દ્વારા પણ શુદ્ધ માર્ગ તરફ ખેંચાણ કરવા માટે હોવું જોઈએ. પ્રાણાયામ કરવાની ઇચ્છાવાળાએ ખાસ તેના અનુભવી ગુરુની જોગવાઈ જોવી. એ વિષય ચોપડીઓ વાંચવાથી કદાચ સમજી શકાય, પણ પ્રક્રિયામાં તો મૂકી શકાય તેવો નથી જ, એ ખાસ ધ્યાનમાં રાખવું.

## ૫. પ્રત્યાહાર

યોગનું પાંચમું અંગ પ્રત્યાહાર છે. પ્રાણાયામનું સ્વરૂપ બતાવતાં સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું છે કે પ્રાણાયામથી કદર્થના થાય છે તો ચિત્તની સ્થિરતા થતી નથી અને તેવા પ્રકારનો

પ્રાણાયામ ઉપયોગી પણ નથી. આટલા ઉપરથી ઉપાધ્યાયજી સ્પષ્ટ કહે છે કે બાહ્ય ભાવનું રેચન કરી અંતર્ભાવનું પૂરણ કરવું અને નિશ્ચિત અર્થમાં કુંભક કરવું એ ભાવપ્રાણાયામ છે (બત્રીશી, ૨૨–૧૯). ઇંદ્રિયનો રોધ કરવામાં જો કોઈ પણ પ્રકારે ઉપયોગી થાય તો જ પ્રાણાયામની જરૂરીઆત તેટલા પૂરતી સ્વીકારવામાં આવી છે. મુખ્ય વૃત્તિએ યોગના કોઈ પણ અંગનો ઉપયોગ મનોવૃત્તિના રોધ માટે, રાગ-દ્વેષની પરિણતિ ઓછી કરવા માટે અને તેના સાધન તરીકે ઇંદ્રિયવૃત્તિ પર અંકુશ લાવવા માટે છે અને તેટલા પૂરતું જો કોઈ પણ અંગ અમુક પ્રાણીને ઉપયોગી થઈ શકતું ન હોય તો તેને માટે તે અંગ નકામું છે. ઇંદ્રિયોમાંથી મનને ખેંચી લઈ, ઇંદ્રિયના વિષયોથી વિરક્ત થઈ, ધર્મધ્યાનમાં મનને નિશ્ચળ કરવું એ ધ્યાનના પ્રથમ પગલા તરીકે પ્રત્યાહારનુ સ્વરૂપદર્શક લક્ષણ છે (યોગશાસ્ત્ર, ૬–૬). પ્રશાંતબુદ્ધિ આત્મા પોતાની ઇંદ્રિયો અને મનને વિષયમાંથી ખેંચી પોતાની ઇચ્છા હોય ત્યાં સ્થાપન કરે તેને પ્રત્યાહાર કહેવામાં આવે છે (જ્ઞાનાર્ણવ, ૩૦–૧). ભગવાન પતંજલિની પ્રત્યાહારની વ્યાખ્યા લગભગ આવા જ પ્રકારની છે. તેઓ (૨–૫૪) કહે છે કે જે ઇંદ્રિયવૃત્તિ પોતાના વિષયના વિયોગકાળે પોતે જાણે ચિત્તવૃત્તિને અનુસરે છે, તેને પ્રત્યાહાર કહેવામાં આવે છે. ઇંદ્રિયવૃત્તિઓ ચિત્તવૃત્તિની સાથે યથાર્થરૂપે અનુકાર કરનારી થાય એ તો અસંભવિત છે, પણ જ્યારે ચિત્ત ધ્યેય તરફ જાય ત્યારે વિષયો તરફ ઇંદ્રિયો ન જાય એવો ગૌણ અનુકાર ઇંદ્રિયોનો થઈ જાય છે. તાત્પર્યાર્થ એ છે કે ઇંદ્રિયો પોતાના વિષયો તરફ ન જતાં ચિત્તવૃત્તિ જ્યારે નિરોધસમયે

ધ્યેયાભિમુખ રહે ત્યારે તેમાં ખલેલ ન પહોંચાડે એવી સ્થિતિને પ્રત્યાહાર કહે છે.

સામાન્ય રીતે, આપણે અનેક પ્રસંગે જોયું છે કે, ઇન્દ્રિયો પોતાના વિષયો તરફ એવી જોરથી ચાલ્યા કરે છે કે ચિત્તવૃત્તિને પણ તે મલિન કરી નાખી વિષયો તરફ ખેંચી જાય છે, પરંતુ ચિત્તવૃત્તિ મજબૂત થઈ જ્યારે ધ્યેય તરફ જાય છે, ત્યારે કાંઈ પણ પ્રયત્ન કર્યા વગર ઇંદ્રિયો પણ તત્સન્મુખ થઈ જાય છે. ચિત્તને તેટલા માટે ધ્યેયાભિમુખ કરવાની ખાસ જરૂર છે અને તે આ યોગાંગમાં થાય છે. આ પ્રત્યાહારથી ઇંદ્રિયો બહુ સારી રીતે વશ થઈ જાય છે, તેનો જય થાય છે અને તે અંકુશમાં આવી જાય છે. પ્રત્યાહારથી એટલી પ્રગતિ થાય છે કે વિષયમાં જે આનંદ થયો હોય છે તે દૂર થાય છે અને મનની એવી અવસ્થા દૂર થવાથી, સામાન્ય રીતે, તે જુદા જુદા પદાર્થ ઉપર અથવા, પરિભાષામાં કહીએ તો, ધ્યેય ઉપર સ્થિર થાય છે. ધ્યાનમાં સ્થિર થવાના પૂર્વ પગથિયા તરીકે આ પ્રત્યાહાર ઘણો ઉપયોગી છે અને સર્વ ગ્રંથકારો એની અગત્યતા સ્વીકારે છે. જ્ઞાનાર્ણવકાર કહે છે કે ઇંદ્રિયવિષયોથી નિવૃત્ત થયેલું મન સમભાવ પામે છે, ધ્યાનતંત્રમાં જોડાય છે અને પ્રાણાયામમાં જે સ્વાસ્થ્ય તેને પ્રાપ્ત થતું નથી તે અત્ર પ્રાપ્ત થાય છે અને તેથી છેવટે તેનો આત્મામાં લય થઈ જાય છે. વળી, વિશેષમાં તેઓ કહે છે કે, જે મુનિ સંસારદેહભોગથી વિરક્ત હોય, કષાય જેના મન્દ થયા હોય, જે વિશુદ્ધ ભાવયુક્ત હોય, વીતરાગ હોય અને જિતેંદ્રિય હોય તેવાઓએ પ્રાણાયામ કરવો પ્રશંસાયુક્ત નથી. મતલબ કે તે અમુક અંશે

પૌદ્ગલિક હોવાને લીધે અને શરીરને યાતના કરાવનાર હોવાથી ઉપયોગી નથી અને કેટલીક વાર તે આર્ત્તધ્યાન કરાવનાર થાય છે. આ દુર્ધ્યાન છે અને તેનું લક્ષણ હવે પછી વિચારવામાં આવશે; તે પરથી જણાશે કે તે ત્યાગ કરવા યોગ્ય છે.

## ૬. ધારણા

યોગના આ છઠ્ઠા અંગના સંબંધમાં શ્રીમાન હેમચંદ્રાચાર્ય બહુ સંક્ષેપમાં ઉલ્લેખ કરે છે. ધ્યેયદેશ પર ચિત્તને સ્થાપન કરી ત્યાં તેને એકાગ્ર કરવું તેનું નામ ધારણા છે (૩–૧). ભગવાન પતંજલિની ધારણા શબ્દની આ વ્યાખ્યા સ્વીકારાયેલી છે. ધારણાના દેશની ચર્ચા કરતાં તેના બે વિભાગ બતાવવામાં આવ્યા છે: બાહ્ય અને અભ્યંતર. બાહ્ય પદાર્થોમાં સગુણ ઈશ્વરનું ધ્યાન કહે છે અને અભ્યંતરમાં નાસિકા, જિહ્વા તથા સપ્ત ચક્રોની વ્યવસ્થા બતાવે છે. આધાર ચક્ર,સ્વાધિષ્ઠાન ચક્ર, મણિપૂર ચક્ર, અનાહત ચક્ર, વિશુદ્ધિ ચક્ર, આજ્ઞા ચક્ર અને અજરામર ચક્રનું સ્વરૂપ બતાવી તેનો પ્રયોગ સદ્ગુરુ પાસેથી શીખી લેવાની ભલામણ કરે છે. પાતંજલદર્શનના ત્રીજા પાદના પ્રથમ સૂત્રનું વિવેચન વાંચી જવાની અત્ર ભલામણ કરવામાં આવે છે, કારણ કે એ વિષય જરા લંબાણ છે અને ગુરુમુખના જ્ઞાન વગર માત્ર અહીં લખી નાખવાથી સમજાય તેવો નથી.

ધારણા દેશનો નિશ્ચય કરતાં શ્રી હેમચંદ્રાચાર્ય નાભિ, હૃદય, નાસિકાનો અગ્રભાગ, કપાલ, ભ્રૂકુટિ, તાલુ, આંખ, મુખ, કાન અને મસ્તક એટલાં સ્થાનો બનાવે છે. એને માટે નિયમ એવો છે કે જેમ ધનુષ્યનો પ્રયોગ શીખનાર માણસ પ્રથમ

સ્થૂળ વિષયને લક્ષ્ય કરે છે અને ઉત્તરોત્તર સૂક્ષ્મ તરફ વધતો જાય છે, તે પ્રમાણે અહીં પ્રથમ બાહ્ય વિષયમાં મૂર્ત પદાર્થને ધ્યેય કરી ધારણા કરવી અને તેમાં જ્યારે સિદ્ધિ થાય ત્યારે આગળ પ્રગતિ કરી અંતરમાં ચેતનજીનો સાક્ષાત્કાર થાય તેવી રીતે પૃથક્ પૃથક્ સ્થાનકેથી તેને ધ્યેય કરવો. સાલંબન ધ્યાનની અને મૂર્તિમાન કરેલા પરમાત્મસ્વરૂપની પ્રાથમિક દશામાં કેટલી જરૂરિઆત છે તે અહીં સ્પષ્ટ થાય છે. પ્રથમનાં પાંચ યોગનાં અંગો મંદાધિકારી માટે છે, એટલે યોગની પ્રક્રિયા ન જાણનારને તે બહુ ઉપયોગી છે. શરૂઆતમાં તેનો ઉપયોગ જરા પણ ઓછો નથી, એ ખાસ લક્ષ્યમાં રાખવાનું છે. છેલ્લાં ત્રણ અંગો ધારણા, ધ્યાન અને સમાધિ સર્વસાધારણ છે અને મધ્યમ તથા વિશિષ્ટ અધિકારી માટે પણ ઘણા ઉપયોગનાં છે. એ યોગનાં અંગ પૈકી ધ્યાન અંગ ઘણું જ ઉપયોગી છે અને તેના પર યોગગ્રંથકારોએ અને ખાસ કરીને જૈનાચાર્યોએ ઘણું લખ્યું છે. તે યોગના વિષયના કેન્દ્રસ્થાનીય અંગ પર હવે આપણે વિચાર કરીએ.

## ૭. ધ્યાન

યોગના આ અતિ અગત્યના અંગ ઉપર બહુ વિચારપૂર્વક લક્ષ્ય આપી તેનું રહસ્ય સમજવા યોગ્ય છે. ધારણામાં ધ્યેયના એક દેશમાં ચિત્તવૃત્તિને સ્થાપવામાં આવે છે, ધ્યાનમાં એકાગ્રતા કરવામાં આવે છે. ધ્યાનથી કર્મોનો પ્રબળપણે ક્ષય થઈ જાય છે અને તેના પ્રકાશથી રાગાદિ અંધકાર દૂર થઈ જાય છે. સાધ્ય-

પ્રાપ્તિનું પ્રબળ કારણ ધ્યાન છે અને પાપસમૂહનો નાશ કરવા માટે તે અગ્નિ સમાન છે. ધ્યાનથી ચિત્તની એકાગ્રતા થવાથી અનેક પ્રકારના લાભ થાય છે. એ સંદેહ વગરની બાબત પર, તેનું મહત્ત્વ સ્પષ્ટ કરવા, લગભગ દરેક '**જૈન યોગ**' પર વિવેચન કરનાર આચાર્યોએ લાંબો ઉલ્લેખ કર્યો છે. આ ધ્યાનના વિષય પર વિવેચન કરતાં પહેલાં જૈન યોગગ્રંથોમાં તેના કેવી રીતે વિભાગ પાડવામાં આવ્યા છે તે બતાવવાથી વિષય સ્પષ્ટ થઈ જશે. પ્રથમ જ્ઞાનાર્ણવ નામના ગ્રંથમાં શ્રી શુભચંદ્રાચાર્યે કેવી રીતે ધ્યાનના વિભાગ પાડ્યા છે તે આગળ ૧૮૮–૧૮૯મા પૃષ્ઠ પર લખેલા પટ પરથી વિચારમાં લેવું. તેઓએ જે વિભાગ પાડ્યા છે, તે પરથી જણાશે કે તેઓ ધ્યાનના પ્રથમ દુર્ધ્યાન અને શુદ્ધ ધ્યાન એ બે વિભાગ કરે છે. દુર્ધ્યાન યોગનું અંગ નથી, છતાં તેના જ્ઞાનની પણ બહુ જરૂર છે, કારણ કે તેનું સ્વરૂપ જ્યાં સુધી સમજવામાં આવે નહિ ત્યાં સુધી તેનું માહાત્મ્ય પણ યોજવામાં આવે નહિ. આ દુર્ધ્યાનમાં **આર્ત્ત** અને **રૌદ્ર** ધ્યાનનો સમાવેશ થાય છે અને ઘણાખરા પ્રાણીઓ આ દુર્ધ્યાનમાં જ પોતાનો સમય વ્યતીત કરતા હોવાથી એનું સ્વરૂપ આપણે બહુ સંક્ષેપમાં વિચારી જઈએ.

### આર્ત્તધ્યાન

આર્ત્તધ્યાનનો અર્થ પીડા તરફ લક્ષ છે. એ અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે અને જેમ દિગ્મોહથી ઉન્મત્તતા થાય છે તેમ તેનાથી એક પ્રકારની ગાંડાઈ પ્રાપ્ત થાય છે. અગ્નિ, સર્પ, સિંહ વગેરેનો મેળાપ, શત્રુનો સમાગમ અથવા બીજા ધન અથવા

પ્રાણનો નાશ કરનાર પ્રસંગો પ્રાપ્ત થાય અને તેના વિયોગ માટે ચિંતવન અથવા પ્રયત્ન કે યોજના કરે તેને પ્રથમ **અનિષ્ટ-સંયોગ આર્ત્તધ્યાન** કહેવામાં આવે છે. પોતાને પસંદ ન આવે તેવા સંયોગો પ્રાપ્ત થતાં પ્રાણી મનમાં કેવા કેવા વિચારો કરે છે એ આપણા દરરોજના અનુભવનો વિષય છે. કોઈ અનિષ્ટ વાત સાંભળવાથી, દેખવાથી અથવા જાણવાથી મનમાં જે ખેદ થયા કરે છે અને તેવી હકીકતનો અથવા તેને ઉત્પન્ન કરનારનો પ્રસંગ દૂર કરવા અથવા તેના સંબંધી કામ લેવાને અનેક પ્રકારની જે સંકલના મનમાં થઈ આવે છે અને તેવી

શુભચંદ્ર ગણિનો ધ્યાન વિષય વિભાગ (જ્ઞાનાર્ણવ)



ધ્યાનના ચાર ભેદ

- ૧ પિંડસ્થ
  - પંચધારણા.
    - પાર્થિવી
    - આગ્નેયી
    - શ્વસના
    - વારુણી
    - તત્ત્વરૂપમતી
- ૨ પદસ્થ
  - ૧ વર્ણમાતૃકા. (૧૬–૨૫–૮ વર્ણનું કમળ સ્થાપન)
  - ૨ મંત્રરાજનું ધ્યાન (ર્હં) લક્ષ્યથી અલક્ષ્ય તરફ ગમન અનાહત પદસ્વરૂપ
  - ૩ પ્રણવનું ધ્યાન (ૐ)
  - ૪ પંચપરમેષ્ઠીપદ-ધ્યાન
  - ૫ જાપવિદ્યા
    - (અ) ષોડશાક્ષરી
    - (આ) ષડાક્ષરી
    - (ઇ) ચતુરક્ષરી
    - (ઈ) દ્વયાક્ષરી
    - (ઉ) એકાક્ષરી.
  - ૬ મહામંત્રસ્મરણ-અષ્ટાક્ષરી.
  - ૭ મહાવિદ્યાઓનો જાપ ક્ષિ પદ. સપ્તાક્ષરી વિદ્યા તેના બીજા અનેક પ્રકાર
  - ૮ પદસ્થધ્યાનનો મહિમા ફળ અને ભેદ.
- ૩ રૂપસ્થ.
  - ઋષભાદિ જિન. સમવસરણસ્થિત. વીતરાગ ભાવસ્મરણ.
- ૪ રૂપાતીત.

ધ્યાનને અંગે પ્રકીર્ણ વિષયો

૧ ધ્યાતાનું લક્ષણ
૨ મૈત્ર્યાદિ ચાર ભાવનું સ્વરૂપ.
૩ સવીર્ય ધ્યાનનું નિરૂપણ
૪ ધ્યેયસ્વરૂપ
 ચેતન અને અચેતન
 પરમાત્મતત્ત્વચિંતવન.
૫ સવીર્યધ્યાન.
૬ બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્માનું સ્વરૂપ
૭ શુદ્ધ ઉપયોગ
૮ સાલંબ ધ્યાનથી નિરાલંબમાં પ્રવેશ

સ્થિતિમાં વર્તતી વખત મનમાં જે અનેક ખ્યાલ, ખેદ, આહટ-દોહટ થયા કરે છે, તે સર્વનો આ પ્રથમ વિભાગમાં સમાવેશ થાય છે. એમાં અનિષ્ટના વિયોગનું ચિંતવન થયા કરે છે અને તે માટે ઘટના કરવા મનમાં ધમાધમ ચાલે છે, તે સર્વનો અત્ર સમાવેશ થાય છે.

ઐશ્વર્ય, સ્ત્રી, પુત્રો, અધિકાર, મિત્ર વગેરે ઇષ્ટ વસ્તુઓનો તથા જીવોનો વિયોગ થતી વખત અથવા થયા પછી

મનમાં જે દુર્ધ્યાન ચાલે છે તેને **ઇષ્ટવિયોગ આર્ત્તધ્યાન** કહેવામાં આવે છે. મોહથી, ત્રાસથી, શોકથી કે સંભ્રમથી આવા ઇષ્ટવિયોગપ્રસંગે પ્રાણી જે વર્તન કરે છે તે અવલોકન કરનારને અતિ આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવું હોય છે. સાંભળવાથી, દેખવાથી અથવા જાણવાથી કે જોવાથી જે વસ્તુ આનંદ આપતી હોય તે પૌદ્ગલિક વસ્તુઓ કોઈ પણ કારણથી દૂર થાય, અથવા તેને તજવી પડે કે તેનો નાશ થાય, અથવા પોતાના સંસારી સંબંધીઓનો ટૂંકા વખત માટે અથવા સર્વથા વિયોગ થાય ત્યારે મનની જે સ્થિતિ થાય છે, અને પછી તેનો સંયોગ થઈ શકતો હોય તો તેમ કરવા માટે જે વિચારપરંપરા થાય છે અને ન થઈ શકતો હોય તો જે ખેદ-શોક થાય છે, તે સર્વનો આ ઇષ્ટ-વિયોગ વિભાગમાં સમાવેશ થાય છે. આ ઇષ્ટવિયોગ અને પૂર્વના અનિષ્ટસંયોગ વિભાગમાં જનસમૂહની મોટી પ્રવૃત્તિ સમાઈ જાય છે અને બરાબર જોવાથી જણાશે કે આ બે પ્રકારનાં આર્ત્તધ્યાનમાં જ પ્રાણીઓ મોટે ભાગે કાળ વ્યતીત કરે છે.

શરીરને અનેક જાતના વ્યાધિ થાય છે, તેમાં કેટલાક સામાન્ય હોય છે, કેટલાક રાજરોગ હોય છે, કેટલાક ચેપી હોય છે; આવો કોઈ વ્યાધિ થાય તે વખતે હવે મારું શું થશે, એવી ચિંતા—મરણનો ભય; અને વ્યાધિ ન થયા હોય તેવા સારા વખતમાં કદાચિત્ મને શ્વાસ, ભગંદર, અતિસાર, મહામારી વગેરે કોઈ વ્યાધિ થઈ જાય એવા પ્રકારની ચિંતા તેને **રોગચિંતા** નામનું તૃતીય આર્ત્તધ્યાન કહેવામાં આવે છે. આ આર્ત્તધ્યાન અમુક પ્રસંગે જ થાય છે, પણ જેટલો વખત

તે રહે છે તેટલો વખત તેનું જોર પણ ઘણું સખ્ત હોય છે અને તે કોઈ પણ રીતે મનને શુભ ભાવના તરફ વળવા દેતું નથી.

ભવિષ્યમાં મારું શું થશે એવી ચિંતાને **અગ્રશોચ** નામનું ચતુર્થ આર્ત્તધ્યાન કહેવામાં આવે છે. મને મોટું રાજ્ય કેવી રીતે પ્રાપ્ત થાય, મને અમુક અધિકાર કેવી રીતે પ્રાપ્ત થાય, મને અમુક દ્રવ્યની પ્રાપ્તિ કેવી રીતે થાય, મને અમુક વસ્તુઓની પ્રાપ્તિ કેવી રીતે થાય–એવા વિચાર, એવા વિચારોને અંગે તે તે વસ્તુ મેળવવાના પ્રયત્ન, પ્રયત્નને અંગે સાધનો યોજવાની આવશ્યકતા, સ્ખલનાના ભયો, તત્પ્રસંગે પડતી ગૂંચો અને આવી આવી અનેક પ્રકારની વ્યાવહારિક સ્થૂળ પ્રવૃત્તિ અગ્રશોચને અંગે થાય છે. ઘણાખરા મનુષ્યો **યદ્ભાવ્યં તદ્ભવિષ્યતિ** એ વાત ભૂલી જઈ ભવિષ્યમાં શું થશે તેને માટે ખોટી કલ્પના કરી મોટી આપત્તિઓ કલ્પી લે છે અને તેના વિચારથી કષ્ટ પામે છે; જરા કષ્ટ થતાં અનિષ્ટ કલ્પે છે; સાધારણ બાબતોમાં પણ મનમાં શંકા લાવી મૂંઝાય છે અને આવી રીતે ભવિષ્યની આશંકાથી ખેદ પામી વિચારપરંપરામાં મનને ગોઠવે છે; પોતાના ઈચ્છિતની પ્રાપ્તિ માટે જે સંયોગો તેણે ધારેલા હોય છે તે ફરી જતાં વિશેષ ખેદ પામે છે; આ પ્રમાણે એક પ્રાણી ભવિષ્યના નકામા વિચારો કરી અર્થ વગરના માનસિક પ્રયાસમાં કેટલો હેરાન થાય છે, તેનો ખ્યાલ કરીએ અને બરાબર અવલોકન કરીએ તો ખરેખર આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવું પરિણામ માનસિક ચિત્રપટ પર રજૂ થાય છે. વળી, જે વસ્તુ મળવી અશક્ય કે દુઃશક્ય હોય તેને મેળવવાના વિચાર કરી આ પ્રાણી વધારે હેરાન થાય છે, કોઈ

રીતે સંતોષ થતો ન હોવાથી નવી નવી કલ્પનાઓ દરરોજ કરે છે અને એવી ધમાધમ કરી મૂકે છે કે જાણે તેને અહીંથી કોઈ દિવસ ખસવાનું હોય જ નહિ. ભિખારી હોય છતાં ચક્રવર્તી જેવા રાજ્યની ઇચ્છા કરે છે, દશ રૂપિયાનો પગારદાર કરોડોની લાલચ કરે છે. આવી ધારણાઓને અંગે પાછો મનમાં એવા એવા તરંગો ચલાવે છે કે તેનો છેડો જ આવતો નથી. શાસ્ત્રકાર એટલે સુધી કહે છે કે સાંસારિક બાબતોમાં આવી રીતે અગ્રશોચ દુર્ધ્યાન થાય છે, એટલું જ નહિ, પણ જે પ્રાણી શુભ ક્રિયાઓ કરી તીર્થંકરપદ પ્રાપ્ત કરવા ઇચ્છા રાખે છે અથવા તેથી પોતાના બાહ્ય શત્રુસમૂહનો ઉચ્છેદ કરવા વિચાર કરે છે કે શુભ ક્રિયા દ્વારા માન, પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા ધારણા રાખે છે, તે પણ આ જ દુર્ધ્યાનમાં આવે છે. શુભ ક્રિયાનાં ફળ તરીકે અમુક વસ્તુ પ્રાપ્ત થઈ જવી એ જુદી વાત છે અને મનમાં અમુક પૌદ્ગલિક ફળ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી* અમુક ક્રિયા કરવી એ જુદી વાત છે. આ અગ્રશોચ આર્ત્તધ્યાન બહુ હેરાન કરનાર છે અને ઘણાખરા પ્રાણીઓ લાભાલાભનો વિચાર કર્યા વગર તેના ભોગ થઈ પડે છે એ પ્રત્યેકનો દરરોજના અનુભવનો વિષય છે.

આ ચારે આર્ત્તધ્યાન એવાં છે કે એને કરવા માટે કોઈ

---

* આર્ત્તધ્યાનનો બીજો વિભાગ, જે ઇષ્ટવિષયનો અપ્રવિયોગ નામે છે, તેમાં આ બાબતનો સમાવેશ કેટલાક કરે છે, ભવિષ્યત્ ભવને અંગે આવતા વિચારો કે જેને નિયાણું કહેવાય છે તેને ચોથો વિભાગ ગણે છે. એવી રીતે વિભાગ પાડવા તે પ્રત્યેકના લક્ષણ સાથે વધારે બંધબેસતા આવે છે.

પાસે શિક્ષા લેવા જવી પડતી નથી, અનાદિ અભ્યાસને લીધે પ્રાણી જાણે તે શીખીને જ જન્મેલો હોય છે અને એના સંસ્કાર એટલા જબરા પડેલા હોય છે કે ખાસ તેને દૂર કરવા માટે પ્રબળ પ્રયાસ ન કરે તો તે કદી ખસી જતા નથી અને ખસે નહિ ત્યાં સુધી આ પ્રાણીને સંસારસાગરમાં ફેરવ્યા કરે છે અને અનેક પ્રકારે કષ્ટયાતના આપી તેને ઊંચો આવવા દેતા નથી. આર્ત્તધ્યાનમાં શંકા, શોક, ભય, પ્રમાદ, કલહ, ચિત્તભ્રમ, ભ્રાંતિ, ઉન્માદ, વિષયઉત્કંઠા, નિદ્રા, જડતા, મૂર્ચ્છા વગેરે મોહનાં ચિહ્નો સ્પષ્ટ રીતે થાય છે. એ દુર્ધ્યાનના પ્રત્યેક વિભાગો બહુ સ્પષ્ટ રીતે લક્ષ્યમાં રાખી સમજવા યોગ્ય છે. એના પરિણામે પ્રાણી ઘણું કરીને તિર્યગ્ ગતિમાં ભટક્યા કરે છે.

### રૌદ્રધ્યાન

રુદ્ર (ક્રૂર) આશયથી ઉત્પન્ન થતા દુર્ધ્યાનને રૌદ્રધ્યાન કહેવામાં આવે છે. ક્રૂર આશયવાળા પ્રાણીને રુદ્ર કહેવામાં આવે છે, તેણે કરેલું તે રૌદ્ર, અથવા રુદ્ર પ્રાણીનો કર્મભાવ તે રૌદ્ર કહેવાય છે. એના પણ ચાર ભેદ છે, જે આપણે સંક્ષેપથી વિચારી જઈએ.

પ્રથમ **હિંસાનંદી** રૌદ્રધ્યાનમાં અન્યના પ્રાણ લેવાના ક્રૂર પરિણામ વર્તે છે. કોઈ પ્રાણીને પીડા થાય, કદર્થના થાય, દુઃખ થાય, પ્રાણનાશ થાય એ જોઈ આનંદ આવે અને પોતાથી અથવા પરથી અન્યના પ્રાણનાશની સામગ્રી ગોઠવવામાં આવે એ આ દુર્ધ્યાનનું લક્ષણ છે. ક્રોધ કષાયનું

જોર અતિ વધારે થાય, નિરંતર નિષ્કરુણ સ્વભાવ રહે, પાપમતિ રહે, મદ સાથે ઉદ્ધતતા થાય અને દયા ઉપર અનાસ્થા થાય એ સર્વ રૌદ્રધ્યાન પ્રથમ વિભાગમાં આવે છે. હિંસાના કાર્યમાં કુશળતા, પાપોપદેશ દેવા તરફ રુચિ, પ્રાણ લેવામાં આનંદ, નિર્દયની સાથે સંગત અને પોતામાં સ્વાભાવિક રીતે ક્રૂરતા આવી જવી એ સર્વ રૌદ્રધ્યાન છે. પોતાના શત્રુઓનો કેવી રીતે નાશ કરવો, તેઓને કેમ પીડા ઉપજાવવી, તેઓને કેમ હલકા પાડવા વગેરે વિચારણા ચાલે તે સર્વનો અત્ર સમાવેશ થાય છે. જળચર, સ્થળચર, ખેચર પ્રાણીઓ, વનસ્પતિ તથા વિકલેંદ્રિય જીવોનો નાશ કરવાનાં હથિયારો શોધવાં, પ્રસિદ્ધ કરવાં અને તે માટે વિચારો કરવા તથા બતાવવા તથા કોઈ જગ્યાએ લડાઈ ચાલતી સાંભળી તેમાં મોટી સંખ્યામાં કાપાકાપી ચાલવાના સમાચાર વાંચી આનંદ માનવો, પૂર્વ વૈરનો બદલો લેવા નિરંતર મનમાં ઘાટ ઘડ્યા કરવા, અન્ય પ્રાણી ઉપર કોઈ પણ પ્રકારે આપત્તિ કેવી રીતે આવી પડે તેની અભિલાષા કરવી, કોઈને દુઃખમાં પડેલા સાંભળી તેની વાત આનંદથી બીજા પાસે કરવી, એ સર્વ રૌદ્રધ્યાનના પ્રથમ વિભાગમાં આવે છે. હિંસાનાં ઉપકરણો કરાવવાં અને ક્રૂર પ્રાણીની ઉત્પત્તિ વધારવી, તેને પોષવા તથા પોતે નિર્દયતા રાખવી એ એનાં બાહ્ય ચિહ્નો છે અને ગુણવાન ઉપર દ્વેષ રાખવો એ એનું ખાસ ચિહ્ન છે. આ પ્રથમ વિભાગ ક્રોધથી ઉત્પન્ન થાય છે અને એ મનોવિકાર આખા શરીરને રંગી દેનાર હોવાથી તેમ જ અતિ અધમ લેશ્યાથી ઉત્પન્ન થનારો હોવાથી સર્વથા વિચાર કરીને તે ત્યાગ કરવા યોગ્ય છે.

**બીજા મૃષાનંદી રૌદ્રધ્યાનમાં** અસત્ય વાગ્જાળથી સામા પ્રાણીને છેતરવા માટે જે અનેક ઘટનાઓ કરવામાં આવે છે તે સર્વનો સમાવેશ થાય છે. અજ્ઞ અથવા મૂઢ પ્રાણીઓને શાબ્દિક યુક્તિમાં ફસાવી હેરાન કરવા, તેઓને વચનજાળથી વંચિત કરી ત્રાસ આપવો અથવા છેતરવા અને તેમ કરવા માટે વચનની અનેક યુક્તિઓ ગોઠવવી એ સર્વ આ પ્રકારમાં આવે છે. કુતર્ક કરી સત્યધર્મ પર આસ્થા ન થાય તેવા વિચારો ફેલાવવા, સત્ય વાત જે માર્ગે સિદ્ધ થતી હોય તે છુપાવવી અને અસત્ય કલ્પનાજાળને વિસ્તારી પ્રાકૃત પ્રાણીઓને ધર્મથી પરાઙ્મુખ રાખવા, પોતાનું પૂજ્યપણું વધારવા ધર્મના રસ્તાને વાડા તરીકે જણાવી પોતાની માન્યતા માટે વાડો ઊભો કરી સંસારી છતાં ત્યાગીપણાની છબીઓ પડાવવી, પૂજાવવું, મનાવવું, તેવી ઇચ્છા રાખવી, તેને અનુકૂળ પ્રયત્નો કરવા એનો પણ અત્ર સમાવેશ થઈ જાય છે. પોતાને કોઈ અધિકાર સાથે સંબંધ હોય તેનો લાભ લઈ અગર અસત્ય વાતોથી તેના કાન ભરી નિર્દોષ પ્રાણીઓને વાગ્જાળથી ફસાવી હેરાન કરવા, તેઓને હલકા પાડવા અથવા તેઓનો ઘાત કરાવવો એનો પણ અત્ર સમાવેશ થાય છે. અનેક અસત્યની હાર જ્યારે ગોઠવવામાં આવે ત્યારે પોતાની આવી ખોટાં પાટિયાં ગોઠવવાની બુદ્ધિ માટે મનમાં પ્રમોદ પામવો અને પોતાના તે ચાતુર્યનાં વખાણ કરવાં એ વ્યવહાર પણ અનિષ્ટ અને દુર્ગતિમાં ભમાડનાર મૃષાનંદી રૌદ્રધ્યાનનો પ્રકાર છે.

પારકી વસ્તુ ઉપાડી લેવામાં ચતુરાઈ, ચોરી કરવાની રીતનો ઉપદેશ અને તેવી વાતોના વિચારને ત્રીજો **ચૌર્યાનંદી રૌદ્ર-**

ધ્યાનનો પ્રકાર કહેવામાં આવ્યો છે. ચોરી કરવા માટે મનમાં વારંવાર વિચાર થયા કરે, ચોરી કર્યા પછી તેથી મળેલા લાભને અંગે મનમાં વારંવાર આનંદ થયા કરે અને કોઈ ચોરે પરધન હરણ કર્યું અથવા કરે એવો વારંવાર પ્રયોગ કરવા મન થયા કરે એ સર્વ આ દુર્ધ્યાનના વિભાગમાં આવે છે. ચોરી કરવાના વિચાર એટલે નાની અથવા મોટી પારકી વસ્તુને વગર મહેનતે, ધણીની રજા વગર, અથવા પોતાના તેના ઉપરના કોઈ પણ પ્રકારના હક વગર લઈ લેવાની અથવા પોતાની કરવાની ઇચ્છા તે સર્વનો આ વિભાગમાં સમાવેશ થાય છે. સ્ટેશન ઉપર પારકા ખીસા કાપી લેનાર, તેને માટે યુક્તિઓ શોધનાર અને એવા અનેક પ્રકારે મફતનો માલ ખાવાની લાલચ રાખનારનો આ વિભાગમાં સમાવેશ થાય છે.

ચોથા **સંરક્ષણાનંદી રૌદ્રધ્યાન**માં પોતાની પૂંજીનું કેવી રીતે સંરક્ષણ કરવું, ચોરો તેને હરી જાય નહિ, કોઈ તેને ઉપાડી જાય નહિ વગેરે યોજના કર્યા કરવી, ધનની ગણતરી કર્યા કરવી, તેને કેવી રીતે રોકવું, કઈ રીતે તેને રોક્યું હોય તો વ્યાજ વધારે ઊપજે અને મૂળ પૂંજીને હરકત ન આવે, કઈ રીતે પૂંજી જોખમ વગર બેવડી કે દશગણી થઈ જાય વગેરે યોજનાઓ મનમાં કરવી, ઘરેણાં ઘડાવવાં, મકાનો ચણાવવાં, રિપેર કરાવવાં, ધન-ઘરેણાંની ચોરીની શંકાથી રાત-દિવસ ધન પર ચોકી રાખવી, ચોરી ન થાય તેવા સંચા ગોઠવવામાં કાળક્ષેપ કરવો—એ સર્વનો આ વિભાગમાં બહુધા સમાવેશ થાય છે. આવાં કાર્યોમાં જે સંકલ્પપરંપરા ચાલે છે અને તેમાં મન પરોવાય છે, તે મનની સ્થિતિને સંરક્ષણાનંદી રૌદ્રધ્યાન કહે

છે, એ દરેક રૌદ્રધ્યાનના પ્રસંગમાં ધ્યાનમાં રાખવાનું છે. પૈસા પ્રાપ્ત કરવા માટે અનેક પ્રકારના સંકલ્પો કરવા એ પણ આમાં આવે છે. રાજાની સેવા કરવી, નીચની ચાકરી ઉઠાવવી, પર્વત પર તથા શહેરોમા રખડવું વગેરે ધનપ્રાપ્તિનાં અનેક કારણો સેવવાના સંકલ્પો આ પ્રકારમાં આવે છે. પોતાની ગયેલી સ્થિતિ પાછી પ્રાપ્ત કરવા લડાઈઓ કરવી, ટંટા જગાડવા, શત્રુનો સંહાર કરવો વગેરે અનેક કાર્યો કરવાં અને તે કરવા માટે યોજના કરવી એ સર્વનો સમાવેશ આ રૌદ્રધ્યાનના પ્રકારમાં થાય છે. પોતાની જાતનો વિચાર કર્યા કરવો અને તેની સ્થિતિ કેમ સુધરે અથવા હોય તેવી કેમ બની રહે એ વિચાર જો સ્થૂળ–સાસાંરિક–ઐહિક સ્થિતિને અંગે હોય તો તે સર્વનો સમાવેશ આ વિભાગમાં થાય છે.

જરા વિચાર કરવાથી જણાશે કે આ વિભાગને અંગે પ્રાણી બહુ દુર્ધ્યાન કરે છે અને તેમાં ઘણો કાળ નિર્ગમન કરે છે. એને પોતાના ધનમાલની વિચારણામાં, પરિગ્રહની જાળવણીના સંકલ્પોમાં એવો આનંદ આવે છે કે જ્યારે તે કરતો હોય છે ત્યારે પોતાની ફરજ બજાવતો હોય એમ તેને લાગ્યા કરે છે. આ રૌદ્રધ્યાન અનેક દુર્ગતિ આપનાર છે; કરતી વખતે બહુ હર્ષ–આનંદ આપે તેવું વંચક છે; એનાં બાહ્ય ચિહ્નોમાં નેત્રની લાલાશ, ભ્રમરની વક્રતા, ભયંકર આકૃતિ, કંપ, ખેદ, પરસેવો વગેરે જણાય છે; એના અંતરમાં ક્રૂરતા, કઠોરતા, નિર્દયતા, પરૂષતા આદિ હોય છે. આવા દુર્ધ્યાન તરફ પ્રાણીનું વલણ સ્વાભાવિક રીતે હોય છે; તે તેને શીખવવું પડતું નથી; અનાદિ અભ્યાસથી એ વિભાવ એનો સ્વભાવ થઈ પડ્યો છે. આ ધ્યાનવાળા પ્રાણી પ્રાયઃ નરકગતિના ભાજન થાય છે.

# શ્રીમાન્ હેમચંદ્રાચાર્યની સદ્ધ્યાન વિચારણા ( યોગશાસ્ત્ર ).

## શુભ ધ્યાન

| ધ્યાતા | ધ્યાન | ધ્યેય |
|---|---|---|
| ૧ સંયમી. | ધર્મધ્યાન | ૧ પિંડસ્થ |
| ૨ આત્મદર્શી | ધ્યેયભેદથી ચાર પ્રકારનું | ૨ પદસ્થ |
| ૩ પરિસહ સહન કરનાર. | ધ્યેય | ૩ રૂપસ્થ. |
| | ૧ આજ્ઞા | ૪ રૂપાતીત. |
| ૪ મુમુક્ષુ. | ૨ અપાય | પિંડસ્થ |
| ૫ કષાયજયી | ૩ વિપાક. | \| |
| ૬ નિર્લેપ | ૪ સંસ્થાન | પાંચ ધારણા |
| ૭ નિષ્કામ | શુક્લધ્યાન | \| |
| ૮ નિસ્પૃહ | ૧ શ્રુતવિચારયુક્ત પૃથકત્વવિતર્ક | |
| ૯ સંવેગી. | ૨ શ્રુતઅવિચાર અપૃથકત્વ | પાર્થિવી આગ્નેયી મા. |
| ૮ સમતાવાન | ૩ સૂક્ષ્મક્રિય | |
| ૯ કરુણાયુક્ત | ૪ ઉત્સન્નક્રિય | |
| ૧૦ નિષ્કંપ આનંદદાયક | | |
| ૧૨ નિઃસંગ | | |
| ૧૩ સુધી | | |

પદસ્થ.

૧ માતૃકાસ્મરણ
   કમલસ્થાપના (અષ્ટપત્ર, ષોડશ પત્રાદિ )

૨ મહામંત્ર પદચિંતન
   પરમ તત્વધ્યાન
   અનાહત ચિંતવન.
   અક્ષય જ્યોતિપ્રાકટ્ય

૩ પ્રણવ ચિંતવન

૪ પંચપરમેષ્ઠી નમસ્કાર

૫ મંત્રાક્ષર જાપના અનેક પ્રકાર.
   અષ્ટાક્ષરાદિ જાપ.
   વ્યુષ્ટિ સહિત અષ્ટાક્ષર મંત્ર
   મંત્રાક્ષર જાપના અનેક પ્રકાર.

રૂપસ્થ

   સમવસરણસ્થિત તીર્થંકર ધ્યાન
   જિનમુદ્રાનું ધ્યાન.
   સ્વપરમાત્મરૂપદર્શન

રૂપાતીત

   અમૂર્ત ચિદાનંદ સિદ્ધ પરમાત્માનુ ધ્યાન.
   પરમાત્મપદલીનતા.

### સદ્ધ્યાન

હવે આ દુર્ધ્યાનનો વિષય છોડી દઈ સદ્ધ્યાનના અતિ આકર્ષક વિષય પર આવી જઈએ. એ વિષય જૈન યોગાચાર્યોએ બહુ વિસ્તારથી ચર્ચ્યો છે. આપણે તેનું અતિ સંક્ષેપથી વિવેચન વિચારી જઈશું કે જેથી સદ્ગુરુનો યોગ થતાં તે વિષયના અનુભવ સાથે વિશેષ અભ્યાસ કરવાની રુચિ ઊભી થાય. આ બાબતનો વિચાર કરવા માટે સામેના પૃષ્ઠ ઉપર (જુઓ પૃ. ૧૯૮) શ્રીમાન્ હેમચંદ્રાચાર્યે સદ્ધ્યાનના વિષયવિભાગ કેવી રીતે પાડેલા છે તે જરા લક્ષ્ય રાખીને વાંચી જવા વિજ્ઞપ્તિ છે. આપણે શુભ ધ્યાનને અંગે જ્ઞાનાર્ણવમાં બતાવેલા અને આ સર્વ વિભાગો પર સાથે જ વિચાર કરશું કે જેથી કાળક્ષેપ બહુ ન થાય અને વિષયનું રહસ્ય ટૂંકામાં સમજાઈ જાય.

### ધ્યાતાલક્ષણ

શુભ ધ્યાનને અંગે પ્રથમ ધ્યાતા પોતે કેવો હોવો જોઈએ તે સંબંધી વિચાર બતાવતાં શ્રી હેમચંદ્રાચાર્ય કહે છે કે તેનામાં કેટલાક ગુણો અવશ્ય હોવા જોઈએ, તે નીચે પ્રમાણે : પ્રાણનો નાશ થાય તોપણ તે સંયમનો ત્યાગ કરતો નથી. વળી, તે અન્યને પોતાના આત્મા જેવા દેખે છે; ઠંડી-ગરમીના સર્વ પ્રકારના ઉપસર્ગોને તે સહન કરનારો હોય છે; તે મોક્ષનો અત્યંત તીવ્ર ઇચ્છાથી રાગી અને તેને મેળવવાની ઇચ્છાવાળો હોય છે; રાગ, દ્વેષ અને કષાય ઉપર તેણે વિજય મેળવેલો હોય છે અથવા તેનાથી તે જરા પણ વિહ્વળ થાય તેવો હોતો નથી. પ્રાકૃત સ્થૂળ કાર્યો તે કરે તો તેના ઉપર આસક્તિ ન રાખતાં નિર્લેપ રહેનારો હોય છે એટલે સ્થૂળ બાબતો સાથે

તે એકાત્મવૃત્તિ કદી કરતો નથી. કામભોગથી તે વિરક્ત હોય છે. તેને અન્ય કોઈની સ્પૃહા હોતી નથી, તે એટલે સુધી કે પોતાના શરીરની પણ તેને સ્પૃહા હોતી નથી. તે વૈરાગ્યસરોવરમાં નિમગ્ન થયેલો સવેગવાન હોય છે. સમતા તેનાં દરેક કાર્યોમાં અને વર્તનમાં પ્રત્યક્ષ દેખાય છે. રાજા અને ગરીબને તે એકસરખા જુએ છે અને સર્વનું કલ્યાણ ઇચ્છે છે, સર્વ ઉપર અને ખાસ કરીને પાપી ઉપર કરુણા લાવનાર હોય છે; પૌદ્ગલિક અથવા સાંસારિક સુખથી વિરક્ત છે; મેરુ પેઠે નિષ્કંપ હોય છે; ચંદ્રની પેઠે આનંદદાયક હોય છે; પવનની પેઠે નિઃસંગી હોય છે અને ઉત્તમ બુદ્ધિને ધારણ કરનાર હોય છે. આવી વૃત્તિવાળો મહાત્મા ધ્યાન કરવાને યોગ્ય છે. અહીં તેર લક્ષણ બતાવ્યાં છે, જે ચિત્રપટ પરથી પણ જણાશે (પૃ. ૧૯૮).

આ લક્ષણ બહુ વિસ્તારપૂર્વક બતાવવાનો હેતુ એ છે કે ઘણી વખત ગમે તેવી સ્થિતિના માણસો ધ્યાન કરવા અથવા તે દ્વારા આત્મવચના કરવા કે બીજાઓને ફસાવવાનો ડોળ કરવા લલચાઈ જાય છે. તેમ થતું અટકાવવાની ખાસ જરૂર છે અને તેથી કેવા પ્રાણીએ ધ્યાનની શરૂઆત કરવી તે પ્રથમ બતાવ્યું છે. અધિકાર વગર આવા વિષયમાં પ્રવેશ કરવાથી ઘણી હાનિ થાય છે. જ્ઞાનાર્ણવમાં ધ્યાન કરનારનું લક્ષણ બતાવતાં કહે છે કે (૨૭–૩) ધ્યાન કરનાર જ્ઞાન-વૈરાગ્યથી સંપન્ન હોય છે; તેનાં ઇંદ્રિય અને મન વશ થયેલાં હોય છે; તેની ચિત્તવૃત્તિ સ્થિર થયેલી હોય છે; તે મુમુક્ષુ હોય છે; ઉદ્યમી હોય છે; શાંત હોય છે; ધીર હોય છે અને નિરંતર મૈત્રી,

પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય ભાવનાનો ભાવનાર હોય છે. મૈત્રી આદિ ભાવનાનું સ્વરૂપ અન્યત્ર વિસ્તારથી બતાવ્યું છે; તેથી અત્ર તે પર ઉલ્લેખ કરવાની જરૂર રહેતી નથી.

પ્રસ્તુત વાત એટલી છે કે ધ્યાન કરનાર પ્રાણી એ સર્વ ભાવનાનો બરાબર વ્યવહારુ રીતે ઉપયોગ કરે છે, વિચારને પરિણામે અધ્યાત્મનિશ્ચય કરે છે અને વિષયમાં આસક્ત થતો નથી; પછી પોતાના સંયોગને અનુકૂળ સ્થળ-આસનનો નિર્ણય કરી ધ્યાનમાં પ્રગતિ કરે છે અને દુર્ધ્યાનનો સર્વથા ત્યાગ કરે છે. સ્થળ અને આસનનો નિર્ણય કરી ધ્યાનની પ્રતિજ્ઞા કરે છે તે વખતે પોતે અતિ વિસ્તારથી સંસારનું સ્વરૂપ વિચારે છે. તે જુએ છે કે સાંસારિક ભોગ અનિત્ય છે, પ્રાયે દુઃખ દેનારા છે અને તેમાં સુખ લાગે છે તે પણ માત્ર માન્યતામાં જ છે; શરીર વ્યાધિથી ભરપૂર છે, કર્મપીડા મહાદુઃખ ઉત્પન્ન કરનાર છે, માટે પ્રબળ પ્રયત્ન કરી ધ્યાન વજ્ર વડે કર્મનો નાશ કરવાની આવશ્યકતા છે. આવી અનેક રીતે પોતાની વર્તમાન અવસ્થા વિચારી આત્માનો અને પૌદ્ગલિક પદાર્થોનો સંબંધ અનિત્ય સમજી, સગાઓ પર રાગ અને શત્રુ પર દ્વેષ થાય છે તેનાં કારણો અને તેના કડવાં પરિણામ જાણી લઈ, સર્વ સાંસારિક ભાવો પર તેને તિરસ્કાર છૂટે છે અને અધ્યાત્મ પર અત્યંત રુચિ થવાથી તે તેની સન્મુખ પ્રયાણ કરતો જાય છે અને તેના પ્રબળ સાધન તરીકે ધ્યાન કરે છે, જેથી અસ્તવ્યસ્તપણે ભમવાની ટેવ પડેલ આત્મા એકાગ્ર વૃત્તિ ધારણ કરે, સ્વરૂપનો નિર્ણય કરે અને સ્વમાં સ્થિર થાય. આવો વિચાર કરીને ધ્યાનની પ્રતિજ્ઞા કરવાના ક્રમને જ્ઞાનાર્ણવકાર સંવીર્ય ધ્યાન કહે

છે. એ વિચારણામાં બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્માનું સ્વરૂપ, પોતાનો અને પરમાત્માનો ભેદ અને તે ભાવ પોતામાં વ્યક્ત કરવાની જરૂરીઆત પર તે લક્ષ્ય આપે છે અને બાર ભાવનાઓમાંથી એક યા વધારે, અનુકૂળતા પ્રમાણે, ભાવે છે અને જેમ બને તેમ આત્મનિમજ્જન કરે છે. પોતાનું સ્વરૂપ વિચારતાં સંસારમાં પ્રપાત કેવી રીતે અને કયાં કારણોથી થાય છે તે, તે સારી રીતે વિચારે છે.

**ધ્યેયલક્ષણ**

ધ્યાતા–ધ્યાન કરનાર–કેવો હોય છે તે વિચાર્યું; સાથે ધ્યાનમાં તે કઈ બાબતો વિચારે છે તેનો ક્રમ પણ જરા જોઈએ અને સાથે ધ્યાનનો ક્રમ પણ વિચારમાં લઈ લઈએ. સવીર્ય ધ્યાન કરે છે ત્યારે પ્રાણી ચેતન અથવા અચેતન વસ્તુનું ધ્યાન કરે છે. વસ્તુઓની સ્થિતિ, ઉત્પત્તિ અને વિનાશ, તેઓનાં મૂર્ત-અમૂર્ત સ્વરૂપ વગેરે જીવ-અજીવના ભાવો પરસ્પરવિરોધ ન આવે તેવી રીતે ધ્યાવવાં. કોઈ પણ ચેતન-અચેતન પદાર્થને ધ્યાનકાળે ધ્યેય તરીકે કલ્પી શકાય છે, પણ તેની સ્વરૂપવિચારણામાં વિરોધ હોવો ન જોઈએ. જ્યારે ધ્યાનકાળ પૂર્ણ થાય ત્યારે ધ્યાતાએ સંસારથી નિર્વેદ થાય તેવા આધ્યાત્મિક વિષયોમાં મગ્ન થવું અને કરુણાસમુદ્રમાં નિમજ્જન કરવું, પણ નકામો વખત પ્રમાદમાં કાઢવો નહિ; અથવા પરમાત્મતત્ત્વનું ચિંતવન બહુ વિસ્તારથી ધ્યાનકાળે કરવું. આ પરમાત્મસ્વરૂપચિંતવનથી બહુ લાભ થાય તેમ છે, એ સ્વાભાવિક છે; કારણ કે એ ધ્યેયગત સ્વરૂપ સ્વમાં શક્તિરૂપે વિદ્યમાન છે અને તેને જ વ્યક્તિરૂપે કરવાનું છે, તેથી બહુ આનંદપ્રદ તે લાગે છે. ધ્યાનકાળે

તે જુએ છે કે પ્રથમ તો પરમાત્મા જિનસ્વરૂપે સાકાર છે, પછી સિદ્ધસ્વરૂપે નિરાકાર છે, નિષ્ક્રિય છે, નિર્વિકલ્પ છે, નિષ્કંપ છે, આનંદમંદિર છે, વિશ્વરૂપ છે, સમસ્ત જ્ઞેયના આકારો તેમનામાં પ્રતિબિંબિત છે, કૃતકૃત્ય થયેલા છે, કલ્યાણ-રૂપ છે, શાંત છે, શરીરરહિત છે, કર્મમળ ક્ષય થયેલા એવા છે, શુદ્ધ છે, નિર્લેપ છે, જ્ઞાનરાજ્યમાં સ્થિત છે, નિર્મળ છે, જ્યોતિસ્વરૂપ છે, અનંતવીર્ય યુક્ત છે, પરિપૂર્ણ છે, સનાતન છે, નિર્દ્વંદ્વ છે, રાગાદિથી રહિત છે, રોગરહિત છે, અપ્રમેય છે વગેરે.

આવા આત્મસ્વરૂપની વિચારણા કરતાં પોતામાં જ શક્તિ-રૂપે રહેલ પરમાત્મતત્ત્વનું ધ્યાન કરતાં ધ્યાતા વિચારે છે કે આવા મહાન ગુણો મારે હવે વ્યક્ત કરવાના છે અને તે માટે પ્રબળ પુરુષાર્થ કરવાનો છે. એ પરમાત્મતત્ત્વનું ચિંતવન કરતાં પ્રાણી વિચારે છે કે અણુથી પણ સૂક્ષ્મ આત્મા, આકાશથી પણ વધારે વિસ્તૃત છે, જગતને વંદન કરવા યોગ્ય છે, એનું ધ્યાન કરવાથી અનેક કર્મોનો સમૂહ ખસી જાય છે અને શુદ્ધ સ્વસ્વરૂપ પ્રાપ્ત થાય છે અથવા પ્રકટ થાય છે. આવા સિદ્ધ પરમાત્માના સ્વરૂપમાં ધ્યાન કરતાં, તેનું અનન્ય શરણ કરતાં અને તેમાં લય પામતાં આત્મા એવો અદ્ભુત આનંદ ભોગવે છે કે તેને તે વખતે આત્મનિમજ્જન થાય છે. પોતે કેટલીક વાર એકાકાર વૃત્તિ અનુભવે છે, સમરસભાવમાં લીન થાય છે અને છેવટે પોતે પરમાત્મતત્ત્વમાં અપૃથક્પણે લીન થઈ જાય છે. એમની લોકાન્ત સ્થિતિ, આઠ ગુણો, ઉત્પત્તિ, સ્થિતિ ઇત્યા-દિનો ક્રમ અને પૂર્ણાનંદ સ્વભાવ વિચારતાં આત્મા—ચેતનજી

એવી ઉત્કૃષ્ટ અવસ્થા અનુભવે છે કે એનું વર્ણન શબ્દોમાં કરવું અશક્ય છે. એ ઉત્કૃષ્ટ મનોવૃત્તિને સવીર્ય ધ્યાન કહેવામાં આવે છે. ધ્યેય વિભાગમાં શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે જે પિંડસ્થાદિ ધ્યેયનું સવિસ્તર સ્વરૂપ બતાવ્યું છે, તે નીચે વિચારવામાં આવશે. આ રીતે આપણે અહીં ધ્યાતા, ધ્યાન અને ધ્યેયનું સ્વરૂપ વિચારી ગયા.

ધ્યેયમાં કોઈ પણ વસ્તુ ઉપર એકાગ્રતા કરી તેની સ્વરૂપ-વિચારણા થઈ શકે, પરંતુ ઉપર જે પરમાત્મતત્ત્વની વિચારણા બતાવી છે, તે બહુ આનંદ આપનાર અને પ્રગતિ કરાવનાર છે. જેમ લડાઈમાં જનાર શૂરવીર લડવૈયા પાસે પૂર્વ પુરુષોની બહાદુરીનાં વર્ણનો ભાટ-ચારણો કરે છે ત્યારે તેને વિશેષ શૌર્ય આવે છે, તેમ પરમાત્મતત્ત્વસ્વરૂપની વાતોથી ચેતનજીમાં વીર્યસ્ફુરણા થાય છે અને કર્મકટકની સામે વધારે પ્રબળપણે લડે એવું વીર્ય આ આધ્યાત્મિક બિરુદાવળીથી તેનામાં ઉત્પન્ન થાય છે, તેથી પરમાત્મતત્ત્વની સાધ્યમૂર્તિ પ્રથમ મૂર્ત અને પછી અમૂર્ત સ્વરૂપે, અધિકાર પ્રમાણે, ધ્યાતાની સમક્ષ રાખવી. સર્વ બાહ્ય દેહ, ઇંદ્રિય, ધન-સંપત્તિ વગેરેને છોડી દઈ તેમાં આત્મબુદ્ધિ ન રાખતાં જ્ઞાનમય અંતરાત્મસ્વરૂપનું દર્શન કરવું, રાગાદિક વિકાર કરનાર ભાવોને હેય જાણવા, સર્વગુણસંપન્ન સિદ્ધ મહાત્માનું ધ્યેય કરવુ, એ ધ્યાનક્રમ છે. બાહ્યાત્માનો ત્યાગ કરી, અંતરાત્મામાં લીન થઈ, પરમાત્મસ્વરૂપ ધ્યાવવાનો અહીં ક્રમ છે. શરૂઆતમાં કેટલીક મુશ્કેલીઓ પડે છે અને બાહ્ય ભાવનો ત્યાગ કરતાં જરા શ્રમ પડે છે, પરંતુ આગળ પ્રગતિ કરતાં એમાં એવો આત્મીય આનંદ આવે છે કે તેમાં

આત્મનિમજ્જન થઈ જાય છે અને ચેતનજી અતિઉદાત્ત અવસ્થા અનુભવે છે. પરમાત્મપદચિંતવનના કાર્યમાં ચિત્તની સ્થિરતા, એકાગ્રતા અને અચલ સ્થિતિ ખાસ પ્રાપ્તવ્ય છે અને તે પણ ધ્યાનધારાએ વધતાં વધતાં સવિશેષપણે પ્રાપ્ત થતી જાય છે. પરમાત્મપદનું ચિંતવન, પરમાત્મગુણોની વિચારણા, પરમાત્મપદસ્થિતિની મહત્તા વગેરેમાં એવું મહત્ત્વ રહેલું છે કે એમાં આગળ વધતાં બહુ આનંદ આવે અને પોતાને માટે ખાસ ક્રમ પણ જરૂર મળી આવે. રાજ્યમાર્ગ જેવા ધર્મ–શુક્લધ્યાનના ભેદોની આપણે હવે વિચારણા કરી જઈએ. અહીં એટલું ખાસ જણાવવું પ્રાસંગિક છે કે આ ભેદો બહુ વિચારવા યોગ્ય છે, આ ઉત્કૃષ્ટ ધ્યાનની ભાવના આપણે સારી રીતે કરી શકીએ તેમ છીએ, તેમાં સ્થિરતા થવા માટે કેટલાક મહાશયોના કહેવા પ્રમાણે દૃઢ શરીરની જરૂર છે અને શરીરસ્વાસ્થ્ય અને શરીરનું બંધારણ બહુ સારું હોય તેમ ધ્યાનમાં સારી રીતે પ્રગતિ થઈ શકે છે.

**ધર્મધ્યાનના ભેદો**

ધર્મધ્યાનના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે: **આજ્ઞાવિચય, અપાયવિચય, વિપાકવિચય** અને **સંસ્થાનવિચય.** આ ક્રમ બતાવવાનું કારણ એ છે કે પ્રાણી પ્રથમ સાલંબન ધ્યાન કરી શકે છે અને તેમાં જ્યારે ચિત્તની સ્થિરતા થાય ત્યારે તે નિરાલંબ ધ્યાન કરી શકે છે. અનાદિ વિભ્રમથી, મોહથી, અનભ્યાસથી અને અસંગ્રહથી પ્રાણી આત્મતત્ત્વ જાણતો હોય તોપણ સ્ખલના પામી જાય છે અને આત્મતત્ત્વચિંતવનમાં પ્રગતિ કરી શકતો નથી અને તેવો પ્રાણી અજ્ઞાનના અથવા

મિથ્યાત્વના જોરથી કદાચ આત્મતત્ત્વનું ચિંતવન કરવાનો વિચાર કરે તોપણ તેની સ્વમાં સ્થિતિ થઈ શકતી નથી, એનું કારણ એની મૂઢાવસ્થા અને સ્થૂળ વસ્તુઓ ઉપરનો રાગ છે. આવા પ્રાણીઓએ નિરાલંબન આત્મતત્ત્વનું ચિંતવન કરવા પહેલાં વસ્તુધર્મનું ચિંતવન કરી સ્થિરતા પ્રાપ્ત કરવી જોઈએ છે. અને જ્યારે તે તે પ્રમાણે કરે ત્યારે જ તે લક્ષ્યમાંથી અલક્ષ્યમાં, સ્થૂળમાંથી સૂક્ષ્મમાં, સાલંબનમાંથી નિરાલંબનમાં પ્રવેશ કરી શકે છે. આવા પ્રાણીને માટે ધર્મધ્યાનના ઉપર્યુક્ત ચારે ભેદો બહુ લાભ કરનાર થાય છે, એ એનું સ્વરૂપ સમજવાથી જણાશે.

**આજ્ઞાવિચય ધર્મધ્યાન**—આ આજ્ઞાવિચયાદિ ધર્મ-ધ્યાનના ચાર વિભાગોને શ્રીમાન હેમચંદ્રાચાર્ય ચતુર્વિધ ધ્યેયના પ્રકાર કહે છે. તેઓ પિંડસ્થાદિ ચાર ધ્યેય, જેનું સ્વરૂપ નીચે વિસ્તારથી વિચારશું, તેને પણ ધ્યેયપ્રકાર કહે છે. આ સર્વ ધર્મધ્યાનના ભેદો હોવાથી સાલંબન ધ્યાન તરીકે એક જ કક્ષામાં આવી જાય તેમ છે, તેથી ગમે તે પ્રકારે તેનું સ્વરૂપ વિચારવામાં પરસ્પર વિરોધ આવતો નથી. આજ્ઞાવિચય ધર્મ-ધ્યાનમાં યોગ્ય સ્થળે, યોગ્ય આસને બેસી સર્વજ્ઞ મહારાજની આજ્ઞાને અનુસરીને તત્ત્વનું ચિંતવન કરવામાં આવે છે. વિચયનો અર્થ અહીં વિચાર થાય છે. વસ્તુતત્ત્વનો સૂક્ષ્મ બોધ સર્વજ્ઞના વચનાનુસાર થાય અને જે વચન હેતુથી હણાય નહિ તેવાની વિચારણા અત્ર થાય છે. તીર્થંકર મહારાજ કદી પણ અસત્ય બોલતા નથી, તેમને અસત્ય બોલવાનું કારણ (રાગદ્વેષ કે મોહ) નથી અને તેઓમાં ખરી આપ્તતા રહેલી છે, એમ તેઓનાં પરસ્પર અવિરોધી વચનોથી જણાય છે. વીતરાગનું સ્વરૂપ

સમજી, સર્વજ્ઞમાં તે ગુણ હતા એમ તેઓના ચારિત્રથી નિર્ણય કરી તેઓએ નિર્દેશ કરેલો વસ્તુસ્વરૂપનો નિશ્ચય અહીં કરવામાં આવે છે. પ્રમાણ, નય અને નિક્ષેપના જ્ઞાનમાં રહેલ અપૂર્વ રહસ્ય અને તેનાથી સિદ્ધ થતાં તત્ત્વો તેમ જ વસ્તુઓની સ્થિતિ, ઉત્પત્તિ અને વિનાશ એ સર્વનુ અહીં ચિંતવન થાય છે.

આવા અગત્યના વિષયમાં હેતુના જ્ઞાનપૂર્વક તર્કથી રહસ્યનું ચિંતવન કરવામાં આવે છે ત્યારે મનમાં પરમ શાંતિ થાય છે, વસ્તુધર્મોનુ જ્ઞાન સ્પષ્ટ ભાન સાથે થાય છે અને તેઓમાં રહેલો એકસરખો ક્રમ અને તેના ગુણપર્યાયો બહુ સૂક્ષ્મ હોવા સાથે વિચારતાં મનને એકાગ્ર કરી દે છે. દ્રવ્યશ્રુતમાં શબ્દજ્ઞાન થાય છે, જ્યારે ભાવશ્રુતમાં વાસ્તવિક જ્ઞાન થાય છે. અજ્ઞાનનો ઉચ્છેદ કરનાર, અનેક દૃષ્ટિબિંદુથી દર્શિત, વિચિત્ર અર્થઘટનાયુક્ત, અપાર, અતિ ગંભીર શ્રુતસમુદ્ર બહુ આનંદ આપનાર હોવાથી એ આ ધ્યાનનો વિષય થાય છે. કથાનુયોગ, ચરણકરણાનુયોગ, ગણિતાનુયોગ અને દ્રવ્યાનુયોગ એ ચાર પ્રકારના શ્રુતજ્ઞાનનો અત્ર વિચાર થાય છે. વસ્તુઓનો ક્રાન્તિક્રમ (તેના સ્થિતિ, ઉત્પત્તિ અને નાશનું સ્વરૂપ), તેની સાદિ, અનાદિ, સાદિ-અનંત, અનાદિઅનંત વગેરે વ્યવસ્થા તેમ જ નયનિક્ષેપનું જ્ઞાન કસોટી જેવુ છે અને એના સ્યાદ્વાદનું રહસ્ય બહુ વિચારનું ક્ષેત્ર પૂરુ પાડે છે. સર્વજ્ઞની આજ્ઞાને આગળ કરીને આવા આવા અનેક ભાવોનું ચિંતવન કરવું અને અતીંદ્રિય વિષયમાં સત્ય સ્વરૂપ સમજવા માટે વીતરાગની આપ્તતા વિચારવી, એનો સમાવેશ આ આજ્ઞાવિચય ધર્મધ્યાનમાં થાય છે. સાધુ, શ્રાવક, સમકિતદૃષ્ટિ વગેરેને માટે પરમાત્માએ શું શું આજ્ઞાઓ કરેલી છે, તે પણ અહીં વિચારવાની છે.

**અપાયવિચય ધર્મધ્યાન**—રાગદ્વેષ અને વિષયકષાય પ્રાણીને અપાય (પીડા) કરનાર છે, તેના સંબંધી વિચાર કરવો એ સર્વનો ધર્મધ્યાનના આ બીજા વિભાગમાં સમાવેશ થાય છે. અહીં પ્રાણી ચિંતવન કરે છે કે સર્વજ્ઞકથિત માર્ગની પ્રાપ્તિ ન થવાથી અનેક પ્રાણીઓ સંસારસમુદ્રમાં ડૂબી જાય છે અથવા ભવાટવીમાં ભટક્યા કરે છે અને ત્યાં અનેક પ્રકારનાં દુઃખો પ્રાપ્ત કરે છે, ફરે છે, રખડે છે, હેરાન થાય છે, દુઃખી થાય છે, કષ્ટ પામે છે, દુઃખ ખમે છે અને અનેક પ્રકારની ઉપાધિઓને તાબે થાય છે. મારા મહાપુણ્યના ઉદયથી સંસારઅરણ્યના છેડાનું મને દર્શન થયું છે અને તે છેડો તે સમ્યગ્ જ્ઞાન-સમુદ્રનો કાંઠો છે. હવે જો આ વિવેકજ્ઞાનરૂપ પર્વતના શિખર ઉપરથી મારો પાત થાય તો જરૂર ભવાટવીરૂપ ખાઈમાં પડીને મારો નાશ થયા વગર રહે નહિ. અહો ! અનંત કાળથી પ્રાપ્ત કરેલ આ કર્મને મારે કેવી રીતે જીતી લેવાં ? તેઓ પર સામ્રાજ્ય કેમ પ્રાપ્ત કરવું ? એક બાજુએ આખું કર્મનું લશ્કર છે અને એક તરફ હું એકલો છું, તેથી આ સમરાંગણમાં મારે બહુ અપ્રમત્ત રહેવું જોઈએ, નહિ તો દુશ્મનો કોઈ પણ બાજુથી ઘેરો ઘાલી દે અને મને હતપ્રહત કરી નાખે. હું પોતે અનંત જ્ઞાનયુક્ત સિદ્ધ પરમાત્મા છું, પણ કર્મપંકથી ખરડાઈ સંસાર-સાગરમાં રખડ્યા કરું છુ. પ્રબળ ધ્યાનઅગ્નિ વડે આત્મસુવર્ણને શોધીને કર્મસંઘાતરૂપ માટી તેના પરથી ક્યારે કાઢી નાખું ? અને તેમ કરવા માટે કેવાં કેવાં સાધનોની યોજના કરું ? સંસારમાં જ્યારે અનેક અપાયો છે, ત્યારે મોક્ષમાં અનેક સુખો છે અને ઉપાધિનું નામ નથી. આવી રીતે અપાયનું ચિંતવન

કરતાં રાગ, દ્વેષ, કષાય, વેદ, મોહમાંથી કોઈ પણ એક ભાવનું ચિંતવન કરે અને એક ભાવનો સંપૂર્ણ વિચાર કરે ત્યારે તેની સાથે સર્વ ભાવનું લક્ષણ બહુ અંશે સમજાઈ જાય છે. **एको भावस्तत्त्वतो येन बुद्धः सर्वे भावास्तत्त्वतस्तेन बुद्धाः ।** એટલે એક ભાવ બરાબર તત્ત્વથી જેણે જાણ્યો તેણે સર્વ ભાવો તત્ત્વથી જાણી લીધા એમ સમજવું. બાહ્ય વસ્તુ સાથે જેમ બને તેમ મારે સંબંધ ઓછો કરવો જોઈએ, કારણ કે તેની સાથે ગાઢ સંબંધ હોય ત્યાં સુધી તેટલા પૂરતો સ્વ સાથે સંબંધ થતો નથી અથવા ઓછો થાય છે. આવી રીતે અનેક પ્રકારના અપાયને ચિંતવતો અને તેના નિવારણની જરૂરીઆત વિચારતો ચેતન આ દ્વિતીય ધર્મધ્યાનની ભાવના કરે છે. કર્મનો અપાય અને આત્મસિદ્ધિનો ઉપાય ચિંતવવો એ આ ધ્યાનનું ખાસ લક્ષણ છે.

**વિપાકવિચય ધર્મધ્યાન**—કર્મના વિચિત્ર ફળનું ચિંતવન કરવું અને પ્રતિ ક્ષણ તે કેવી રીતે ઉદયમાં આવે છે તેનો વિચાર કરવો એ કર્મફળ ચિંતવનરૂપ ધર્મધ્યાનનો ત્રીજો પ્રકાર છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ આ ચાર રૂપે અથવા ચારને પ્રાપ્ત કરીને કર્મો પોતાનું ફળ પ્રાણીને બતાવે છે. એ ચારને કેવી રીતે પ્રાપ્ત કરીને શુભ-અશુભ કર્મોનું અથવા પુણ્ય-પાપનું ફળ બતાવે છે તેનો જરા વિસ્તાર જોઈએ. પુષ્પમાળા, સુંદર શય્યા, આસન, વાહન, વસ્ત્ર, સ્ત્રી, વાજિંત્ર, મિત્ર, કર્પૂર, અગરુ, ચંદન, સેન્ટ, લવન્ડર, અત્તર, ધ્વજા, હાથી, ઘોડા અને આહાર કરવાના સુંદર ખાદ્ય અને પીવાના સુંદર

પેય પદાર્થો મેળવીને પ્રાણી પોતાની માન્યતા પ્રમાણે સુખનો અનુભવ કરે છે; ઊલટી રીતે તરવાર, બંદૂક, તોપ, બોંબ, સર્પ, હસ્તી, સિંહ, વાઘ, અગ્નિ, કુરૂપ અંગ, કાંટા, ક્ષાર ઇત્યાદિ અનિષ્ટ વસ્તુઓનો સંયોગ પ્રાપ્ત થતાં પ્રાણી દુઃખનો અનુભવ કરે છે. સુખ દુઃખની પ્રાણીની માન્યતા સત્ય છે કે નહિ તે પર વિવેચન કરવાનો અત્ર પ્રસંગ નથી, પણ તેના શરીરને તથા મનને જે અનુકૂળ લાગે તે પ્રાપ્ત કરે છે ત્યારે તેની માન્યતા પ્રમાણે તે સુખ અનુભવે છે અને ઊલટી રીતે તેને પ્રતિકૂળ લાગતા પદાર્થની પ્રાપ્તિ થાય છે ત્યારે દુઃખ અનુભવે છે; તેવી રીતે રમણીય ક્ષેત્ર પ્રાપ્ત થાય, સર્વ ઋતુમાં આનંદ આપે એવી ભૂમિની પ્રાપ્તિ થાય અને જે ક્ષેત્રમાં કામભોગનાં સાધનો વિશેષ મળે તેવું ક્ષેત્ર પ્રાપ્ત થાય ત્યારે પ્રાણી સુખ મેળવે છે અથવા સુખ મળ્યું છે તેમ માને છે અને તેથી ઊલટી રીતે અતિ ભયંકર, ભય-ક્લેશને આપનાર, અધમ ક્ષેત્રને પ્રાપ્ત કરીને પ્રાણી દુ.ખી થયો એમ માને છે. જેટલા વખતમાં દુઃખનો સંપર્ક થતો નથી, ઉત્પાતનો નાશ થાય છે, પવન-વરસાદનું તોફાન હોતુ નથી અને વિશેષ ગરમી કે ઠંડી હોતી નથી, તેવી ઋતુ પ્રાપ્ત કરીને પ્રાણી સુખને અનુભવે છે અને જ્યારે તેથી ઊલટી રીતે અનેક પ્રકારના ઉત્પાત થાય, દુ.ખ થાય, સખ્ત વરસાદ પડે, સખ્ત ગરમી પડે, અતિશય ઠંડી પડે, પાણીની રેલ આવે, અથવા વરસાદ બિલકુલ ન આવે ત્યારે પ્રાણી દુઃખનો અનુભવ કરે છે. પ્રશમ ભાવમા પ્રાણી વર્તતો હોય છે ત્યારે તેને બહુ સુખ લાગે છે અને કર્મજનિત કોઈ પણ ભાવમાં વર્તતો હોય છે ત્યારે તેને દુઃખનો અનુભવ થાય છે.

આવી રીતે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી કર્મવિપાકનો વિચાર કરતાં કરતાં પ્રાણી વિચારે છે કે કર્મની આઠ મુખ્ય પ્રકૃતિઓ છે અને તેના ઉત્તર ભેદો અનેક છે, તે સર્વ પ્રાણીને સંસારમાં રખડાવે છે, ફસાવે છે, મજબૂત બંધને બાંધીને ચારે ગતિમાં ફેરવે છે. બુદ્ધિશક્તિને અને જ્ઞાનસૂર્યને આવરણ કરનાર જ્ઞાનાવરણીય કર્મ અતિ પ્રબળપણે જ્ઞાનગુણ ઉપર આચ્છાદન લાવે છે અને પ્રાણીને વસ્તુસ્વરૂપનો બોધ થવા દેતું નથી. નવ પ્રકારની દર્શનાવરણીય કર્મોની પ્રકૃતિ પ્રાણીને ઇષ્ટ પદાર્થોનું દર્શન થવા દેતી નથી, તેને સંસારમાં રખડાવ્યા કરે છે. જ્ઞાનાવરણીયથી જાણવું બંધ થાય છે અને દર્શનાવરણીયથી દેખવુ બંધ થાય છે તેમ જ બીજા નિદ્રા વગેરેથી પ્રાણીને એવા પ્રમાદમાં નાખી દે છે કે તે આંખો ઉઘાડીને જુએ એટલો અવકાશ પણ રહેતો નથી. શાતાવેદનીય કર્મના ઉદયથી પ્રાણી સુખનો અનુભવ કરે છે અને અશાતાવેદનીયના ઉદયથી દુઃખનો અનુભવ કરે છે. દેવ તથા મનુષ્યાદિ ગતિમા શાતાવેદનીયના ઉદયથી બહુ પ્રકારના સુખ અનુભવે છે; જોકે તે સુખ તરવારની ધાર પર રહેલ મધુબિંદુનુ આસ્વાદન કરવા જેવાં છે, કારણ કે તેથી પરિણામે દુ ખ થાય છે, અને અશાતાવેદનીયના ઉદયથી તિર્યંચ તથા નારક ગતિમાં અનેક પ્રકારનાં દુ ખ અનુભવે છે. દેવ તથા મનુષ્ય ગતિમાં પણ અશાતાનો ઉદય થાય છે તે અશાતાવેદનીય કર્મ સમજવું. ચતુર્થ મોહનીય કર્મને અંગે ચેતન વિચારે છે કે દર્શનમોહના ઉદયથી શુદ્ધ દૃષ્ટિનો લોપ થાય છે અને તેમ થવાથી પ્રાણી સદ્‌ને અસદ્ તેમ જ અસદ્‌ને સદ્ માનતો તથા બન્નેને સરખાં માનતો કે નહિ માનતો સંસાર-

સમુદ્રમાં ડૂબતો જાય છે, સમકિત–શુદ્ધ શ્રદ્ધાન–પામતો નથી અને ચારિત્રમોહનીયના ઉદયથી સ્વનો સાક્ષાત્કાર કરી શુદ્ધ ચારિત્રમાં રમણતા કરી શકતો નથી. સંયમ પ્રાપ્ત કરીને પણ વારંવાર પ્રમાદ થયા કરે, સ્ખલના થાય, પાત થયા કરે તે સર્વ આ ચારિત્રમોહનીયનો ઉદય સમજવો. આયુષ્યકર્મ પૈકી દેવાયુ કર્મના ઉદયથી દેવગતિમાં ઉત્પન્ન થઈ ત્યાં અનેક પ્રકારનાં માની લીધેલાં સ્થૂળ સુખોનો અનુભવ કરે છે; મનુષ્યગતિમાં આવી કાંઈક સુખ અને કાંઈક અસુખનો અનુભવ કરે છે; તિર્યંચ આયુકર્મના ઉદયથી જળચર, સ્થળચર, ખેચર તેમ જ વિકલેંદ્રિય અને એકેંદ્રિયમાંથી એક થઈ દુઃખનો અનુભવ કરે છે અને નરકાયુના ઉદયથી કુંભીપાકાદિ મહાતીવ્ર વેદના અને એકાંત દુઃખ અનુભવે છે. અનેક ગતિ–જાતિમાં સુરૂપ, કુરૂપાદિ અનેક પ્રકારના પર્યાયો ધારણ કરે તે સર્વ નામકર્મના ઉદયથી થાય છે. કીર્તિ, લોકપ્રિયતા, વકતૃત્વશક્તિ, રૂપવાનપણું, ઇંદ્રિયપ્રાપ્તિ, શરીરબંધારણ વગેરે અનેક વ્યક્ત રૂપો અને ગુણો આ નામકર્મથી પ્રાપ્ત થાય છે. એના ઉત્તર ભેદો બહુ છે અને તે મનન કરીને ખાસ સમજવા યોગ્ય છે. સારા–ખરાબ ગોત્રમાં જન્મ પ્રાપ્ત કરવો તે સાતમા ગોત્રકર્મના ઉદયથી બને છે. અને અમુક જગ્યાએ જન્મ લઈ ત્યાં ધન–ધાન્ય, દાન–શક્તિ, ભોગ-ઉપભોગના પદાર્થો તથા શરીરશક્તિ પ્રાપ્ત કરવી ન બને એ સર્વ અંતરાય નામના આઠમા કર્મના ઉદયથી થાય છે. આવી રીતે આ આઠ કર્મો અને તેની ઉત્તર પ્રકૃતિઓ પ્રાણીને અનેક પ્રકારનાં સ્થૂળ અને માનસિક સુખદુઃખો અનુભવાવે છે —એવી કર્મના વિપાકની વિચારણા આ તૃતીય ધર્મધ્યાનના ભેદમાં ચાલે છે.

જેવી રીતે ઝાડનાં અપક્વ ફળો પલાલાદિના સંયોગથી એકદમ પાકી જાય છે, તેમ તપ વગેરેના સંયોગથી અપક્વ કર્મો પણ તેની સ્થિતિ પરિપક્વ થયા પહેલાં ભોગવાઈ જાય છે અને તેની નિર્જરા થઈ શકે છે. મહાયોગી પુરુષો યોગ્ય સામગ્રી પ્રાપ્ત કરીને શુભ ભાવ વડે ઘણાં ચીકણાં કર્મોનો પણ નાશ કરી નાખે છે અને સર્વોત્કૃષ્ટ સ્થાન પ્રાપ્ત કરે છે. તેવી ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે તે સ્થિતિએ પહોંચવાનો ક્રમ કયો છે? ગુણસ્થાનક્રમારોહ કરતાં કર્મોનો કેવી રીતે બંધ પડે છે? કર્મો ઉદયમાં આવે છે? સત્તામાં કેટલાં રહે છે? કેવી રીતે તેની ઉદીરણા થઈ શકે છે? તેના ઉદ્વર્તન, અપવર્તન આદિ કેવી રીતે થાય છે અને તેનું જોર કેટલું છે? આત્માના અનંત બળવીર્ય પાસે કર્મો પોતાનું ફળ કેવી રીતે આપી શકે છે? આપતાં અટકી શકે છે અને કેવી રીતે તેના ફળને પ્રદેશોદયથી ભોગવી બારોબાર દૂર ફેંકી શકાય છે? આવી આવી કર્મવિપાકને લગતી અનેક બાબતો, તેઓનું વિરસપણું, તેઓનો ઉદયકાળ, બંધસ્વામિત્વ, તેનો અને આત્માનો સંબંધ, તેઓના વિપાક વખતે થતી ચેતનની દુર્દશા અને તેઓથી દૂર રહેવા માટે ચેતનથી થઈ શકતા પ્રયત્નો વગેરે અનેક બાબતોનો બારીકીથી વિચાર કરતાં કરતાં પ્રાણી ધર્મધ્યાનના ત્રીજા ભેદમાં આગળ વધતો જાય છે અને જેમ જેમ વધારે વિચાર કરે છે તેમ તેમ તેને કર્મકૃત વર્તમાન ચેતનની દશા પર બહુ વિચાર આવે છે; વળી, અનેક જીવોને કર્મ કેવી રીતે નચાવે છે તે જોઈ ખેદ આવે છે અને એવી એવી અનેક પ્રકારની સ્થિતિ અનુભવતો કર્મવિચારણામાં અને ખાસ કરીને કર્મોના વિપાકની વિચારણામાં એકાગ્રચિત્ત થઈ મનને સ્થિર કરી નાખે છે.

**સંસ્થાનવિચય ધર્મધ્યાન**—આ ધર્મધ્યાનના વિભાગમાં અનાદિ–અનંત કાલસ્થાયી લોકની આકૃતિ ચિંતવે છે. આ ધ્યાન પર સ્થિત થતાં પ્રાણી વિચાર કરે છે કે આકાશમાં આ લોક આવી રહેલો છે. શ્રીમત્ સર્વજ્ઞ મહારાજે તેનું સ્વરૂપ બતાવ્યું છે તે પ્રમાણે આ લોકમાં રહેલી ચેતન અને અચેતન વસ્તુઓ સ્થિતિ, ઉત્પત્તિ અને વિનાશ પોતાના નિયમ પ્રમાણે પામ્યા કરે છે, તેનો કોઈ કરનાર છે નહિ અને હોઈ પણ શકે નહિ, તેથી તે લોક અનાદિ–સિદ્ધ છે. ઊર્ધ્વ લોક, તિર્યગ્ લોક અને અધો લોક એવા ત્રણ વિભાગવાળા આ લોકને સુરાસુરનરનો આધાર કહેવામાં આવે છે. ઘનોદધિ, ઘનવાત અને તનુવાત એ ત્રણ અધોલોકને ધારણ કરી રાખે છે અને એ સર્વ આકાશ ઉપર રહે છે. એ લોક નીચે વેત્રાસન (ખુરશી)ના આકારવાળો છે, વચ્ચે ઝલ્લરી જેવા આકારનો છે અને ઉપર મૃદંગનો આકાર ધારણ કરે છે. (લોકનાલિકાનું ચિત્ર ઘણી જગ્યાએ ચીતરેલ હોય છે તે જોવાથી આ આકાર સ્પષ્ટ થશે.) એની ઊંચાઈ નીચેથી મધ્ય લોક સુધી સાત રાજની છે અને મધ્યથી ઊંચે સુધી સાત રાજની છે. પહોળાઈ નીચે સાત રાજની છે, વચ્ચે ઘટીને એક રાજની થઈ જાય છે અને ઉપરના ભાગમાં વચ્ચે પાંચ રાજની થઈ આખરે ઉપર જતાં એક રાજની થઈ જાય છે. (એક રાજનું પ્રમાણ અસંખ્યાતા યોજન સમજવું.) આમાં નીચેના સાત રાજમાં અતિ ભયંકર નારકીઓનો વાસ છે અને તેની સાત ભૂમિઓ છે. સર્વથી નીચેની ભૂમિ અતિ ભયંકર, તેની ઉપરની જરા સારી, એમ ઉત્તરોત્તર ભૂમિઓ હોય છે.

નારકગતિ-દુઃખ-વિચારણા

કેટલાંક નારકીનાં ક્ષેત્ર અતિ ઉષ્ણ હોય છે અને કેટલાંક તદ્દન શીત હોય છે. તેની ગરમી તથા ઠંડી એવી હોય છે કે તેની પાસે આફ્રિકાના સહરાના રણની ગરમી કે ઉત્તર ધ્રુવના પ્રદેશની ઠંડી કશી ગણતરીમાં આવે નહિ. સખ્તમાં સખ્ત પોલાદનું લોઢું હોય તેનું પણ પ્રવાહી થઈ જાય એવી સખ્ત ગરમી ત્યાં હોય છે. આવી અતિ ભંયકર પાપભૂમિ મદ્ય-માંસનું ભક્ષણ કરનાર, પંચેદ્રિય જીવોનો વધ કરનાર, મહાઆરંભ કરનાર, મહાઅસત્ય બોલનાર, ધાડ–ચોરી કરનાર, મહાપરિગ્રહ રાખનાર, પરસ્ત્રી-લંપટ અને મિથ્યાત્વ તથા વિષય-કષાય આદિથી ભરપૂર પ્રાણીઓ પ્રાપ્ત કરે છે. ત્યાંના પાર્થિવ વૃક્ષનાં પાંદડાંઓની અણીઓ તરવારની અણી જેવી છે; ત્યાંની ભૂમિ અત્યંત દુર્ગંધ યુક્ત છે, વૈક્રિય ચરબી, લોહી અને માંસના કાદવથી ભરપૂર છે; વિકુર્વેલાં અત્યંત ભયંકર પશુ-પક્ષીઓ ત્યાં ચીસો પાડયા જ કરે છે; જમીન પર વજ્ર જેવા કાંટા પડેલા હોય છે; શાલ્મલિ વૃક્ષ દેખાવમાં જ મહાભયંકર લાગે છે. આવી નારકીમાં ચોતરફ રહેલાં સાંકડા મુખવાળાં આલાં–ગોખલાઓમાં ઉત્પન્ન થઈ વજ્રાગ્નિમય પૃથ્વીતળ ઉપર પડે છે. એનાં ઉત્પત્તિસ્થાન જ એવાં ભયંકર હોય છે કે દરેક ક્ષણે થવાની વેદનાની શરૂઆત તેમાંથી જ થાય છે. જેટલા ન સહન થઈ શકે તેવા વ્યાધિઓ હોય, જેનો ઉપાય પણ થઈ શકે તેવુ ન હોય તેવા સર્વ વ્યાધિઓ નારકીના જીવોને શરીરના દરેક રોમરાયમાં થાય છે અને તે જન્મથી જ તેને લાગેલા હોય છે. આવા અતિ ભયંકર સંયોગોમાં જન્મ પામેલ પ્રાણી દીન થઈ જાય છે અને કોઈ

દિવસ ન જોયું હોય તેવું ભયંકર સ્વરૂપ નજર આગળ જોઈને શરણુ માગવા મંડી જાય છે અને ચારે બાજુએ કોઈ મદદ કરનારને મેળવવા નજર કરે છે, પણ ત્યાં કોઈ તેનું સગું હોતું નથી, કોઈ તેને મદદ કરનાર મળતું નથી; જે ત્યાં હોય છે તે સર્વ નિષ્કરુણ, પાપી, ક્રૂર, ભયાનક અને બેડોળ શરીરવાળા હોય છે, અગ્નિના તણખા જેવી આંખોવાળા હોય છે અને ચંડ શાસનવાળા હોય છે.

ત્યાં દેખાતી નદીમાં લોહી અને માંસનો કાદવ હોય છે. આવી ભયંકર ભૂમિમાં પોતાને આવેલ જાણી પ્રાણી વિચારમાં પડી જાય છે કે આ ભૂમિ કઈ અને અહીં પોતે કેમ આવ્યો અને કોણે આણ્યો? પછી વિભંગજ્ઞાનથી તથા જાતિસ્મરણથી ત્યાં આવવાનું કારણ જાણી પોતાનાં પાપકર્મો માટે કેટલાકો ખેદ કરે છે, પણ તે બહુ મોડો હોય છે. મનુષ્યત્વ પ્રાપ્ત કરી કેટલાક પ્રાણીઓ જ્યારે અનેક પ્રકારનાં શુભ કૃત્યો કરી, પરોપકાર કરી આત્મોન્નતિ કરે છે ત્યારે પોતે ત્યાં એવાં મહાપાપકૃત્યો કર્યાં કે જેથી આવી ભયંકર ભૂમિમાં આવવુ પડ્યું, એ વિચારણાથી તેનુ મન નિરંતર બળ્યા કરે છે. મનુષ્ય તરીકે જે પ્રાણીઓને દુઃખો આપ્યાં, ત્રાસ પમાડ્યા, હેરાન કર્યા, તે સર્વ આજે તેની સામા થઈ હેરાન કરે છે, દુઃખ આપે છે, કદર્થના કરે છે— આવા આવા અનેક અનુભવો તેને નારકીમાં થાય છે. ત્યાં તે અન્ય જીવો સાથે પરસ્પર લડે છે; શરીરના કટકા થઈ જાય તેવી યાતનાઓ સહન કરે છે; ઉષ્ણ ભૂમિમાં તાપ ખમે છે; શીત ભૂમિમાં ઠંડી સહે છે; પરમાધામી જીવો, જેઓ અન્યને દુઃખ દેવામાં રાજી રહે છે, તેઓ તેને અનેક પ્રકારનાં દુઃખો

આપે છે તે સર્વ સહે છે; અનેક પ્રકારની ઉપાધિઓ અને દુ:ખો સહન કરે છે. શરીર વૈક્રિય હોવાથી પારાની પેઠે વિશીર્ણ થયા છતાં પણ પાછું એકઠું થઈ જાય છે અને એ દુ:ખમાંથી બચવા માટે મરવાના અનેક ઉપાયો શોધે છે, પણ આયુષ્ય નિકાચિત હોવાથી તેનું કાંઈ ચાલતું નથી, તેનું મૃત્યુ પણ થતું નથી અને અતિ લાંબો વખત મહાદુ:ખ અનુભવે છે.

વિષયતૃપ્તિ, ઇંદ્રિયભોગો, પરધનહરણ, જીવવધ વગેરે પાપો કરતી વખત અલ્પ સમય સુખ લાગે છે, પરંતુ તેના પરિણામમાં આવી ભયંકર યાતનાઓ બહુ દીર્ઘ કાળ સુધી સહન કરવી પડતી હશે તેનો તેને પાપાચરણ કરતી વખતે ખ્યાલ પણ હોતો અથવા રહેતો નથી. ત્યાં ગયા પછી તો બાપડો ઘણો વિચાર કરે છે કે હવે શું કરું? કોને શરણે જાઉં? કેવી રીતે આ પીડામાંથી છૂટું?–વગેરે વગેરે વિચારો કરે છે, પણ તેનું કાંઈ ચાલતું નથી. તેમાં કેટલાક વસ્તુસ્વરૂપ સમજે તેને વિચાર થાય છે કે પાપ કરીને પોષેલા મિત્ર, પુત્ર, સ્ત્રી, બાંધવ વગેરે અહીં કોઈ મને મદદ કરવા આવતા નથી, મને પાપકાર્યની સલાહ આપનાર સ્નેહીઓ દૂર ગયા છે અને જેનાં નિમિત્તે મેં દોષો કર્યા તે તો દેખાતા પણ નથી. આવા આવા વિચારથી તેનું મન જ્યારે મહાકદર્થના પામતું હોય છે ત્યારે અન્ય જીવો તેના પર વૈર લેવા માટે તેની સાથે લડવા આવે છે, તેની નિર્ભર્ત્સના કરે છે, તેના શરીરને ચૂંટે છે, તેને યંત્રમાં પીડે છે, દળે છે, શાલ્મલિવૃક્ષ સાથે ઘસે છે અને તેને કુંભીપાકમાં નાખે છે.

નારકીના જીવો ક્ષેત્રના ગુણને લીધે પરસ્પર દુ:ખ દેવામાં

તત્પર, કજીઓ કરવાની ઇચ્છાવાળા, અતિ કનિષ્ઠ કૃષ્ણાદિ લેશ્યા ધારણ કરનાર અને પાપી, ભયાનક તેમ જ દુષ્ટ થઈ જાય છે અને ત્યાંના પરમાધામીએ વિકુર્વેલા લોઢાની ચાંચવાળાં ગીધ, તામ્રના મુખવાળા કાગડા અને લોઢાના ચરણવાળાં ગજરણ પક્ષીઓ પ્રાણીના મર્મસ્થાનને વીંધી નાખે છે. જુદાં જુદાં પાપો કરનારને કેવી પીડા થાય છે તેનું વર્ણન કરવાથી બહુ લંબાણ થઈ જાય, પરંતુ ટૂંકામાં આ નરક ભૂમિમાં પ્રાણીને એવી અસહ્ય પીડા થાય છે કે તેનું વર્ણન સાંભળતાં પણ ત્રાસ ઉત્પન્ન થાય. આવી અસહ્ય વેદનાઓ નીચેની સાતે ભૂમિમાં પ્રાણીઓ બહુ દીર્ઘ કાળ સુધી પોતાના પાપના ઉદયથી ભોગવે છે. ત્યાં જીવોને એવી ભૂખ લાગે છે કે આખા જગતનું સર્વ અનાજ ખાઈ જાય તોપણ શાંતિ થાય નહિ, તૃષા એવી લાગે છે કે ગમે તેટલું પાણી પીએ તોપણ તે તૃપ્ત થતી નથી, છતાં તેઓને જરા પણ આહાર કે પીવાને ટીપુ પણ પાણી મળતું નથી. વળી, જેમ જેમ નીચેની ભૂમિને તપાસીએ તેમ તેમ ત્યાં યાતના, દુઃખ, આયુષ્ય, ભય વધારે વધારે હોય છે અને સૌથી નીચેની સાતમી ભૂમિમાં તે પરાકાષ્ઠાને પામે છે. અધોલોકની આવી સ્થિતિ છે.

દેવગતિ-સુખ-વિચારણા

**મધ્ય ભાગ** ઝાલર જેવો છે. ત્યાં અસંખ્ય દ્વીપ-સમુદ્રો છે. આ મધ્ય વિભાગના મધ્યમાં મનુષ્યનાં ક્ષેત્રો (અઢીદ્વીપ) છે. તેના ઉપર **ઊર્ધ્વ લોક**માં દેવતાનાં વિમાનો આવે છે. તેમાં બાર દેવલોક છે. દેવલોકમાં રાત્રિ દિવસનો ક્રમ હોતો નથી, રત્નની પ્રભાથી સર્વદા પ્રકાશ રહે છે. ત્યાં વરસાદ, તાપ કે ઠંડીની

ઋતુના ફેરફાર નથી, એકસરખો અને સર્વ પ્રકારે સુખ દેનારો વખત હોય છે. ત્યાં કોઈ પ્રકારનો ઉત્પાત, ભય કે સંતાપ હોતો નથી. ત્યાં વિમાનની ભૂમિઓ રત્નજડિત હોય છે, ચંદ્રકાન્તની શિલામય હોય છે અને વચ્ચે હીરા, પરવાળા વગેરે અનેક ઝવેરાતોનો દેખાવ હોય છે. વાવોમાં સોનાનાં પગથિયાં હોય છે, સુવર્ણમય કમળથી આચ્છાદિત હોય છે. ક્રીડાવૃક્ષોમાં વિશેષે કલ્પવૃક્ષો હોય છે. ત્યાં સર્વત્ર સુંદર ગીત, કિન્નરના અવાજ, યક્ષનાં ગાન અને દેવાંગનાનાં નુપૂરના અવાજથી સર્વત્ર આનંદ જ દેખાય છે. અસંખ્ય યોજન સુધી એકીવખતે ખબર આપવાની સંકલના મનોહર ઘંટાનાદ દ્વારા અને હરિણૈગમેષી દ્વારા કરેલી હોય છે. દેવતાઓ દેવાંગના સાથે મનુષ્યલોકની અંદર પુષ્પઅરણ્યમાં, પર્વતના કુંજમાં અને વાડીવનના આરામોમાં ક્રીડા કરવા આવે છે. દેવાંગનાઓ અને કિન્નરીઓ વીણા હાથમાં લઈ જે વખતે ગાન કરે છે તે વખતે અદ્ભુત સ્થૂળ આનંદ થાય છે. આવી રીતે ત્યાં નિરંતર ઉત્સવ થયા કરે છે, નાટક થયા કરે છે, આનંદ થયા કરે છે અને સ્થૂળ સુખ તેની પરાકાષ્ઠાએ પહોંચે તેવી રીતે ભોગવાતુ સ્પષ્ટ અનુભવી શકાય છે.

એનાં વિમાનોનાં તથા પુષ્કરિણીના, પ્રાસાદોના અને વ્યવસાય, ઉત્પાદ કે અભિષેક વગેરે શાળાઓનાં, ચૈત્યોનાં અને વૃક્ષોનાં વર્ણન વાંચતાં અથવા લખતાં અતિ આનંદ થાય તેમ છે. ત્યાંની દેવાંગનાઓ શૃંગારથી ભરપૂર, લાવણ્યની ભૂમિ, સુંદર શરીર અને હૃદયભાગથી અતિ

આકર્ષક, પૂર્ણચંદ્રના જેવા મુખવાળી, વિનીત, સુંદર હાવ-ભાવવિલાસયુક્ત અને એટલી રમણીય હોય છે કે જાણે લક્ષ્મી તેનાથી હારીને પદ્મદ્રહમાં રહેતી હોય નહિ! તેઓનાં શરીર સુઘટ્ટ, વસ્ત્ર બરાબર શોભતાં અને બેસતાં, વિવેક-વિનયયુક્ત ચર્ચા અને વિચાર અતિ વિશાળ હોવાથી તેઓ એકસરખી રીતે દેવીના નામને સાર્થક કરનારી હોય છે.

ત્યાં કોઈ પણ દુઃખી, દીન, લૂલો, અપંગ, વૃદ્ધ કે રોગી જોવામાં જ આવતો નથી. આવા સુરાલયમાં પ્રાણી સ્વયં ઉત્પન્ન થાય છે. અતિ સુંદર અને સુઘટ્ટ શરીર અહીં પ્રાણીને પ્રાપ્ત થાય છે, જન્મથી બે ઘડી પછી નિરંતર યૌવનાવસ્થા રહે છે અને સર્વ ઇંદ્રિયોને પોષે તેવા પદાર્થો અને સુખો તેને અહીં પ્રાપ્ત થાય છે. ત્યાં સુખશય્યામાં ઉત્પન્ન થઈને ઊઠતાં જ તેને યૌવન પ્રાપ્ત થાય છે અને પોતે આ શું દેખે છે?–તેના વિચારમાં ક્ષણ વાર તો પડી જાય છે. એને સર્વ વસ્તુ એટલી રમ્ય, શ્લાઘ્ય, પ્રિય અને ભવ્ય લાગે છે કે પોતે ઇંદ્રજાળ કે સ્વપ્ન તો જોતો નથી, એવો વિચાર થાય તેવું થાય છે. ત્યાં તો દેવીઓ તેને વધાવે છે, પ્રશંસા કરે છે, નમન કરે છે વગેરે જોઈ પોતે ઉપયોગ મૂકી અવધિજ્ઞાનથી પોતાનુ સ્વરૂપ જાણી આનંદ પામે છે. દેવીઓ પણ તેને કહે છે કે આ અમુક દેવલોક છે, અહીં રમ્ય વિમાનમાં આપને રમણ કરવાનું છે, મહાપુણ્યથી આપનો અહીં જન્મ થયો છે, સુંદર દેવાંગનાઓ આપના આદેશની રાહ જુએ છે, આ આપનું વિમાન છે, આ આપને બેસવાનું વાહન* છે, આ આપનો રથ છે, આ સુખાસન છે વગેરે

* આભિયોગિક દેવો વાહનનું રૂપ ધારણ કરે છે.

વગેરે કહી જયનાદની ઉદ્‌ઘોષણા કરે છે. નવીન ઉત્પન્ન થયેલા દેવ તે સાંભળે છે અને પોતે ઉપયોગ મૂકી સર્વ જુએ છે ત્યારે પોતે કરેલ શુભ કાર્યો, તપશ્ચરણ, પૂજાદિ સત્કાર્ય દેખીને મોહના આવેશમાં ત્યાં સ્થિત થાય છે. પછી પોતાનાં શુભ કર્મના ઉદય પ્રમાણે સ્થૂળ સુખો ભોગવે છે, માનસિક આનંદ પણ ભોગવે છે, શાશ્વતા ચૈત્યે જઈ જિનપૂજા કરે છે, તીર્થ-સ્થાનો ભેટે છે, મહોત્સવાદિ પ્રસંગે અન્ય તીર્થે તથા નંદીશ્વર દ્વીપે જાય છે અને જેમ મનમાં આવે તેમ સ્વતંત્ર રીતે સ્થૂળ, માનસિક કે શારીરિક સુખ ભોગવે છે.

તે એટલું સુખ ભોગવે છે અને આનંદમાં એવો લીન થઈ જાય છે કે સાગરોપમ જેવો અસંખ્યાતો કાળ ચાલ્યો જાય છે તેને પણ જાણે જાણી શકતો નથી. કોઈ વખત ગીત સાંભળવામાં, કોઈ વાર નૃત્ય જોવામાં, કોઈ વાર વિલાસિની સાથે ક્રીડા કરવામાં અને કોઈ વાર નંદનવન વગેરેમાં બેસી આનંદ ભોગવવામાં સમય ચાલ્યો જાય છે. સ્વર્ગમાં એટલુ સુખ છે કે તેનું વર્ણન કરવું અશક્ય છે, કારણ કે ત્યાં સુખનાં જ સર્વ સાધનો અને સામગ્રીઓ એકઠી થયેલી હોય છે. બાર દેવલોકના દેવો ઉપરાંત નવ ગ્રૈવેયકમાં જે વૈમાનિક દેવો છે તે કલ્પાતીત છે અને પાંચ અનુત્તર વિમાનના દેવો પણ કલ્પાતીત છે. તે જ્ઞાનધ્યાનમાં જ મગ્ન રહે છે. પ્રાયે આસન્નસિદ્ધ જીવો આ અનુત્તર વિમાનમાં અને અનંતરભવમાં મોક્ષે જનાર જ સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉદ્‌ભવે છે. એકેક વિભાગ ઉપર ઉપર જતાં વિશેષ વિશેષ લેશ્યા-શુદ્ધિ થાય છે અને ઉત્ક્રાન્તિ પણ વિશેષ થયેલી હોય છે, એમ સાધારણ રીતે જણાય છે. આવા સ્થૂળ અને માનસિક સુખથી

પણ વિશેષ સુખને આપનાર, એકાંત આત્મગુણમાં રમણ કરાવનાર, શુદ્ધ, કર્મઘાત રહિત, ચિદાનંદઘનસ્વરૂપ જીવોના અંતિમ સ્થાન તરીકે સિદ્ધશિલા તેની ઉપર બાર યોજને રહેલી છે, જે નિરંતર શાશ્વત છે. તેનું નામ ઈષત્પ્રાગ્ભારા છે. ત્યાં રહેલા જીવો આત્મારામમાં રમણ કરે છે અને ત્યાંથી કદી પણ તેઓની વિચ્યુતિ થતી નથી. આવી રીતે અધોલોક અને ઊર્ધ્વ લોકનું ધ્યાન આ ચતુર્થ ધર્મધ્યાનમાં કરે છે. આ બાબતમાં શ્રી હેમચંદ્રાચાર્યે શ્રી અજિતનાથ ચરિત્ર (દ્વિતીય પર્વ)માં લગભગ એક હજાર શ્લોકો લખ્યા છે તે વાંચી જવાની ખાસ ભલામણ છે.

આ ધર્મધ્યાનના ભેદો પર વિચાર કરતાં લેશ્યાની અત્યંત શુદ્ધિ થાય છે અને એવો સુંદર વૈરાગ્ય થાય છે કે તેનો અનુભવ કરવાથી જ તેનો ખ્યાલ આવી શકે. એ સુખ અતીંદ્રિય હોવાથી સ્વસંવેદ્ય જ છે, પરંતુ બહુ જ આનંદપ્રદ છે. એ ધર્મધ્યાનના પરિણામે જીવ શુકલધ્યાન પામી મોક્ષે ન જાય તો દેવલોક તથા ગ્રૈવેયક વગેરે દેવ સંબંધી અનેક પ્રકારનાં સુખો ભોગવી આનંદમાં જીવન ગાળે છે અને ત્યાંથી કાળ કરી, ઉત્તમ કુળમાં જન્મ લઈ, સુંદર ભોગો ભોગવે છે. ત્યાર પછી વિવેક આદરીને સ્થૂળ સુખ અને આત્મીય સુખ વચ્ચેનો તફાવત જુએ છે અને ધ્યાનનો આશ્રય કરીને કામભોગનો ત્યાગ કરે છે અને શુભ ધ્યાનથી સર્વ કર્મનો નાશ કરીને અવ્યયપદ પ્રાપ્ત કરે છે. આવી રીતે ધર્મધ્યાન બહુ જ ઉપયોગી હોવાથી તે ખાસ લક્ષ્ય ખેંચનાર છે. એ સાલંબન ધ્યાન છે એ આટલા વિવેચન ઉપરથી જોવામાં આવ્યું હશે. હવે પછી જ્યારે નિરાલંબી શુકલધ્યાન પર વિવેચન કરવામાં

આવશે ત્યારે તેની અને ધર્મધ્યાનની વચ્ચે તફાવત શું છે, તે બરાબર સમજાશે.

ધર્મધ્યાનના વિષયને જૈન યોગકારોએ બહુ વિસ્તારથી ચર્ચ્યો છે. શ્રીમાન્ હેમચદ્રાચાર્ય ધ્યેયવિશેષને અંગે તેના પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત એવા ચાર વિભાગ પાડે છે. અને જ્ઞાનાર્ણવમા શુભચંદ્રાચાર્ય ધર્મધ્યાનના એ જ ચાર ભેદો પાડે છે. એ ચારે ભેદોને ધ્યેયના પેટાવિભાગ સમજવામાં આવે તો તે વસ્તુસ્વરૂપને અગે વિરોધ રહિત લાગે છે. એ પિડસ્થાદિ ધર્મધ્યાનનુ સ્વરૂપ એટલુ આકર્ષણ કરનારુ છે કે એ પર જરા સક્ષેપથી દૃષ્ટિપાત કરી જવો એ આ પ્રસ્તુત પ્રકરણને અગે ખાસ ઉપયોગી જણાશે. આપણે ઉપરોક્ત યોગગ્રંથોમાં બતાવેલ તેઓનુ સ્વરૂપ વિચારીએ. એ વિભાગો જોવાથી ધર્મધ્યાન કેટલું સાલબન છે અને ધ્યાનાદિ યોગમાં જ્યારે પ્રાથમિક સ્થિતિમાં પ્રાણી હોય છે ત્યારે આલબનની કેટલી જરૂરીઆત છે તે જણાશે. આ ઉપરાંત અહી એટલું પણ જણાવી દેવાની જરૂર છે કે આ ધર્મધ્યાનના અધિકારી કેટલાકની માન્યતા પ્રમાણે અપ્રમત્ત અવસ્થામાં રહેલ વજ્રરૂષભનારાચસઘયણવાળા જીવો કહ્યા છે તેથી છેવઠ્ઠાસઘયણવાળા શરીરે તો ધર્મધ્યાનની ભાવના જ રહે છે.

આ બાબત અહીં જણાવી દેવાની ખાસ જરૂર એટલા માટે છે કે આ બાબતમા ઘણા પ્રાણીઓ પોતાનો અધિકાર સમજ્યા વગર, યોગ્યતાની તુલના કર્યા વગર, આલંબનને છોડી દેવા ઉદ્યત થઈ જાય છે ને આત્મવંચના કરી આત્માનો બહુધા

પ્રપાત કરાવે છે. ધ્યાનના વિષયમાં જરા પણ ગેરસમજૂતી ન થવી જોઈએ એની ખાસ જરૂર છે, કારણ કે એ આત્મીય વિષય છે અને આત્મા જો વિશેષ વિકસિત થયો ન હોય તો ઘણી વાર તેના દ્વારા જ તે મોહમાં પડી જઈ નીચો ઊતરી જાય છે, તેથી આ વિષયમાં ખાસ સંભાળ રાખવાની જરૂર છે. પોતાની યોગ્યતા વિચારી અવલંબનોને તજવાં નહિ, તેમાં પણ સિદ્ધ અવલંબનોને તજી દેવાથી ઘણી વાર પ્રથમ પગથિયું જ હાથથી ચાલ્યું જાય છે. અને પોતે યોગમાં આગળ વધ્યો છે એમ માનનાર મનુષ્ય તદ્દન પ્રાથમિક સ્થિતિમાં પણ હોતો નથી એ વાત લક્ષ્યમાં રાખવી. આ અગત્યની બાબત પર તેટલા માટે લક્ષ્ય રાખવાનું જણાવી આપણે પિંડસ્થાદિ ચાર વિભાગ પર વિચાર કરીએ.

**પિંડસ્થધ્યેય**—આ વિભાગમાં પાંચ ધારણાઓનો સમાવેશ થાય છે. પિંડનો અર્થ અહીં વસ્તુ સમજવો. ધ્યેય આત્માને કરવાનો છે, પરંતુ તેના પ્રકાર જુદા જુદા છે અને તે જુદી જુદી રીતે ધ્યાનવિષય થઈ શકે છે. એ માટે પાંચ પ્રકારની ધારણાનું સ્વરૂપ અહીં ખાસ સમજવા યોગ્ય છે. **પાર્થિવી, આગ્નેયી, મારુતી, વારુણી** અને **તત્રભૂ અથવા તત્ત્વરૂપવતી** એવી પાંચ ધારણાઓ છે.

પ્રથમ **પાર્થિવી** ધારણામાં આત્માને ધ્યેય કરે તે આવી રીતે : નિઃશબ્દ, કલ્લોલ રહિત, સફેદ ક્ષીરસમુદ્ર, જેનું પ્રમાણ મધ્યલોક જેવડું છે, તેની વચ્ચે એક હજાર પાંખડીવાળું, જેની કાંતિ ચોતરફ ફેલાઈ ગઈ છે અને જેનો રંગ સુવર્ણ જેવો છે,

એવું કમળ વિચારે; એ કમળની મધ્યમાં મેરુપર્વત જેટલી ઊંચાઈવાળી પીત રંગથી શોભતી અને દિશાઓને શોભાવતી કર્ણિકા (દીંટું) વિચારે; એ કર્ણિકા ઉપર એક શ્વેત રંગનું ઊંચું સિંહાસન ચિંતવે અને તે સિંહાસન ઉપર પોતાના આત્માને ક્ષોભ રહિત, સુખરૂપે અને શાંત સ્વરૂપે વિરાજિત ચિંતવે અને સાથે વિચારે કે એવો સુંદર ચેતન રાગદ્વેષને દૂર કરવા સમર્થ છે અને સંસારને ઉત્પન્ન કરનાર કર્મોનો નાશ કરવાના કાર્યમાં ઉદ્યત થઈ રહેલ છે. આવી રીતે આત્માનું ચિતવન કરી તેને યોગસિંહાસન પર બેઠેલો ચિતવવો એ પ્રથમ પાર્થિવી ધારણાનું સ્વરૂપ છે. એમાં ચેતન એટલી વિમળ દશા ભોગવે છે કે તેનો ખ્યાલ અનુભવથી જ થઈ શકે તેમ છે.

બીજી **આગ્નેયી** ધારણામાં પ્રથમ તો પોતાના નાભિ-કમળમાં સોળ પત્રવાળું કમળ ચિંતવે. એ સોળ પાત્રો ઊર્ધ્વ છે એમ ચિતવવાં અને તે દરેક ઉપર અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, ૠ, લૃ, લૄ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ એ સોળ અક્ષરોની સ્થાપના કરવી અને વચ્ચેની કર્ણિકામાં હૅં અક્ષર, જેને મહામંત્ર કહેવામાં આવે છે, એ વિચારવો. એ મહામંત્ર હૅં અક્ષરની રેફમાંથી પ્રથમ ધુમાડાની શિખા ચાલે છે, પછી અગ્નિના તણખા ઊડે છે અને છેવટે અગ્નિની જ્વાળા પ્રબળ જોરથી નીકળે છે. આ નાભિસ્થ કમળની સામી બાજુ હૃદયસ્થ કમળ, જેને આઠ પાંખડીઓ હોય છે, તેને અધોમુખ ચિતવવું. એ નાભિસ્થ કમળમાથી નીકળતી અગ્નિની જ્વાળા હૃદયસ્થ અષ્ટદળ કમળ જેની પ્રત્યેક પાંખડી પર એક એક કર્મની

સ્થાપના કરેલી હોય છે તેને બાળી નાખે છે એમ ચિંતવવું. આવી રીતે મહામંત્રમાંથી નીકળેલો અગ્નિ આઠ કર્મોને બાળી નાખે છે એમ વિચારવું. વળી, એ ઉપરાંત શરીરની બહાર ત્રિકોણ અગ્નિ બહુ જોરથી બળતો હોય એમ ચિંતવી તે અગ્નિ જાણે ધૂમ વગરનો પણ વડવાનળ જેવો સખ્ત છે એમ ધ્યાવવું. તે બહારનો અગ્નિ અંતરંગની મંત્રાગ્નિને દગ્ધ કરે છે, શરીરને ભસ્મ કરે છે અને સાથે નાભિસ્થ સોળ પત્રવાળા કમળને પણ ભસ્મ કરી છેવટે પોતે શાંત થઈ જાય છે. આ પ્રમાણે ચેતનનુ સામર્થ્ય બતાવનાર આગ્નેયી ધારણા થાય છે. એમાં પણ કર્મસમૂહનો નાશ કરનાર ચેતનની અતિ વિપુળ આંતર દશા સ્થૂળ સ્વરૂપે બતાવી જવાય છે, એ ખાસ લક્ષ્યમાં રાખવું.

ત્રીજી **મારુતી** ધારણાને વાયવી અથવા શ્વસના એવું પણ નામ આપવામાં આવે છે. એમાં આકાશભાગને પૂરનાર મહાવેગથી ગતિ કરનાર પવનનું ચિંતવન કરે. એમ વિચારે કે પવન દેવની સેનાને ચલાયમાન કરે છે, સ્વર્ગને કંપાવે છે, વાદળોને વિખેરે છે, સમુદ્રને ક્ષોભ કરે છે, વળી તે લોકમાં સંચાર કરે છે, દશે દિશાઓમાં ગમન કરે છે અને પૃથ્વીના તળિયામાં પેસે છે. આવા પ્રબળ વાયુથી રજને ઊડાવી દે છે (કર્મરજને એમ લાગે છે) અને પછી તે જ પવનને શાંત કરવાનો અભ્યાસ પાડી તેને નરમ બનાવી દે છે. આવી રીતે પવનને અંગે કર્મરજ ઉડાવવાની ધારણા કરવી તે ત્રીજી વાયવી ધારણા છે. એમા પણ ઉદ્દેશ અને ઉદ્દિશ્ય એક જ છે એ ખાસ લક્ષ્યમાં રાખવા યોગ્ય છે.

ચોથી **વારુણી** ધારણામાં ઇંદ્રધનુષ્, વીજળી, ગર્જના-દિથી યુક્ત અને વાદળાંઓ સહિત આકાશ ચિંતવે. એ વાદળાંમાંથી અમૃતની પેઠે અથવા મોતીનાં બિંદુઓની ધારા પેઠે વરસાદ ધીમે ધીમે પડે છે એમ વિચારે. તેમાં અર્ધ-ચંદ્રાકાર, મનોહર, અમૃતમય જળનો પ્રવાહ આકાશને ભરપૂર કરી દે છે એમ ચિંતવે અને તે આ દિવ્ય ધ્યાનથી થયેલા જળના અચિંત્ય પ્રભાવથી સમસ્ત ભસ્મ ધુએ છે એમ ચિંતવન કરે. જળના પ્રવાહથી કર્મરજ સાફ થાય છે એવો અત્ર વિચાર કરવાનો છે, પણ કલ્પના આકાશ વગેરેની હોવાથી બહુ આનંદપ્રદ લાગે છે. ચોમાસાના દિવસોમાં ઝરમર ઝરમર વરસાદ આવતો હોય, ગરમી જરા પણ હોય નહિ અને સર્વ દિશાઓ શાંત હોય એ વિચાર જ એક પ્રકાની શાંતિ આપે છે.

પાંચમી **તત્રભૂ** અથવા **તત્ત્વરૂપવતી** ધારણામાં સાત ધાતુ રહિત, પૂર્ણચંદ્ર જેવો નિર્મળ અને સર્વજ્ઞ સમાન પોતાના આત્માને ચિંતવે. ત્યાં ધ્યાવે છે કે પોતાના ચેતનજી અથવા પોતે યોગસિંહાસન પર આરૂઢ થએલા છે, દિવ્ય અતિશયથી વિરાજમાન છે, કલ્યાણમહિમા સહિત છે, દેવ અને દૈત્યથી પૂજિત છે, છેવટે તેનાં સર્વ કર્મો ક્ષય પામી ગયાં છે —આવી રીતે અંગગર્ભમાં આત્મસ્વરૂપ ધ્યાવવું એ પાંચમી ધારણાનું સ્વરૂપ છે.

આવી રીતે પિંડસ્થ ધ્યેયનું સ્વરૂપ યોગના વિષયમાં નિષ્ણાત થયેલા પુરુષોએ બતાવ્યું છે. એ ધ્યેયમાં ચેતનજીને કલ્પના પર આધાર રાખી સાલંબનરૂપે ચિંતવવાનો છે અને

તેનાથી તેની મહત્તા સમજવા ઉપરાંત ચિત્તની સ્થિરતા એક વસ્તુ પર ધીમે ધીમે થતી જાય છે. યોગસિંહાસન પર આરૂઢ થયેલ ચેતનજીનું ચિંતવન કરવાનું શ્રીમદ્ આનંદઘનજીએ છત્રીશમા પદમાં બતાવ્યું છે, તે આ પિંડસ્થ ધ્યેયનું સ્વરૂપ સમજવું. ધર્મધ્યાનને અંગે આ પિંડસ્થ ધ્યેય બહુ ઉત્તમ પ્રકારનું આલંબન પૂરુ પાડે છે.

અહીં સાધારણ રીતે સવાલ થાય કે આત્મતત્ત્વચિંતવનમાં આવી રીતે પૃથ્વી આદિ તત્ત્વનું ચિંતવન કરવાની આવશ્યકતા શા માટે વિચારવામાં આવી હશે, તો તેના સંબંધમાં કહેવાનું એ કે શરીર પૃથ્વી આદિ ધાતુમય છે અને કર્મથી ઉત્પન્ન થયેલું છે. એનો આત્મા સાથે સંબંધ છે. એ સંબંધથી આત્મા મલિન રહે છે અને જ્યાં સુધી એનુ સ્વરૂપ આ પ્રાણી વિચારતો નથી ત્યાં સુધી તેને અનેક વિકલ્પો થયા કરે છે અને સ્થિરતા પ્રાપ્ત થતી નથી. એ સ્થિરતા પ્રાપ્ત કરવા માટે પ્રથમ સ્વાધીન ચિંતવનોથી મનને વશ કરવું જોઈએ. તેને માટે શરૂઆતમાં આલંબનની ખાસ જરૂર છે, પૃથ્વી આદિ તત્ત્વની ધારણા કરવાની જરૂર છે. પૃથ્વી સંબંધી ધારણાથી મન સ્થિર થાય, અગ્નિની ધારણાથી મન અને શરીરને તેમ જ કર્મોને દગ્ધ કરવાની કલ્પનાથી મનનું સ્થભન થાય, પવનની ધારણાથી શરીર અને કર્મની ભસ્મને ઉડાવીને મનને શોભાવે, જળની ધારણાથી રહી ગયેલી રજને ધોઈ નાખી મનને સ્થિર કરે અને પછી આત્મા પોતે જ્ઞાનાનંદમય છે અને શરીર અને કર્મ રહિત છે એમ ચિંતવી તેનામાં મનને સ્થિર કરે. આવી રીતે સાલંબન ધ્યાનથી અભ્યાસ દૃઢ થતો જાય છે અને છેવટે

આવા વિશિષ્ટ ધ્યેયના આલંબનથી ચેતન શુકલધ્યાન કરવાની યોગ્યતા પ્રાપ્ત કરે છે. નિરાલંબન ધ્યાન કેવી રીતે થાય છે તે હવે પછી જોવામાં આવશે. અત્ર પિંડસ્થ ચેતનને ધ્યેય કરવાની અભિનવ કલ્પના પર વિચાર કર્યો, હવે તેથી આગળ વધીએ.

**પદસ્થધ્યેય**—આ ધર્મધ્યાનના ભેદમાં જુદાં જુદાં પદો લઈને આત્મારામનું ધ્યાન કરવામાં આવે છે. આલંબન અત્ર પદોનું રહે છે. પ્રથમ **વર્ણમાતૃકા** નામનું પ્રસિદ્ધ પદ છે; તેમાં નાભિ ઉપર કમળની સ્થાપના કરવી, તેની સોળ પાંખડી ચિંતવીને પ્રત્યેક પર અ થી અઃ પર્યંત સોળ સ્વરોની સ્થાપના કરવી અને તે સર્વ ફરતા જાય છે એમ ચિંતવવું. તેની ઉપર હૃદયમાં ચોવીશ પાંખડી અને કર્ણિકાવાળા કમળની સ્થાપના કરવી અને તે પ્રત્યેક પાંખડી પર અને કર્ણિકા પર થઈને ક થી માંડીને મ સુધીના વ્યંજનોની સ્થાપના કરવી. વદન ઉપર આઠ પાંખડીવાળા કમળની સ્થાપના કરવી અને તે પ્રત્યેક પાંખડી પર ય થી માંડીને હ સુધીના આઠ વ્યંજનોની સ્થાપના કરવી. આવી રીતે નાભિ પર અષ્ટદળ કમળ, હૃદય પર ચતુર્વિંશતિદળ કર્ણિકાયુક્ત કમળ અને વદન પર અષ્ટદળ કમળની સ્થાપના કરી વર્ણમાતૃકાનું ધ્યાન કરવું. આ સુપ્રસિદ્ધ ધ્યાનથી શ્રુતજ્ઞાનસમુદ્રનો પાર પમાય છે. એમાં ૪૯ અક્ષરો આવે છે, તેનાથી નષ્ટાદિ વિષયનું જ્ઞાન થાય છે અને અનેક વ્યાધિઓનો નાશ થવા ઉપરાંત વચનસિદ્ધિ પ્રાપ્ત થાય છે અને ભવાંતરમાં ઉત્તમ ગતિ થાય છે.

**મંત્રરાજનું ધ્યાન** એ આ વિભાગનો બીજો પ્રકાર છે.

એમાં હ્રીં અક્ષરનું ચિંતવન કરવાનું છે. એને બીજાક્ષર કહે છે. કનકકમળના ગર્ભમાં કર્ણિકા ઉપર સ્થિત થયેલ અને શુદ્ધ ચન્દ્ર જેવું નિર્મળ, સર્વત્ર વ્યાપી રહેલું અને દશે દિશામાં ગમન કરતું આ પદ છે. તેનું સ્મરણ કરે. આ અક્ષરમાં બુદ્ધ, શિવ, બ્રહ્મા અને વિષ્ણુની કલ્પના બીજાઓ કરે છે તે ન કરતાં તેમાં દેવાધિદેવ શ્રી જિનેશ્વર ભગવાન, જેઓ સર્વજ્ઞ, સર્વવ્યાપી અને શાંત છે, તેની કલ્પના કરવી. એ અતિ વિશિષ્ટ બીજતત્ત્વ કુંભક પ્રાણાયામથી ભ્રૂલતામાં, વદનકમળમાં, તાલુરંધ્રમાં ફરતું અને અમૃત વર્ષાવતું સ્મરે; વળી તેને નેત્રમાં જતું, કેશોમાં સ્થિત થતું અને જ્યોતિશ્ચક્રમાં સંચાર કરતું જુએ અને તેવી રીતે તેને સર્વ દિશાઓમાં ગમન કરતું, આકાશમાં ઊછળતું, કલંકને છેદતું અને ભ્રમને ભાંગી નાખતું જુએ. અને છેવટે તેને પરમસ્થાનમાં લઈ જતું, શિવશ્રી સાથે જોડતું અને અતિ આત્મિક આનંદ કરાવતું જુએ. આ મંત્રરાજનું ધ્યાન એકાગ્ર વૃત્તિથી કરવું. એમાં સ્ખલના થવા દેવી નહિ. પછી એ મંત્રરાજને નાસાગ્ર તથા ભ્રૂલતામાં સ્થાપિત કરતી વખત તેની સાથે વર્ણોની સ્થાપના કરવાનું કોઈ આચાર્યો કહે છે. ત્યાર પછી એ મંત્રરાજમાંથી ‘હ્રીં’ કાઢી લેવું, પછી કળા (અર્ધ ચન્દ્રાકાર) કાઢી લેવી, પછી માત્રામાંથી રેફ કાઢી લેવો અને છેવટે તેને અનક્ષરત્વ પ્રાપ્ત થઈ શકે એવી રીતે ધ્યાવવું અને ઉચ્ચાર કર્યા વગર તેનું ચિંતવન કરવું. આ અનાહતતત્ત્વ પદને અનાહત દેવ [illegible] ગણે છે. એ [illegible], સમાન સૂક્ષ્મ, [illegible], સર્વની [illegible] [illegible], [illegible], [illegible] [illegible], [illegible], [illegible], સમાન [illegible]

બતાવે છે. એ મંત્રરાજ સૂક્ષ્મ થતાં થતાં છેવટે વાલાગ્ર જેટલું સૂક્ષ્મ થઈ જાય છે અને એટલી સૂક્ષ્મ સ્થિતિએ જતાં જગત્‌ને જ્યોતિમય જુએ છે. આટલી હદે પહોંચે છે ત્યારે તે નિરાલંબન ધ્યાનથી એટલો નજીક આવી જાય છે કે એને અણિમા વગેરે સિદ્ધિઓ સિદ્ધ થાય છે, દેવો એની સેવા કરે છે અને એને અતિ અદ્‌ભુત ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે, પરંતુ તે તેમાં રાચી ન જતાં લક્ષ્યમાંથી અલક્ષ્યમાં ગમન કરવા, સાલંબનમાંથી નિરાલંબન ધ્યાનનો ક્રમ આદરવા અને સ્થૂલમાંથી સૂક્ષ્મમાં જવા યત્ન કરે છે. આ અનાહત પદ અતિ આનંદજનક છે, મહાકર્મસમૂહનો નાશ કરનાર છે અને શુકલધ્યાનની તદ્દન નજીક મૂકી દેનાર છે. આ મંત્રરાજની ચિંતવનામાં વચ્ચે પરમ તત્ત્વનું ચિંતવન થઈ શકે છે, જે ઉપર બતાવાઈ ગયુ છે.

**પ્રણવ** બીજના ધ્યાનમાં ૐ પદનું ધ્યાન આવે છે. અરિહંત, અશરીર, આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ એ પંચ પરમેષ્ઠી છે. એના પ્રથમ અક્ષરની સંધિ કરવાથી આ પ્રણવ બીજ વ્યાકરણના નિયમાનુસાર થાય છે. આ પ્રણવના વાચ્ય પરમેષ્ઠી છે અને એ પદ પરમેષ્ઠીનુ વાચક છે, તેથી વાચ્યવાચક સંબંધને લઈને તે અત્યંત નિર્મળ પદ છે. ઉપર જે હૃદયકમળ બતાવ્યું છે, તેની કર્ણિકામાં આ પદને સ્થિર કરવું અને જાણે તેના પર મસ્તકમાં રહેલ ચંદ્રમા અમૃતનો વરસાદ કરે છે તેથી તે આર્દ્રિત છે અને મહાપ્રભાવસંપન્ન છે એવા એ મહાબીજ અક્ષય પદસ્વરૂપ ૐ પદને કુંભક પ્રાણાયામથી ધ્યાવવુ. આ પ્રણવપદનુ ધ્યાન અતિ આનંદજનક છે અને તેને માટે અનેક પ્રકારે યોજના વિશિષ્ટ ગ્રંથોમાં બહુ યુક્તિસર

બતાવી છે. પોતાના હૃદયકમળમાં આવા અતિ ઉત્કૃષ્ટ ગુણધારક પરમેષ્ઠીની સ્થાપના કરવી એ વાત જ બહુ આનંદ આપનારી લાગે છે. સ્તંભન, વશીકરણ વગેરે માટે એનો ધ્યાનવિધિ બતાવ્યો છે, પણ મોક્ષાભિલાષીને માટે તે કામનો નથી.

**પંચ પરમેષ્ઠી પદ** ધ્યાનનો પ્રકાર બતાવતાં અષ્ટદળ કમળનું સ્થાપન કરવું અને તેની વચ્ચે કર્ણિકા ઉપર नमो अरिहंताणं એ પદનું સ્થાપન કરવું. ચાર દિશાના ચાર પત્રો ઉપર મહામંત્રનાં ચાર પદોનું સ્થાપન કરવુ અને ચાર વિદિશાઓનાં ચાર પત્રો ઉપર શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના મત પ્રમાણે एसो पंच नमुक्कारो આદિ ચાર પદોનું અનુક્રમે સ્થાપન કરવું; અથવા જ્ઞાનાર્ણવકારના મત પ્રમાણે सम्यग्–दर्शनाय नमः, सम्यग्-ज्ञानाय नमः, सम्यक् चारित्राय नमः, सम्यक्तपसे नमः એ ચાર પદની અનુક્રમે સ્થાપના કરવી. આ મહામંત્ર અને અતિ અદ્ભુત સ્થૂળ અને આધ્યાત્મિક ફળ આપનાર મંત્રાક્ષરોથી બહુ લાભ થાય છે અને આત્મતત્ત્વનું ચિંતવન થાય છે. તેના એટલા બધા લાભો બતાવ્યા છે કે તેનું વર્ણન કરવું અશક્ય છે. એ પદોથી અનેક પ્રાણીઓનાં સાંસારિક દુઃખો નાશ પામી ગયાની હકીકત શાસ્ત્રપ્રસિદ્ધ છે, પરંતુ તે ઉપરાંત તેમાં જે પરમેષ્ઠીનાં નામો છે અને તેની વિચારણાને અંગે જે આત્મિક ગુણોનું સ્મરણ થાય તેમ છે, તે વિચારવાથી આત્મામાં એક પ્રકારની શાંતિ આવી જાય છે. એ અતિ આહ્લાદજનક મહામંત્રનું સ્થાપન કરવાનો વિધિ આપણે સિદ્ધચક્રના યંત્રમાં અને નમસ્કારકલ્પમાં દૃષ્ટિગત કરીએ છીએ. એની સ્થાપના હૃદયમાં

થાય ત્યારે સાધરણ રીતે પણ બહુ લય થઈ જાય, આનંદ આવે અને સાંસારિક ઉપાધિઓ વીસરી જવાય તેમ લાગે છે.

આ ઉપરાંત જાપનાં અનેક પદો બતાવ્યાં છે. તેનો આશય આત્મગુણની વિચારણા કરી ગમે તે પ્રકારે તેને શુદ્ધ સ્વરૂપે શોધવો, ઓળખવો, ચિંતવવો, ધ્યાવવો અને સાધ્ય તરીકે નિશ્ચય કરી અંતે પ્રાપ્ત કરવો તે છે. ષોડશાક્ષરી (સોળ અક્ષરની) વિદ્યામાં સોળે અક્ષરનો જાપ કરવો. अर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यो नमः; છ અક્ષરના જાપમાં अरिहंत सिद्ध અને ચાર અક્ષરના જાપમાં अरिहंत પદનું ધ્યાન કરવાનું છે. બે અક્ષરમાં सिद्ध પદ અને એક અક્ષરમાં अ અક્ષરનું ધ્યાન કરવાનું છે. જેને જેવી રુચિ થાય તેણે તે પ્રમાણે પદનો જાપ કરવો. असिआउसा એ પંચ પરમેષ્ઠી નામના પ્રથમાક્ષરનો જાપ બહુ ઉત્તમ ફળ આપનાર છે એમ સિદ્ધાન્તમાં બતાવ્યું છે. આવી રીતે અનેક પ્રકારના જાપ કરવાથી આત્મગુણમાં સ્થિરતા પ્રાપ્ત થાય છે, એના અભ્યાસથી બહુ આનંદ થાય છે, આશયની સ્થિરતા થાય છે, પણ એનો વિધિ શરૂ કર્યા પછી નિરંતર તેનો અભ્યાસ ચાલુ રાખવો જોઈએ. એનો સ્થિર ચિત્તે અભ્યાસ કરતાં પોતાના મુખમાંથી જ્વાળા નીકળતી હોય તેમ પ્રાણીને લાગે છે, ત્યાર પછી તેને શાંતિ થાય છે, જ્વાળા દેખાતી બંધ થાય છે અને શ્રીમત્ સર્વજ્ઞને શાંતિથી સ્થિર થયેલા પ્રત્યક્ષ જુએ છે. આવી રીતે સર્વજ્ઞનું દર્શન કરી ધીમે ધીમે યોગમાં પોતે આગળ વધતો જઈ સાધ્યપ્રાપ્તિની સમીપ આવતો જાય છે. આવી જ રીતે चत्तारि मंगलं–अरिहंता मंगलं, सिद्धा मंगलं, साहु मंगलं, केवलिपण्णत्तो धम्मो मंगलं । चत्तारि लोगु-

त्तमा–अरिहंता लोगुत्तमा, सिद्धा लोगुत्तमा, साहू लोगुत्तमा, केवलिपण्णत्तो धम्मो लोगुत्तमो। चत्तारि सरणं पवज्जामि–अरिहंते सरणं पवज्जामि, सिद्धे सरणं पवज्जामि, साहू सरणं पवज्जामि, केवलिपन्नत्तं धम्मं सरणं पवज्जामि એ અરિહંત, સિદ્ધ, સાધુ અને શુદ્ધ ધર્મ માંગલ્યકારી છે એમ ધ્યાવવું; ચાર સર્વોત્કૃષ્ટ છે એમ વિચારવું, અને ચારેનુ શરણુ આદરવું એમ ચિંતવવુ એ પણ એવી જ રીતે ધ્યાનને પદના આકારમાં રજૂ કરે છે અને ચેતનની પ્રગતિ કરે છે.

વળી, મુખમાં આઠ દળવાળા કમળનું ચિંતવન કરી શકાય છે. એના પ્રતિપત્ર પર ॐ नमो अरिहंताणं એ પદના એકેક અક્ષરની સ્થાપના કરવી. પ્રત્યેક અક્ષરનુ ધ્યાન કરતાં વચ્ચેની કર્ણિકામાં જાણે કેશરની પંક્તિ હોય તેમ ચિંતવે અને તેમાં અમૃત સમ શાત માયાબીજનુ સ્થાપન કરે. એ માયાબીજ જાણે તેજમય, અતિશ્વેત, પ્રભાવાળું અને મુખકમળમાં કર્ણિકા ઉપર રહેલું ચિંતવી, જાણે ક્ષણુમાં તે પ્રતિપત્ર ઉપર જતું હોય, ક્ષણુમા આકાશમાં જતુ હોય, ક્ષણુમાં મનનો અજ્ઞાનઅંધકાર દૂર કરતું હોય, જરા વારમાં તાલુપ્રદેશમાં પ્રવેશ કરતું હોય એવી રીતે તેનું ચિંતવન કરે. આ મહામંત્રના જાપની ધીમે ધીમે ટેવ પડવાથી ધ્યાનવિષયમાં ઉત્તરોત્તર બહુ પ્રગતિ થતી જાય છે, છ માસ સુધી એ પદનું ધ્યાન કરતાં નિરંતર પોતે શ્રુતસમુદ્રમાં વિશેષ અવગાહન કરતો જાય છે. પછી એને મુખમાંથી ધૂમપંક્તિ નીકળતી જણાય છે, ત્યાર પછી વિશેષ અભ્યાસ કરતાં તેને એમ જણાય છે કે જાણે પોતાના મુખમાંથી અને ઉદરમાંથી અગ્નિની જ્વાળા બહાર

નીકળે છે; ત્યાર પછી એનો અભ્યાસ ચાલુ રાખવાથી સર્વજ્ઞ-મુખકમળનું દર્શન થાય છે. આવી રીતે વિશુદ્ધ દેવાધિદેવનું ધ્યાનમાં દર્શન કરી બહુ આનંદ પામી સ્વકર્મનો નાશ કરતો જઈ આગળ પ્રગતિ કરી છેવટે સાધ્ય સુધી પહોંચી જાય છે.

આ ઉપરાંત અનેક રીતે વિદ્યાનો જાપ થાય છે. કપાળમાં ક્ષ્વિ નામની વિદ્યાને ધ્યાવવી. એનુ સ્મરણ કરતાં મનમાં બહુ આનંદ આવે છે, જાણે ચંદ્રમાથી અમૃત ઝરતુ હોય એવી શાંતિ લાગે છે અને સર્વત્ર સુખ જણાય છે. ચંદ્રકળાને કપાળમાં ધ્યાવવી, નાસાગ્રમાં પ્રણવ (ૐ)નુ ધ્યાન કરવુ, કોઈ વાર શૂન્યનુ ધ્યાન કરવું અને કોઈ વાર અનાહતનુ ધ્યાન કરવું. એ ઉપરાંત એ પ્રણવબીજની બન્ને બાજુએ માયાયુગ્મ અને માથે હંસપદનો જાપ પણ બહુ ઉત્તમ ગણાય છે. ह्रीं ॐ ॐ ह्रीं हंसः અથવા હંસ પદને બદલે सोहं મૂકવાથી બહુ સુંદર ધ્યાન થાય છે.

આવી રીતે જાપના અનેક પ્રકાર છે, વિદ્યાના અનેક પ્રકાર છે. તેમાં પણ કેટલીક રીતે જાપ કરવાથી સાંસારિક ભોગસાધન મળે છે, મહિમા–કીર્તિ થાય છે, ઇષ્ટ જનનો પ્રસંગ થાય છે અને કેટલીક રીતે મોક્ષ તરફ ગમન થાય છે. જે પદનું ધ્યાન કરવાથી પ્રાણી વીતરાગ થાય, સંસાર પર ભાવ ઓછો થાય, વસ્તુસ્વરૂપનો બોધ થાય અને આત્મિક ગુણ ઓળખાય એવું ધ્યાન કરવું. અનેક પ્રકારની પદોની વ્યવસ્થા યોગગ્રંથકારોએ બતાવી છે તે જોવી, વિચારવી અને પોતાને અનુકૂળ લાગે તે આદરવી; પરંતુ એ પદના જાપથી અણિમાદિ સિદ્ધિઓ કે બીજી લબ્ધિપ્રાપ્તિ કરવાનો આશય રાખી યોગભ્રષ્ટ થવું નહિ.

આ પદસ્થ ધ્યાનમાં શબ્દોનું આલંબન લેવાનું છે અને અનુભવીઓ એ સંબંધમાં એટલું સ્પષ્ટ રીતે કહી ગયા છે કે એ જાપના પ્રકારથી અને ૐકારાદિ પદના ધ્યાનથી ચિત્તની સ્થિરતા, નિર્મળતા અને એકાગ્રતા બહુ સારી થાય છે અને નિરાલંબનત્વની પાસે પ્રાણી બહુ જલદી આવી જઈ છેવટે પ્રગતિ કરી સાધ્ય પ્રાપ્ત કરે છે. ગમે તે ધ્યેયવિષય થઈ શકે તેમ છે તે આટલા ઉપરથી જોવામાં આવ્યું હશે. પોતાને કયો વિષય ધ્યેય કરવો યોગ્ય છે તે પૃથક્કરણ કરીને વિચારી લેવું. હવે આપણે રૂપસ્થ ધ્યેયનો વિચાર કરીએ. એ રૂપસ્થ ધ્યેયના વિચારમાં પણ બહુ આનંદ આવશે.

**રૂપસ્થ ધ્યેય**—પિંડસ્થ અને પદસ્થ ધ્યેયનું આપણે સ્વરૂપ જોયું. હવે રૂપસ્થ ધ્યેયમાં તીર્થંકર મહારાજનું ધ્યાન કરવાનું છે તે આ પ્રમાણે. મોક્ષલક્ષ્મીની નજીક ગયેલા, ઘાતી કર્મોનો ક્ષય કરનારા, ચતુર્મુખે દેશના દેનારા અને અશોક વૃક્ષ, સુરપુષ્પવૃષ્ટિ, દિવ્ય ધ્વનિ. ચામર, દેવતાધિષ્ઠિત સિંહાસન, સૂર્યથી પણ વિશેષ પ્રભાવાળું ભામંડળ, આકાશમાં દિવ્ય દુંદુભિ અને બાજુમાં આતપત્ર—આ આઠ મહાપ્રાતિહાર્ય યુક્ત શ્રી જિનેશ્વરદેવ સમવસરણમાં બેઠા બેઠા ભવ્ય પ્રાણીઓને દેશના આપે છે; એઓ જે પ્રદેશમાં વિચરે છે ત્યાં તેઓના અચિંત્ય મહિમાથી ઈતિ ઉપદ્રવ નાશ પામે છે; તેઓની નજીકમાં સર્વ પ્રાણીઓ પોતાનું કુદરતી વૈર ભૂલી જઈ એકસાથે આનંદથી રહે છે; હાથી અને સિંહ જેવા નિસર્ગ વૈરબુદ્ધિવાળા પ્રાણીઓ પ્રભુના અતિશયથી દુશ્મનાવટને યાદ પણ કરતા નથી; આખા વિશાળ સમવસરણમાં જાનુપ્રમાણ પુષ્પ પાથરેલાં હોય છે;

અનેક દેવ-દેવીઓ અને મનુષ્યો ભગવાનની વાણીનો પ્રસાદ લે છે અને પોતાના કર્ણને પવિત્ર કરે છે. દરેક એમ સમજે છે કે તેને ઉદ્દેશીને શ્રી જગન્નાથ પ્રભુ દેશના આપે છે; ધીર-ગંભીર રાગથી દેવાતી દેશના સાંભળી તેમાં અનેક ભવ્ય પ્રાણીઓ લીન થતાં દેખાય છે; અનેક ગણધરો ને મુનિઓ પ્રભુની વૈયાવચ્ચ કરી રહ્યા છે; ચોતરફ આનંદ આનંદની ઊર્મિઓ ઊછળી રહી છે; વચ્ચે સિંહાસન ઉપર ચતુર્મુખે શ્રી પરમાત્મપદ પ્રાપ્ત કરનાર આસન્નમોક્ષગામી પુણ્યવાન મહાત્મા સયોગી અવસ્થાએ પહોંચેલા બેઠા છે; સર્વ પ્રકારના વિકારનો નાશ થયેલો હોવાથી અતિ અસરકારક રીતે એકાંત ઉપકાર કરવાની બુદ્ધિથી ભવ્યરાજીને વિકસ્વર કરે તેવી રીતે અનેક ગુણથી ભરપૂર વાણીનો વિલાસ કરે છે; દેવતાઓ, ઇંદ્રો, ચક્રવર્તીઓ, મનુષ્યો અને તિર્યંચો પ્રભુ પાસે મસ્તક નમાવી પોતાના આત્માને ધન્ય માને છે—આવી રીતે કેવળજ્ઞાનભાસ્વર અતિશયયુક્ત અર્હંતના રૂપનું અવલંબન કરવું તે રૂપસ્થ ધ્યેય છે.

એ રૂપસ્થ ધ્યેયનું વર્ણન કરતાં હજારો વિશેષણો આપી શકાય તેમ છે. એમના એક એક પ્રાતિહાર્યનું અથવા ગુણનું તથા દોષના ત્યાગનું વર્ણન કરતાં પુસ્તકો ભરાય તેમ છે. એમના ત્યાગ વૈરાગ્ય અને એમણે મોહરાજાનો જે વિજય કર્યો છે તે પર વિચાર કરતાં આખું જીવન પૂર્ણ થઈ જાય. એવા અચિંત્ય ગુણ, મહિમા, કીર્તિ અને આત્મોન્નતિથી પ્રગત થયેલા અને જેમના અઘાતી કર્મો નામમાત્ર શેષ રહ્યાં છે તેવા શ્રી અરિહંત પરમાત્માને ધ્યેયનો વિષય કરવાથી બહુ

આનંદ આવે છે. એમનો ઇંદ્રિયો પર સંયમ, રાગાદિ સંતાનનો નાશ, સ્યાદ્વાદશસ્ત્રધારણ, નયપ્રમાણયુક્ત ગંભીર વચન, સર્વ જંતુ ઉપર અપરિમિત કરુણા વગેરે એટલા આકર્ષક, સુંદર અને રમ્ય છે કે એના પર જેમ વિચાર કરવામાં આવે તેમ અતિ આનંદ થાય તેમ છે. આવી રૂપસ્થ સ્થિતિમાં ધ્યાનને સ્થિર કરવાથી આત્મા પોતાનું સર્વજ્ઞપણું અનુભવે છે. જેમ સ્ફટિક રત્નની પછવાડે જેવા રંગનું કુસુમ રાખ્યું હોય તેવું રૂપ તે ધારણ કરે છે, તેવી રીતે ચેતનની પછવાડે જેવો આદર્શ મૂક્યો હોય તેવું રૂપ થોડા વખત માટે તે ધારણ કરે છે. માટે જેમણે ચેતનની ઉત્ક્રાન્તિ કરવી હોય તેમણે આદર્શ સાધારણ પ્રકારનો કદી રાખવો નહિ. બરાબર તપાસ કર્યા વગર રાગદ્વેષ જેના નાશ પામ્યા ન હોય તેવા આદર્શને આદરી–સ્વીકારી લેવામાં આવે તો જોઈતો લાભ કદી મળતો નથી અને એક વાર આડા માર્ગે ચઢી ગયેલું વહાણ પાછું જલદી ઠેકાણે આવતું નથી અને આવતાં આવતાં ઘણો શક્તિનો વ્યય અને વખતનો નાશ થાય છે. શિવ, શાંત, વીતતૃષ્ણ, વિશ્વરૂપી, પરમેશ્વર, સનાતન, યોગીનાથ, સિદ્ધ, વીતરાગ ભગવાનનો અતિ ઉદાત્ત આદર્શ રૂપસ્થ ધ્યેયની પરાકાષ્ઠા બતાવે છે અને એથી વિશિષ્ટતર ભાવના અત્યાર સુધી અન્યત્ર કોઈ પણ સ્થળે વાંચવામાં, જોવામાં કે સાંભળવામાં આવી નથી. આવી વિશિષ્ટ ભાવનાને હૃદયમાં રાખી, હૃદયચક્ષુથી તેનું દર્શન કરી, તેમાં આત્મલય કરવા ઉદ્યત થવું એ આ ધ્યાનની ઉત્કૃષ્ટ સ્થિતિ બતાવે છે.

એ રૂપસ્થ ધ્યેયના અવલંબનથી આત્માને પ્રગત કરી

અનેક મહાત્માઓ યોગારૂઢ થઈ સાધ્યસ્થાન પામી ગયા છે. આ સર્વજ્ઞ મહાત્માને બતાવનાર શાંત, કાંત, મનોહારી શ્રી જિનદેવની યોગમુદ્રાને બતાવનાર, પ્રશમરસનિમગ્ન શ્રી વીતરાગ ભગવાનની પ્રતિમાને નિર્મળ મનથી ધ્યાવવી, નિર્નિમેષ દૃષ્ટિએ તેની સામું જોઈ રહેવું, એ પણ રૂપસ્થ ધ્યેયનો વિષય છે. તેમાં પણ પોતાને જે રૂપ અતિ આકર્ષક લાગ્યું હોય એવી તીર્થસ્થાનની શાંત મૂર્તિઓ બહુ આહ્‌લાદજનક રીતે આ ધ્યાનનો ધ્યેય વિષય પૂરો પાડે છે. આ ધ્યાન કરવામાં બહુ આનંદ આવે છે, કારણ કે પ્રભુની અતિશય વગેરે લક્ષ્મી સાદી દૃષ્ટિને બહુ ખેંચાણકારક લાગે છે—જોકે વીતરાગ ભગવાનને તેના ઉપર રાગ હોતો જ નથી અને ધ્યાતાએ છેવટે તો તે જ સ્થાન અને તે જ ભાવ પ્રાપ્ત કરવાનો છે. આવી રીતે રૂપસ્થ ધ્યાનમાં તીર્થંકર મહારાજનું ધ્યાન કરવાની વાત બતાવી તે પોતાની યોગ્યતા પ્રમાણે ભાવનાથી તો જરૂર આદરવી.

શાંત તીર્થસ્થાનમાં, જ્યાં ગડબડાટ ન હોય તેવે વખતે, એકાંતે બેસી પ્રભુની દૃષ્ટિ સામું એક-બે મિનિટ જોવું, આંખો બંધ કરી જોઈએ છીએ એમ વિચારવું અને એમ કરતાં કરતાં ચિત્તમાં મૂર્તિને સ્થિર કરી દેવી—આ ત્રાટક વિશિષ્ટ ધ્યાન કરવાનું પ્રથમ પગથિયું છે એ બાબતમાં પ્રગતિ કરતાં કરતાં આગળ ઘણો લાભ થાય છે અને વિશિષ્ટ ધ્યાન આદરી શકવા માટે અધિકાર અને યોગ્યતા પ્રાપ્ત થાય છે. આ ધ્યાનમાં ધીમે ધીમે પ્રગતિ કરતાં નિરંતર અભ્યાસ કરવાથી સર્વત્ર સર્વ અવસ્થામાં એ જ રૂપસ્થ પરમેષ્ઠીને જોવાની ટેવ પડી જાય છે. આવા ઉત્કૃષ્ટ અવલંબનથી અને તેના ગુણગ્રામ વડે રંજન થવાની ટેવથી

મનની અવ્યાક્ષિપ્ત અવસ્થા થાય છે અને પ્રાણી છેવટે તે ગુણ પ્રાપ્ત કરવાની હદ સુધી પહોંચી જાય છે. અને પછી તેનામાં એટલી સ્થિરતા આવી જાય છે કે તે સ્વપ્નમાં પણ ધ્યાનથી ચ્યુત થતો નથી. આવા ત્રણ લોકના ઐશ્વર્યને પ્રાપ્ત થયેલા પરમાત્માના ગુણગ્રામમાં રંજન થતાં થતાં છેવટે તન્મયપણું પ્રાપ્ત થાય છે અને તે વખતે પોતાના આત્માને સર્વજ્ઞરૂપ થયેલો પ્રાણી અનુભવે છે. આ વીતરાગ સર્વજ્ઞ ભગવાનનું ધ્યેયરૂપે ભાવન કરવાનું રૂપસ્થ ધ્યેય થયું.

**રૂપાતીત ધ્યેય**—રૂપસ્થ ધ્યેયમાં ચિત્ત રૂપમાં સ્થિર થાય છે, ત્યાર પછી આગળ વધતાં અમૂર્તમાં ચિત્તને સ્થિર કરવાની જરૂર છે. ચિદાનંદમય, શુદ્ધ, પરમાક્ષરરૂપ અમૂર્ત આત્માનું સ્મરણ કરે તે રૂપાતીત ધ્યેય કહેવાય છે. રૂપાતીતને ધ્યેય કેમ બનાવી શકાય એવી શંકા સહજ છે, કારણ કે ધર્મધ્યાન સાલંબી છે ત્યારે રૂપાતીતનું આલંબન કેમ થઈ શકે? એના સમાધાનમાં એટલું કહેવાનું કે સિદ્ધસ્વરૂપમાં જે ગુણો હોય તેને સમજી, વિચારી, તેઓની એક મૂર્ત્ત અવસ્થા કલ્પવી. પરમાત્મામાં તે ગુણો વ્યક્તરૂપે છે અને પોતામાં એ ગુણો શક્તિરૂપે છે એમ વિચારી તે ગુણગ્રામમાં લીન થવું એ રૂપાતીત ધ્યેય કહેવાય છે. પિંડસ્થાદિ પ્રથમના ત્રણ ધ્યેય કરતાં અહીં સાધારણ રીતે અવલંબન અલ્પ રહે છે એ ખરું છે, પરંતુ નિરાલંબન ધ્યાન કરવાની ઇચ્છાવાળા એમ સ્થૂળ મૂર્ત ધ્યેયમાથી માનસિકમાં ન જાય તો પ્રગતિ થતી અટકી પડે. એથી અવલંબન ધીમે ધીમે અલ્પ થતાં જાય છે એ ધર્મધ્યાનના ઉત્તરોત્તર ભેદોમાં અને વિભેદોમાં જોવામાં આવ્યું હશે.

આ શક્તિગત ગુણો અને વ્યક્તિગત ગુણોને બરાબર ઓળખવા માટે નય અને પ્રમાણુ જ્ઞાનની ખાસ જરૂર રહે છે, કારણુ કે તે વગર શક્તિગત ધર્મો અને તેને વ્યક્ત કરવાની રીત, ચેતનનું અતિ વિશુદ્ધ સ્વરૂપ અને પોતામાં તે ગુણોનું અસ્તિત્વ સમજવામાં આવે તેમ નથી. આટલા માટે, વિવેકપૂર્વક અભ્યાસ કરીને, ચેતનજીએ એ સર્વ બાબત બરાબર સમજવાની ખાસ જરૂર છે. આકાશના આકારનું અમૂર્ત, પુદ્ગળ આકારથી રહિત, નિષ્પન્ન રૂપ (જેમાં વધારો કે ફેરફાર થવાના નથી તેવું રૂપ), શાંત રૂપ, અચ્યુત રૂપ, સ્વઘનીકૃત પ્રદેશસ્થિત, લોકાગ્રસ્થિત રૂપ અને અનામય (રોગ રહિત) રૂપ આ રૂપાતીત ધ્યેયને આકૃતિ આપીને ધ્યાવે. આકાશને જેમ આકૃતિ નથી છતાં અમુક ખાલી શીશીમાંથી પવન કાઢી લેતાં જે રહે તેને આકૃતિ આપી શકાય છે, તેવી રીતે આ અમૂર્ત પરમાત્મરૂપની આકૃતિ અપેક્ષાએ કલ્પવી. પછી પોતે વિચારે કે હું પોતે આવો સિદ્ધ, સનાતન, શુદ્ધ, સર્વજ્ઞ, સર્વદર્શી છું, પરમાત્મા, પરમ જ્યોતિરૂપ, નિરંજન છું. આવી રીતે ધ્યાન કરતાં પોતે જાણે ધ્યાન, ધ્યાતા અને ધ્યેયથી અભેદવાળો હોય, જાણે સ્વયં સાક્ષાત્ શુદ્ધ સ્વરૂપી પરમાત્મમય હોય, અમૂર્ત, નિશ્ચલ, નિષ્કલંક હોય એમ તેને લાગે છે અને એવી રીતે તે પરમાત્મમય દશા અનુભવે છે. આવી રીતે પૃથક્ભાવનો ત્યાગ કરી પરમાત્મભાવ સાથે અનન્ય ભાવને પ્રાણી પામે છે અને તેને તે પ્રસંગે એકરૂપતાનો—સ્વાત્મસમાધિનો સાક્ષાત્કાર થાય છે. કોઈ પણ પ્રકારના વિકલ્પ વગર તે વખતે તેને મનમાં થાય છે કે પોતે દેહ રહિત પરમાત્મા છે,

લોકાલોકના સ્વરૂપને જોનાર છે, વિશ્વવ્યાપી છે અને સ્વભાવસ્થિત છે તથા વિકારથી રહિત છે. પરમપુરુષને આવી રીતે નિશ્ચલ મનથી, વિકલ્પ રહિતપણે ધ્યેયરૂપે સ્થાપન કરી ઉત્કૃષ્ટ અવલંબન આદરવાની વાત અત્ર જણાવી તે બરાબર વિચારી મનમાં સમજવા યોગ્ય છે.

**ઉપસંહાર**—અહીં ધર્મધ્યાનનો વિષય પૂર્ણ થાય છે. ધ્યાનના સંબંધમાં કેટલીક સામાન્ય બાબતો અહીં જણાવવી પ્રસ્તુત છે. વીતરાગનું ધ્યાન કરવાથી વીતરાગ થવાય છે અને રાગી-દ્વેષીનું ધ્યાન કરવાથી રાગી-દ્વેષી કાર્યો કરવા વૃત્તિ થાય છે. જેવું સાધ્ય રાખ્યું હોય તેવી વૃત્તિ થાય છે, માટે કદી પણ રાગીનું સાધ્ય રાખવું નહિ. બહુ વિચાર કરી તેનો નિર્ણય કરવો અને તે નિર્ણયને અંતે અતિ વિશિષ્ટ ધ્યેય રાખવું. ધ્યાનની બાબતમાં જો એક વખત કુમાર્ગ પર ઊતરી જવાનું બની જાય છે, તો પાછું સેંકડો વરસે પણ ઠેકાણે આવી શકાતું નથી. સાંસારિક હેતુ મનમાં રાખીને જેઓ ધ્યાન કરવામાં ઉદ્યત થઈ જાય છે એટલે કે વશીકરણ, ધનપ્રાપ્તિ, ઇંદ્ર-ચક્રવર્તીનું ઐશ્વર્ય વગેરે લક્ષ્યમાં રાખી જેઓ આ અતિ વિશુદ્ધ માર્ગ પર આદર કરે છે, તેઓ તે સર્વ પ્રાપ્ત કરી શકાય તેવી સ્થિતિમાં પોતાની જાતને ઘણુંખરું મૂકી શકે છે, પરંતુ તેથી સંસારવૃદ્ધિ થાય છે, પરિણામે આત્મિક બળની હાનિ થાય છે અને એવી ખરાબ રીતે ચેતનને સંસારમાં સરતો કરી દેવાય છે કે પાછા યોગ્ય માર્ગ પર આવતાં અનંતો કાળ ચાલ્યો જાય છે. કેટલીક લબ્ધિ અને સિદ્ધિઓ એવી બાહ્ય રીતે આકર્ષક લાગે છે કે એના મોહમાં પડી જઈ પ્રાણી આવા અમૂલ્ય ધ્યાનને તેનું સાધન

બનાવી દે છે. આ બાબતમાં બહુ વિચાર કરવાની જરૂર છે. એટલા માટે સાંસારિક ભોગ-ઉપભોગની કિંમત સમજી, તેને સુવર્ણની બેડી જેવા ગણી, તેનો પણ ત્યાગ કરવાનું સાધ્ય મુમુક્ષુએ ખાસ લક્ષ્યમાં રાખવાની બહુ જરૂર છે. પણ પ્રાણીઓ આ બાબતમાં લક્ષ્ય ન રાખવાથી પતિત થઈ ગયા છે અને અમૂલ્ય ખજાનાને માલ વગરના પદાર્થો પ્રાપ્ત કરવાની ઇચ્છામાં વેચી નાખી આખરે મહાપશ્ચાત્તાપ પામ્યા છે. તેથી તેનાથી ચેતવાની બહુ જરૂર છે.

બીજુ, આ યન્ત્રનાથ ચેતનજી એટલા સામર્થ્યવાળા છે, એનો પ્રભાવ એટલો સુંદર છે, એની શક્તિ એટલી અચિંત્ય છે કે એ પોતાનાં અને જગતનાં બીજા સર્વ જીવોનાં સર્વ કર્મને એકલો હઠાવી શકે, એને બરાબર લાઈન પર મૂકવામાં આવ્યો હોય તો એને કોઈ પણ રીતે જરા પણ અડચણ આવતી નથી; એ જરા પણ વ્યાઘાત વગર આગળ વધતો જાય છે અને પોતાની શક્તિના સામર્થ્યથી આખા વિશ્વને પોતાના ચરણ આગળ લીન કરી શકે છે. એ આત્માની—ચેતનજીની શક્તિ કેટલી છે અને અત્યારે તે કેટલી દબાઈ ગઈ છે તે બરાબર લક્ષ્યમાં રાખવુ. આવી રીતે સાંસારિક સંબંધનું અસ્થિરપણું, વિષયોનુ વિરસપણું, સ્નેહનું માદકપણુ, વસ્તુઓનું પલટણપણું અને કર્મનુ વિપાક દેવાપણું એક બાજુએ બરાબર વિચારવું. મતલબ, ટૂંકામાં, પૌદ્‌ગલિક બાબતોનો સંબંધ બરાબર સ્વરૂપજ્ઞાનથી સમજવો અને ચેતનજીની અચિંત્ય શક્તિ વિચારવી અને એ બે બાબત લક્ષ્યમાં રાખી યોગમાર્ગમાં એવી રીતે પ્રવર્તવું, સાધ્ય પર ચિત્તને સ્થિર કરવા પહેલાં આ બાબતનો નિર્ણય એટલો

સ્પષ્ટ રીતે કરવો કે ભવિષ્યમાં અતિ **મહેનત** કર્યા પછી, અનેક પ્રકારનાં તપ-જપ કર્યા પછી પાછા પુદ્ગલાસક્તિમાં લેવાઈ ન જવાય અને આત્માને વીસરી ન જવાય. આટલા માટે યોગગ્રંથકારોએ વારંવાર કહ્યું છે કે બુદ્ધિમાન પુરુષોએ તેનું જ ધ્યાન કરવું, તેનું જ અનુષ્ઠાન કરવું અને તેનું જ ચિંતવન કરવું કે જેથી જીવ અને કર્મનો સંબંધ છૂટી જાય અથવા ઓછો થતો જાય, એવી સ્થિતિમાં આત્માને મૂકી શકાય.

આ ઉપરાંત ચિત્તને જેમ બને તેમ ચેતન સન્મુખ, સાધ્યપ્રાપ્તિ માટે ઉત્સુક અને પુદ્ગલસંગથી દૂર રહે તેવું કરવું અને તેને સાધ્ય સન્મુખ કરવામાં જેમ બને તેમ તે અવ્યાકુળ અને એકાગ્ર રહે તેમ કરવું. આવી રીતે શાંત મન જે કામ કરી શકે છે તે અચિંત્ય છે અને આ ધર્મધ્યાનના વિષયમાં ચિત્તની એકાગ્રતા કરવાની ખાસ જરૂર હોવાથી તેને આડુંઅવળું રખડવા ન દેવા માટે જ્યારે જ્યારે અવકાશ મળે ત્યારે ત્યારે **ચેતનજીના** અનંત ગુણો તેની પાસે રજૂ કરવા અને તેને પુદ્ગલસંગમાં રહેલ વિરસપણું સ્પષ્ટ રીતે બતાવ્યા કરવું. આ સાલંબન ધ્યાનમાં જે જે વસ્તુનું આલંબન લેવું યોગ્ય લાગે અને જેમાં પોતાના ચિત્તની સ્થિરતા થાય, વિશિષ્ટ ધ્યાન માટે યોગ્યતા થાય અને ચિત્તનો આત્મામાં સાલંબનરૂપે લય થાય તેવી રીતે વ્યવસ્થા કરવી, પોતાની ધ્યાનની બાબતમાં યોગ્યતા કેટલી છે તે વિચારવી અને અધિકાર વગર આગળ પગલું ભરવું નહિ, તેમ નિરંતર એકડા ઘૂંટયા કરવા નહિ.

ધ્યાનનો અભ્યાસ અંતર રહિત અને દીર્ઘ કાળ સુધી રાખવો; કારણ, અનાદિ કાળથી ચેતનની એવી દશા થઈ ગઈ છે

કે એને જરા પણ અસ્વસ્થ અવસ્થામાં મૂકવામાં આવે, જરા પણ એના સંબંધમાં પ્રમાદ થઈ જાય કે એ તુરત વિભાવમાં ચાલ્યો જાય છે અને પરભાવમાં રમવા મંડી જાય છે. આ પ્રમાણે હોવાથી ખાસ વિચાર કરીને ચેતનજીની દશા ભવિષ્યમાં કેમ સુધરે તેને માટે નિરંતર વિચારણા કરવી; ધ્યાનકાળે ધ્યાન કરવું અને વચ્ચેના વખતમાં સુંદર ભાવનાઓ, આત્મ-નિરીક્ષણ અને યોગમાર્ગ નિરાકરણ કર્યા કરવું, વિશિષ્ટ ભાવના રાખવી, ઉચ્ચગ્રાહી થવુ અને ચેતનજીની અચિંત્ય શક્તિ ખાસ લક્ષ્યમાં રાખવી. આવી રીતે સાલંબન ધ્યાન, તેના ભેદવિભેદ અને ધ્યેય પ્રકરણ સાથે, વિસ્તારથી વિચાર્યું. વિદ્યાપ્રવાદ પૂર્વમાં એ સંબંધી બહુ લખાયું છે એમ યોગ-ગ્રંથકારો કહે છે. તે તો હાલ લભ્ય નથી, પરંતુ હજુ જે લભ્ય છે તેનો પણ બરાબર અભ્યાસ કરવામાં આવે તો બહુ સુંદર બાબતો તેમાંથી પ્રાપ્ત થાય તેવુ છે. આ અતિ આકર્ષક વિષયનો છેવટનો ભાગ હવે જોઈએ.

**વિશિષ્ટ ધ્યાનાધિકારી**—ઉપર મનને શાંત કરી એકાગ્ર કરવાની વાત કરી તે ખાસ ધર્મધ્યાનના વિષયને અંગે ઉપયોગી છે. કદાપિ મનનો રોધ કરવાનુ ન બની શકે તો રાગદ્વેષ પર વિજય મેળવી મનને નિશ્ચળ બનાવવું અને ભાવનાદિ વડે સ્થિર કરી સ્વસ્વરૂપની નિરૂપણા કરવી. જ્યાં સુધી ચિત્તની અસ્થિરતા હોય અને તેને સ્થિર કરવા જેટલી શક્તિ ન હોય, ત્યાં સુધી શુકલધ્યાન ધ્યાવાનો પ્રસંગ થતો જ નથી; કારણ, શારીરિક બળમાં ઉત્તમ સંઘયણ ધારણ કરનારને જ એ ધ્યાન ધ્યાવાનો અધિકાર છે એમ યોગીઓ કહી ગયા છે.

આટલા ઉપરથી સાધારણ બળવાળાએ અને મનને સ્થિર કરવાની શક્તિ વગરનાએ શુકલધ્યાન ધ્યાવાનો વિચાર કરવો નહિ. શરીરના કટકા થાય તોપણ જેની ચિત્તવૃત્તિમાં વિકાર થતો નથી, એવો પ્રાણી જ શુકલધ્યાન ધ્યાયી શકે, તેથી ધર્મ-ધ્યાનમાં સારી રીતે પ્રગતિ કરી પોતાની યોગ્યતા થાય ત્યારે જ શુકલધ્યાનમાં પ્રવેશ કરવો. શારીરિક બળ અતિ વિશિષ્ટ પ્રકારનું હોવા સાથે વૈરાગ્યવાસિત મન હોય, નિર્વેદપદ પ્રાપ્ત કરવા તીવ્ર ઇચ્છા હોય તે જ આ શુકલધ્યાનનો અધિકારી છે.

આવી રીતે શરીરયોગ્યતારૂપ બાહ્ય સામગ્રી અને નિર્વેદ પદ પર પ્રેમરૂપ અંતરંગ સામગ્રીની જરૂરીઆત શુકલધ્યાન માટે છે. ધર્મધ્યાનના ફળ તરીકે પ્રાણી દેવગતિમાં ઉત્તમોત્તમ સુખ અનુભવી પાછો મનુષ્યગતિમાં આવી બાકીનો યોગ પૂરો કરી કર્મનો ક્ષય કરી અવ્યય પદ પ્રાપ્ત કરે છે. જ્યાં સુધી શુકલધ્યાનની યોગ્યતા ન થાય ત્યાં સુધી ચેતનની પ્રગતિ કરવા માટે ધર્મધ્યાનમાં સ્થિરતા કરવી. એનો અવિચળ સ્થિતિકાળ અંતર્મુહૂર્તનો છે અને એમાં ક્ષાયોપશમિક ભાવ છે, તેથી અવસ્થાંતર થયા કરે છે. એ વિશિષ્ટ ધ્યાનની અપેક્ષાએ અલ્પ છે પણ આર્ત્ત-રૌદ્ર કરતાં એની સ્થિતિ ઘણી ઉત્તમ છે અને પ્રગતિ કરવાની ઇચ્છાવાળાને તે અતિ ઉપયોગી સાધન પૂરું પાડતુ હોવાથી એના પ્રત્યેક વિભાગની બારીકીથી અવલોકના કરવી, ચર્ચા કરવી, સમજણ મેળવવી એ અતિ આવશ્યક છે. હવે ઉત્કૃષ્ટ આત્મસ્થિતિ બતાવનાર વિશિષ્ટ ધ્યાનનો વિચાર કરીએ.

**શુકલધ્યાન**—શુકલધ્યાન ઉત્તમ સંઘયણવાળા શરીરીથી જ બની શકે છે એમ કેટલાક યોગાચાર્યોનો મત છે. મનની

અહીં નિરુદ્ધાવસ્થા છેવટે પ્રાપ્ત થાય છે તે તેના ઉત્તરોત્તર ભેદ જોવાથી જણાશે. ધર્મધ્યાનમાં જ્યારે મન સ્થિર થાય એટલે રાગાદિ દૂર થાય, ઇંદ્રિયોમાં પ્રવૃત્તિ થતી અટકે, વિષયો ઉપર ચિત્ત જતું અટકે અને આખા સંસાર પર ભમતું મટી જાય, ત્યારે પછી આગળ પ્રગતિ થાય છે. મોહનો ત્યાગ કરી, વિવેક આદરી, વૈરાગ્યભાવ ધારણ કરી, શરીર-આત્માનો ભેદ બરાબર સમજી ધર્મધ્યાનમાં જ્યારે સ્થિરતા થાય છે, ત્યારે પછી ચેતન વિશિષ્ટ ધ્યાનમાં પ્રવેશ કરે છે. ક્રિયા રહિત, ઇંદ્રિયાતીત, ધ્યાનની ધારણાથી રહિત અને સ્વરૂપ સન્મુખ ચિત્ત થાય, તેવા ચિત્તને 'શુકલ' કહેવામાં આવે છે. કષાયરૂપ મેલથી રહિત, પ્રથમમાં રક્ત ચિત્ત થાય તેને શુકલ કહેવામાં આવે છે. આથી શુકલ શબ્દ બરાબર સાર્થ રીતે આ અર્થમાં વપરાયેલો છે. શુકલધ્યાનના પ્રથમ બે ભેદ છદ્મસ્થ યોગીને સંભવે છે અને છેવટના બે ભેદ ક્ષીણદોષવાળા કૈવલ્યજ્ઞાનીને અંતાવસ્થાએ હોય છે. પ્રથમના બે ભેદમાં કોઈ પણ વસ્તુનું અવલંબન લેવું રહેતું નથી, પણ શ્રુતજ્ઞાનનુ અને યોગનું અવલંબન રહે છે અને બાકીના બે ભેદમાં તો કોઈ પણ પ્રકારનું આલંબન લેવું રહેતું નથી (જોકે ત્રીજા ભેદમાં યોગ તો હોય છે.) તેથી, એક દૃષ્ટિથી જોઈએ તો, પ્રથમના બે ભેદ સાલંબન શુકલધ્યાન કહેવાય અને અંતિમ બે ભેદ કૈવલ્યદશાવાળાને હોવાથી નિરાલંબન શુકલધ્યાન કહી શકાય. આપણે આ ચારે ભેદને બરાબર વિચારી જઈએ.

આ શુકલધ્યાનના ચાર ભેદોનાં નામ અનુક્રમે આ પ્રમાણે છે : **પૃથક્ત્વવિતર્કસપ્રવિચાર, એકત્વવિતર્ક-**

**અપ્રવિચાર, સૂક્ષ્મક્રિયાઅપ્રતિપાતી અને સમુચ્છિન્ન-ક્રિયા અથવા વ્યુપરતક્રિયા અનિવૃત્તિ.** પ્રથમ વિભાગ ત્રણ યોગવાળાને હોય છે; બીજો વિભાગ એક યોગવાળાને હોય છે; ત્રીજો વિભાગ તનુયોગવાળાને હોય છે અને ચોથો વિભાગ અયોગીને હોય છે. પ્રથમના બે વિભાગમાં ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાન હોય છે, બાકીના બે વિભાગમાં કૈવલ્યજ્ઞાન હોય છે. હવે અહીં પ્રથમના બે ભેદમાં ચિત્તની દશા હોય છે તે જરા લક્ષ્યપૂર્વક તપાસીએ. અહીં જે ભાવ બતાવવાનો છે તે અતિ સૂક્ષ્મ હોવાથી બહુ વિચાર કરીને તે સમજવા યોગ્ય છે.

પ્રથમ **પૃથક્ત્વવિતર્કસપ્રવિચાર** નામના શુક્લધ્યાનના ભેદમાં પૃથક્ને આશ્રિત થયેલા વિતર્ક, જે વિચાર તે થાય છે. પૃથક્પણું એટલે જુદા જુદા હોવાપણું, વિતર્ક એટલે શ્રુત, અર્થ, વ્યંજન અને યોગના સંક્રમણને વિચાર કહેવામાં આવે છે. એક અર્થ એટલે પદાર્થનો વિચાર કરીને થોડા વખત પછી બીજા પદાર્થનો વિચાર કરવો; એક પદાર્થ પર થોડા વખત સુધી બરાબર નિરીક્ષા કરવી એ પદાર્થસંક્રમણ કહેવાય છે. એક શબ્દ પર વિચાર કરીને બીજા શબ્દ પર સંક્રમણ કરવું એટલે એક શબ્દનો બરાબર વિચાર કરીને બીજા શબ્દનો વિચાર કરવો એ વ્યંજનસંક્રમણ કહેવાય છે. મન, વચન ને કાયાના યોગો પૈકી એક યોગ પર થોડો વખત સ્થિર રહી, બીજા તરફ ત્યાર પછી સંક્રમણ કરવું એનું નામ યોગસંક્રમણ કહેવાય છે. એવી રીતે આ પ્રથમ શુક્લધ્યાનના વિભાગમાં એક પદાર્થથી બીજા પદાર્થ પર, એક શબ્દથી બીજા શબ્દ પર અને એક યોગમાંથી બીજા યોગમાં સંક્રમણ થયા કરે છે.

અત્યાર સુધી ધર્મધ્યાનમાં બહારની વસ્તુનુ અવલંબન હતું તે દૂર થઈને હવે પદાર્થનું જ્ઞાન દ્વારા અવલંબન થાય છે. વિશુદ્ધ અવલોકનાપૂર્વક તેની આલોચના થાય છે અને થોડા વખત સુધી તેમાં સ્થિરતા થાય છે; તેવી જ રીતે યોગમાંના ત્રણે યોગ પર વારાફરતી સંક્રમણ થયા કરે છે. એક વસ્તુનો નિત્ય પર્યાય લીધો તો તે પર કેટલોક વખત સ્થિરપણે ધ્યાન થાય છે; વળી, બીજા પર્યાય પર વિચારણા થાય છે; એ પ્રમાણે વિચારપરંપરા ચાલ્યા કરે છે. આવી રીતે અમુક દ્રવ્યના પર્યાયો પર એક પછી એક વિચાર ચાલ્યા કરે છે. ચૌદ પૂર્વધર અને દ્વાદશાગીના અભ્યાસી આ ધ્યાનમાં સ્થિર થઈ શકે છે. આટલા ઉપરથી આ ધ્યાન ગુણસ્થાનશ્રેણિએ ચઢવા જતાં પ્રાસવ્ય છે એમ સમજાય છે.

વાત એમ છે કે શ્રુતસમુદ્રમાંથી કોઈ વખત એક પદાર્થ અથવા તેનો પર્યાય લઈ તેના પર એક પછી એક પર્યાયદૃષ્ટિએ ધ્યાન કરે છે. આ ધ્યાનને સવિતર્ક અને સવિચાર કહેવાનુ કારણ એ છે કે અહીં એક પછી એક વિતર્કો શ્રુતોપદેશનાં અવલબનો હોય છે, એક પર્યાયથી બીજા પર્યાય પર વિચારણા ચાલ્યા કરે છે અને પર્યાયભેદે શબ્દસંક્રમણ પણ થયા કરે છે. આવી રીતે વસ્તુતત્ત્વ પર પર વિચારણા સ્થિર કરવાથી અને એક પર્યાયથી બીજા પર અને એક યોગથી બીજા યોગ પર ગમન કરવાથી પ્રાણી એકત્વવિચારણા સ્થિર કરે છે અને પછી શુકલધ્યાનના બીજા પાયા પર અથવા બીજા એકત્વવિતર્કઅપ્રવિચાર ભેદ પર આરોહણ કરે છે. પ્રથમ પૃથક્ત્વપણા ઉપર વિચાર કરતાં કરતાં જ્યારે તેને સ્થિરતા થાય છે અને મનની શુદ્ધિ

થાય છે ત્યારે આત્મવીર્યથી તે એકત્વપણાનો વિચાર કરવાને યોગ્ય થાય છે. આ એકત્વવિચારણામાં એક જ યોગથી પરોવાય છે, વસ્તુઓમાં એકત્વ દેખે છે અને તેના પર જ સ્થિરતા થાય છે. અહી એક યોગમાંથી બીજા યોગમાં સંક્રમણ કરવાનું રહેતું નથી. અહીં એક દ્રવ્ય, એક પર્યાય અને એક પુદ્‌ગલનું તે દર્શન કરે છે, દ્રવ્યમાં રહેલ પર્યાયમાં ભિન્ન હોવા છતાં રહેલી અંતિમ એકતા અનુભવે છે અને તેવા વિશિષ્ટ અનુભવને લીધે પ્રથમ જે પૃથક્‌ત્વનું ભાન તેને થયું હતું તેના કરતાં અતિ ઉદાત્ત સ્થિતિ અનુભવે છે.

આ વિશિષ્ટ ધ્યાનથી તેનામાં એટલો બધો વધારો થઈ જાય છે અને શુદ્ધિ એટલી સારી થઈ જાય છે કે અત્યાર સુધી સર્વ વસ્તુઓનો બોધ થઈ શકે એવું જ્ઞાન આવરણ પામ્યું હતું, તે આવરણ આના પ્રભાવથી ખસી જાય છે અને આવર દૂર થયે અંદર રહેલ અચિંત્ય પ્રભાતેજયુક્ત સૂર્યનો પ્રકાશ પ્રગટ થાય છે. આ દ્વિતીય વિભાગને તેટલા માટે એકત્વવિતર્કઅપ્રવિચાર ધ્યાન કહેવામાં આવે છે. અહીં પૃથક્‌ત્વવિચારમાં અને એકત્વવિચારમાં દ્રવ્યની ચિંતવના થાય છે તે શાસ્ત્રાધારપૂર્વક થાય છે અને તેવી સ્થિર યોગથી વિચારણા કરવાની યોગ્યતા પૂર્વધરને શક્ય છે. આ બંને ભેદોમાં અવલંબન નામનું રહે છે અને તે શ્રુતવિચારનું હોય છે.

જ્યારે ઉત્પાદ, વ્યય, સ્થિતિ વગેરે પર્યાયોની એકયોગતાનું રહસ્ય યોગદૃષ્ટિએ સ્પષ્ટ દેખાય છે ત્યારે શુક્લધ્યાનનો બીજો ભેદ પ્રાપ્ત થાય છે.

આ બીજો ભેદ પ્રાપ્ત થાય છે એટલે તેની છેવટની

સ્થિતિમાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતી કર્મોનો સર્વથા ઉદય અને સત્તામાંથી નાશ થાય છે+ અને પછી તેને કૈવલ્યજ્ઞાન અને કૈવલ્યદર્શન ઉત્પન્ન થાય છે. અહીં નિરાલંબનપણું પ્રાપ્ત થાય છે. પછી અનેક પ્રકારના પરોપકાર કરી અનેક જીવોને ઉપદેશ આપી તીર્થંકરપણે અથવા જિન (સામાન્ય કેવળી) તરીકે આ લોકમાં વિચરી છેવટે અઘાતી કર્મો (વેદનીય, નામ, ગોત્ર અને આયુષ્ય)નો પણ ક્ષય કરવાની સ્થિતિએ તે આવે છે. જ્યારે આ પ્રાણી સામાન્ય કેવળી તરીકે હોય ત્યારે તેની જે સ્થિતિ થાય છે અને તે યોગ સંબંધમાં તથા ધ્યાન સબંધમાં કેવી રીતે વર્તતા હોય છે તે વિચારવા પહેલાં આપણે તીર્થંકરપણાની ઋદ્ધિનો જરા ખ્યાલ કરી જઈએ,

કેવળજ્ઞાનદર્શન–આવરણીય કર્મોના નાશથી કૈવલ્યજ્ઞાનદર્શન થાય છે ત્યારે અતીત, અનાગત અને વર્તમાન સર્વ વસ્તુઓના ભાવો તે પ્રાણી દરેક સમયે દેખે છે અને જાણે છે અથવા અન્ય મતે સમયાંતરે જ્ઞાનદર્શનનો ઉપયોગ થયા કરે છે; એની સાથે પૂર્વ ભવમાં તીર્થંકરનામકર્મનો જે બંધ કર્યો હોય છે, તેનો ઉદય પણ થાય છે. એ તીર્થંકરનામકર્મના ઉદયથી અનેક દેવો, સુરો અને અસુરો પ્રભુની સેવા કરે છે, તેને અતિ માન આપે છે અને તેની પૂજા અસાધારણ રીતે થાય છે. દેવતાઓ પ્રભુને માટે અતિ અદ્‌ભુત સમવસરણ કરે છે અને તેમાં પાદપીઠ ઉપર બેસી પ્રભુ દરરોજ એક પ્રહર સુધી, ભવ્ય પ્રાણીઓ પર ઉપકાર કરવાની બુદ્ધિથી, દેશના આપે છે. તે

+ બંધમાંથી તો પ્રથમ નાશ થયેલો હોય છે.

વખતે બાર પર્ષદા, જેમાં દેવ, દાનવ અને મનુષ્યો પોતાની યોગ્યતા પ્રમાણે બેઠા હોય છે તે સર્વ, બહુ આનંદથી સાંભળે છે. પ્રભુને ચોત્રીશ અતિશય હોય છે તે સર્વ અતિ ઐશ્વર્ય બતાવનાર, મહાપુણ્યકર્મસંચયનું ફળ બતાવનાર અને દુનિયામાં પૂજા કરાવનાર હોય છે. સમવસરણમાં જ્યારે પ્રભુ દેશના આપે ત્યારે ચતુર્મુખે બેઠેલા દેખાય છે (કારણ કે ત્રણ બાજુ ભગવાનની જેવી જ મૂર્તિઓ દેવતાઓ સ્થાપિત કરે છે), અતિ ભવ્યતાદર્શક વાણીથી પ્રભુ દેશના આપે છે અને વાણીના અતિશયથી દરેક પ્રાણીને પોતાને ઉદ્દેશીને અને પોતાની ભાષામાં પ્રભુ બોલતા હોય એમ લાગે છે. પ્રભુની દેશના એવી સુંદર રીતે રચાયલી અને એવો સુંદર બોધ કરનારી હોય છે કે એના શ્રવણથી અનેક પ્રાણીઓ મિથ્યાત્વ દૂર કરી સન્માર્ગ પર આવી જાય છે અને પોતાની જાતને પ્રગતિમાં મૂકી દે છે.

પ્રભુના જ્ઞાનાતિશય, વચનાતિશય, પૂજાતિશય અને અપાયાપગમાતિશય બહુ આકર્ષક હોય છે. અનંત જ્ઞાન હોવાથી દેશના બહુ અર્થ યુક્ત અને વચનાતિશયથી વચનના અનેક (૩૫) ગુણોવાળી ગંભીર નીકળે છે. પૂજાતિશયથી તેઓ જ્યાં જાય ત્યાં તેમની દેવાસુરોથી પૂજા થાય છે, તે સાધારણ પ્રકારથી કે ઉપર ઉપરના દેખાવથી નહિ, પણ તેઓની અસાધારણ શક્તિથી પ્રાણીના અંતરમાંથી પૂજ્યભાવ ઉલ્લસે છે અને તેઓની પૂજા કરવી એમાં જાણે પોતે પોતાની ફરજ બજાવતા હોય એમ અંતઃકરણપૂર્વક સમજે છે. એ ઉપરાંત પ્રભુ જ્યાં જ્યાં વિચરે છે, ત્યાં ત્યાં વ્યાધિનો ઉપદ્રવ, દુકાળ કે એવી કોઈ ઉપાધિ થતી નથી. વળી, તીર્થંકરનામકર્મના ઉદયથી અષ્ટ મહાપ્રાતિહાર્ય

નિરંતર સાથે રહે છે : પ્રભુની પછવાડે ભામંડળ ચાલે છે, તેની પ્રભા સૂર્યની પ્રભા કરતાં પણ વિશેષ હોય છે અને તે સર્વ દિશાને પ્રકાશ કરતું હોય છે; સમવસરણમાં સુંદર અશોક વૃક્ષ હોય છે, તે પ્રભુ વિહાર કરે ત્યારે પણ આકાશમાં ચાલે છે અને તેની ડાળીઓ પવનથી ચાલ્યા કરે છે, દેવતાઓ પુષ્પની વૃષ્ટિ સમવસરણમાં અને પ્રભુ વિચરે ત્યા કર્યા કરે છે, પ્રભુ દેશના દે છે ત્યારે તેમના સ્વરમાં દિવ્ય ધ્વનિનો સંચાર દેવો તરફથી થયા કરે છે; પ્રભુ દેશના દે તે વખતે તેમ જ વિહાર કરે ત્યારે પણ બન્ને બાજુ ચામર વીઝાયા કરે છે, અતિ વિશિષ્ટ પાદપીઠવાળા સિંહાસન ઉપર પ્રભુ આસન કરે છે; પ્રભુ વિહાર કરે છે ત્યારે સિંહાસન પણ આકાશમાં ચાલે છે; આકાશમાં દેવતાઓ દુંદુભિ વગાડે છે અને પ્રભુના મસ્તક પર ત્રણ છત્ર નિરંતર રહે છે. આ અષ્ટ મહાપ્રાતિહાર્યની અતિ અદ્‌ભુત શોભા બહુ આકર્ષક લાગે છે અને બાળ, મધ્યમ અને ઉત્તમ અધિકારી પર બહુ સારી જુદા જુદા પ્રકારની અસર કરે છે.

પ્રભુ જ્યાં વિચરે છે ત્યાં પવન અનુકૂળ વાય છે. પ્રભુ વિચરે છે ત્યારે વૃક્ષો પણ નમતાં જાય છે. પ્રભુ જે પ્રદેશમાં વિચરે છે ત્યાં પ્રાણીઓ પોતાનું કુદરતી વૈર ભૂલી જાય છે અને સર્વ ઇદ્રિયના અર્થો ક્ષણવારમાં મનોજ્ઞ થઈ જાય છે. પ્રભુનાં નખ અને રોમ વધતાં નથી, પ્રભુનો આહાર-નિહાર છદ્મસ્થ પ્રાણી દેખી શકતા નથી અને પ્રભુનો શ્વાસોચ્છવાસ કમળ જેવો સુગંધી હોય છે. પ્રભુ જ્યાં જ્યાં વિહાર કરે છે, ત્યાં ત્યાં દેવો તેમની આગળ રત્નનિર્મિત ધર્મધ્વજ ચલાવે છે, પ્રભુની સાથે જમીન

પર નવ કમળો ચાલે છે, તેમાંનાં બે બે દરેક પગલે આગળ આવે છે તેના પર પગ મૂકે છે. અને કરોડોની સંખ્યામાં દેવો નિરંતર પ્રભુની સેવામાં, તેમના અતિ ઉજ્જવળ ગુણોથી આકર્ષાઈને રહે છે અને પોતાની શક્તિ પ્રમાણે પ્રભુપદની સેવા કરી જન્મને ધન્ય માને છે. આવી અનેક સમૃદ્ધિ તીર્થંકર નામકર્મના ઉદયથી થાય છે, પણ પ્રભુ તેમાં અલિપ્ત રહે છે. એમના મન પર ઇંદ્રભૂતિ–ગૌતમ જેવાની એકાંત પ્રીતિ અને રાગદૃષ્ટિએ અસર કરી નહિ, એમના પર અનેક દેવોની પૂજાએ અસર કરી નહિ અને ગોશાળાના ઉપદ્રવે પણ અસર કરી નહિ, એ તેઓના ચિત્તની અતિ ઉદાત્ત સ્થિતિ બતાવે છે. આવી રીતે તીર્થંકરનામકર્મના ઉદયથી અનેક પ્રકારની ઋદ્ધિ પ્રાપ્ત થાય છે; તેનું જો વર્ણન કરવામાં આવે તો પુસ્તકો ભરાય. એમના પ્રાતિહાર્યનુ વર્ણન, ચોત્રીશ અતિશયની મહત્તા અને વાણીના રૂપ–ગુણો અન્યની સરખામણીમાં બહુ ઉત્કૃષ્ટ હોવાથી અત્યંત આનંદ આપે છે.

હવે સામાન્ય કેવળીની શુક્લધ્યાનને લીધે ઉત્પન્ન થયેલ જ્ઞાન થયા પછી થતી સ્થિતિ, યોગને અંગે થતી ખાસ વર્તના અને કર્મક્ષયને અંગે થતી અતિ વિશુદ્ધ અવસ્થા આપણે વિચારીએ. સામાન્ય કેવળીઓ પણ, આયુષ્યકર્મ બાકી હોય તો, પૃથ્વી ઉપર વિહાર કરી અન્ય જીવોને સન્માર્ગ બતાવવારૂપ દેશના આપે છે. એમને પણ ચાર ઘાતી કર્મોનો ક્ષય થયેલો હોય છે અને બાકીનાં ચાર અઘાતી કર્મો રહેલાં હોય છે.

આયુઃકર્મના પ્રમાણમાં જેમને બાકીનાં કર્મો વધારે રહે છે, તેઓ આયુષ્યના છેલ્લા છ માસ બાકી રહે તે વખતે કેવળી-

સમુદ્ઘાત કરે છે અને તે દ્વારા બાકીનાં નામ, ગોત્ર ને વેદનીય કર્મોને આયુ:કર્મની સમાન સ્થિતિમાં લાવી મૂકે છે. એટલે એ કેવળીસમુદ્ઘાત દ્વારા વધારાનાં કર્મો પ્રદેશોદયથી ભોગવી ફેંકી દે છે. તીર્થંકર અને સામાન્ય કેવળી બન્ને સમુદ્ઘાત કરે છે. કેવળીસમુદ્ઘાત આઠ સમયમાં થાય છે. પ્રથમ સમયે દંડ કરે છે, એટલે ઊર્ધ્વ શ્રેણીએ અને અધો-શ્રેણીએ લોકાન્તપર્યંત આત્મપ્રદેશને સીધા ગોઠવે છે; બીજા સમયે કપાટ કરે છે, એટલે દંડની બન્ને બાજુએ આત્મપ્રદેશને વિસ્તારી લોકાન્તપર્યંત લઈ જાય છે; ત્રીજે સમયે મંથાન કરે છે, એટલે મંથાનની જેમ ચોમેરથી આત્મપ્રદેશ વિસ્તારે છે, પછી ચોથે સમયે વચ્ચે રહેલા આંતરાઓ આત્મપ્રદેશથી પૂરે છે; આવી રીતે ચોથા સમયે દરેક આકાશપ્રદેશ પર અકેક આત્મપ્રદેશ ચૌદે રાજલોકમાં પૂરી તેના પર રહેલી વધારાની કર્મવર્ગણાને ખંખેરી નાખે છે; પાંચમા, છઠ્ઠા, સાતમા અને આઠમા સમયે તેથી ઊલટી ક્રિયા કરી અંતર, મંથાન, કપાટ અને દંડને સંકેલી નાખે છે. આવી રીતે સમુદ્ઘાત કરી આઠમા સમયે અસલ સ્થિતિમાં આવે છે.

આ કેવળીસમુદ્ઘાત અતિ આશ્ચર્ય ઉપજાવે તેવી હકીકત છે અને તે જેમને આયુ:કર્મ કરતાં બીજાં ત્રણ કર્મનાં દળો વધારે રહેલાં હોય એવા કૈવલ્યજ્ઞાનવાળાને જ થાય છે.

કેવળી ભગવાન અંતાવસ્થાએ યોગનિરોધ કરતાં પ્રથમ બાદર કાયયોગમાં સ્થિતિ કરી બાદર વચનયોગને સૂક્ષ્મ કરી નાખે છે. (બાદરનો ક્ષય કરે છે.) ત્યાર પછી સૂક્ષ્મ વચનયોગ અને મનોયોગમાં સ્થિતિ કરી બાદર કાયયોગને પણ સૂક્ષ્મ

કરી નાખે છે અર્થાત્ બાદર કાયયોગનો ક્ષય કરે છે; અને છેવટે સૂક્ષ્મ કાયયોગમાં સ્થિતિ કરીને સૂક્ષ્મ વચનયોગ અને મનોયોગનો પણ નિગ્રહ કરે છે. આ પ્રમાણેની સ્થિતિને સૂક્ષ્મ-ક્રિય ધ્યાન કહેવામાં આવે છે. એ શુક્લધ્યાનનો ત્રીજો વિભાગ છે. પછી સયોગી ગુણસ્થાનકનો છેડો આવે છે અને છેલ્લો પંચહ્રસ્વાક્ષરનો કાળ બાકી રહે એટલે अ इ उ ऋ ऌ એટલા અક્ષરોનો ઉચ્ચાર થાય તેટલો વખત બાકી રહે ત્યારે અયોગી ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે. ત્યાં સર્વ યોગનો નિરોધ પ્રાપ્ત થાય છે, સમુચ્છિન્ન ક્રિયા નામનો શુક્લધ્યાનનો એ ચોથો ભેદ છે અને તે વખતે દ્વિચરમ સમયે કર્મની ૭૨ પ્રકૃતિનો ક્ષય થાય છે અને ચરમ સમયે બાકી રહેલી તેર પ્રકૃતિનો ક્ષય થાય છે. સર્વ કર્મો આ ગુણસ્થાનકનો કાળ પૂર્ણ થતાંની સાથે પૂર્ણ થાય છે અને આત્મા તેની અતિ વિશુદ્ધ મૂળ સ્થિતિ પ્રાપ્ત કરતાં ઊર્ધ્વ ગમન કરે છે અને જેમ બાણનો પૂર્વ પ્રયોગ કરી રાખ્યો હોય તેથી બાણ એકદમ પણછમાંથી ઊડીને ચાલ્યું જાય છે, તેમ તે આત્માની ઊંચે લોકાન્ત સુધી ગતિ થાય છે.

તે વખતે તે તદ્દન નિર્મળ, શાંત, નિષ્કલંક, નિરામય, નિષ્ક્રિય, નિર્વિકલ્પ થઈ જાય છે અને તે ઉત્કૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત કરે છે. અયોગી અવસ્થાનો સૂક્ષ્મ કાળ અનુભવી છેવટે સર્વ ભાવનો ત્યાગ કરી અનંત સુખાત્મક ચિદ્‌ઘનાનંદ સ્વરૂપનો રસાસ્વાદ લેવા નિવૃત્તિ નગરીએ જતાં તેને જરા પણ વખત લાગતો નથી.

મોક્ષમાં એવા પ્રકારનું સુખ છે કે તેનું વર્ણન કરવું

અશક્ય છે, કારણ કે મનુષ્યનાં કે દેવગતિનાં ઉત્કૃષ્ટ સુખ કરતાં તે અનંતગણું વધારે છે. ત્યાં નિદ્રા નથી, તંદ્રા નથી, કોઈનો ભય નથી, જરા પણ ભ્રાન્તિ નથી, રાગ નથી, દ્વેષ નથી, પીડા નથી, દુઃખ નથી, શોક નથી, મોહ નથી, જરા નથી, જન્મ નથી, મરણ નથી અને એવી કોઈ પણ પ્રકારની ઉપાધિ નથી; એટલું જ નહિ પણ ત્યાં ક્ષુધા નથી, તૃષા નથી, ખેદ નથી, મદ નથી, ઉન્માદ નથી, મૂર્છા નથી અને વૃદ્ધિ કે હ્રાસ નથી. તેઓને એટલો આત્મિક વૈભવ હોય છે કે તેનો ખ્યાલ કરવો—તેની કલ્પના કરવી—તે પણ અશક્ય છે. એ સિદ્ધ ભગવાન શરીર રહિત છે, ઇંદ્રિય રહિત છે, વિકલ્પ રહિત છે. નવીન કર્મના બંધનથી રહિત છે અને અનંત વીર્યથી યુક્ત છે; વળી, તેઓ પરમાત્મસ્વરૂપને પામેલા છે, પરિપૂર્ણ છે, સનાતન છે, પરાજ્યોતિનો આવિર્ભાવ અનુભવનારા છે, સંસારસાગરને તરી ગયેલા છે, કૃતકૃત્ય છે અને અચલ સ્થિતિમાં નિરંતર રહેનારા છે.

સિદ્ધ અવસ્થા પ્રાપ્ત થયા પહેલાં ચૌદમા ગુણસ્થાનકે અયોગી અવસ્થા પ્રાપ્ત થાય છે અને એ શુક્લધ્યાનની અતિ ઉત્કૃષ્ટ દશા છે, તેથી અહીં સમાધિની જરૂર રહેતી નથી અને યોગાંગ તરીકે સમાધિની જે વ્યાખ્યા આપી છે, તેવી સમાધિ તો શુક્લધ્યાનની શરૂઆતથી જ થાય છે. પાતંજલ યોગકાર ધ્યાન અને સમાધિમાં ફેર બતાવતાં કહે છે કે ધ્યાનમાં ધ્યેયનું અને વૃત્તિનું પૃથક્ ભાન હોય છે અથવા ધ્યાનમાં ધ્યેયાકાર વૃત્તિનો પ્રવાહ વિચ્છિન્ન હોય છે; જ્યારે સમાધિમાં તે

અવિચ્છિન્ન હોય છે. આ સ્થિતિ એકત્વવિચાર શુક્લધ્યાનમાં પણ પ્રાપ્ત થાય છે, આથી જૈન યોગકારોએ શુક્લધ્યાનના ચતુર્થ વિભાગમાં ધ્યાનની–યોગની ઉત્કૃષ્ટ અવસ્થા સ્વીકારી છે. કેવળજ્ઞાની કેવલાવસ્થામાં વર્તે છે ત્યારે તેની ધ્યાનાંતર દશા હોય છે; તે વખતે તે કાંઈ ધ્યાન કરતા નથી. શુક્લધ્યાનના બે વિભાગ ધ્યાયા હોય છે; બાકીના બે વિભાગ અંતાવસ્થાએ આવવાના હોવાથી બાકી હોય છે. આ પ્રમાણે શુક્લધ્યાનની સ્થિતિ છે. સમાધિ નામના યોગના આઠમા અંગની પણ અહીં વિચારણા થઈ ગઈ; તેની જુદી વિચારણા કરવાની રહેતી નથી.

# વિષયાનુક્રમ *

આંકડા પુસ્તકના પૃષ્ઠોના છે.



* અનુક્રમ ગુજરાતી અક્ષર **અ** થી **જ્ઞ** સુધી રાખ્યો છે. ચાલુમા ઔ પછી અનુનાસિક લીધો છે અને અથી અઃ સુધી દરેક અક્ષરમા ક્રમ પૂરો કરી ત્યાર પછી તેના જોડાક્ષરો લીધા છે. ગુજરાતી ભાષાના અનુક્રમમાં આ શૈલી ગ્રહણ કરવી ઉચિત ગણવામાં આવી છે. એ રીતિ પ્રમાણે શોધનકાર્યમાં બહુ સગવડ થવી સભવે છે.

**ર**